જીવનના ગુપ્ત રહસ્યો દર્શાવતું, સુખદુઃખના સરળ ઉપાયો સૂચવતું, માનવીનું ચારિત્ર્ય, તેની ખાસિયત અને તેની કાર્યશક્તિ સંબંધી યોગ્ય દિશા સૂચન કરતું એક અભ્યાસપૂર્ણ અને કલ્યાણકારી પુસ્તક

# ભ વિ ષ્ય વા ણી

## વિભાગ ૧-૨-૩

પુષ્કળ ચિત્રો સહિત



કર્તા

આનંદકુમાર ભટ્ટ



Fortune - Telling is a guide in Life



એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ.



પબ્લીશર્સ.

૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ

મુંબઈ ૨.

કિંમત રૂા. ૫-૧૨-૦

વિ. સં. ૧૯૯૯ - માઘ
ઇ. સ. ૧૯૪૩ - માર્ચ

પ્રથમ આવૃત્તિ
નકલ ૧૨૫૦



આ પુસ્તકની છપાઈ, બાઇન્ડીંગ,
જેકેટ પ્રીન્ટીંગ, કાગળો પૂરા
પાડવાનું વગેરે તમામ કામ
રજની પ્રિન્ટરીએ કર્યું છે.

પ્રકાશક
એન. એમ. ઠક્કરની કં. વતી,
નંદલાલ મોહનલાલ ઠક્કર
૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ.
મુંબઈ ૨.

મુદ્રક
રામદાસ ઇ. પટેલ
રજની પ્રિન્ટરી
૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબઇ ૨.

સ્વ. મુ. શ્રી બાબુભાઈને,
માયાળુ મમતા અને વાત્સલ્ય-
ભર્યાં વહાલની સ્મૃતિમાં
તેમની પ્રથમ પુણ્યતિથિએ
એક વિનમ્ર અર્ઘ્ય.



# પહેલું કથન

**સ્વામી રામને** એક સમયે એક માનવીએ પ્રશ્ન કર્યો :—
"તમારી આ પ્રગતિનું રહસ્ય શું ?"

એમણે જવાબ આપ્યોઃ–"મારી જાતને હું પિછાની ગયો હતો અને એટલે જ લોકોને પિછાનવાની ચાવી મારે હાથ આવી ગઈ હતી."

અને આ સત્ય જ છે. તમે તમારી જાતને ઓળખો, દુનિયા આખીને ઓળખતાં શીખી જશો. તમે તમારા ગુણ–દોષોને પામી જાવ, તમારી ત્રુટીઓને તમે પારખી લો, તમારી શક્તિઓનો તમને પરિચય થઇ જાય તો તમારી પ્રગતિનો માર્ગ આપોઆપ ખુલી જશે અને દુનિયા તમારી સામે શિર ઝુકાવતી ઊભી રહેશે.

તમારી જાતને પિછાનવાનો એક મુખ્ય માર્ગ છે. અને તે Fortune–Telling-ભવિષ્ય–કથન, ભવિષ્યવાણીનો છે. ભવિષ્ય-કથન, એ એક શાસ્ત્ર છે. એમાં અટકળ નથી. વિજ્ઞાનમાં જેમ પધ્ધતિસરનું સંશોધન અને પ્રમાણ છે તેવું જ આ શાસ્ત્રમાં પણ છે. પ્રત્યક્ષ નિરીક્ષણ ઉપર જ તેની રચના થઇ છે. આપણા પૂર્વજોએ અનેક અનુભવો દ્વારા તેનું સંશોધન કરી તેને સો ટચના સુવર્ણ જેવું સાચું અને સંપૂર્ણ બનાવ્યું છે.

દરેક મનુષ્યને પોતાનું ભવિષ્ય જાણવાની ઉત્કટ ઇચ્છા હોય છે. શિક્ષિત કે અશિક્ષિત, સંસ્કારી કે અણઘડ દરેક પોતાના ભાવિમાં ડોકીયું કરવા આતુર હોય છે. મશહૂર હસ્તરેખાશાસ્ત્રી અને ભવિષ્યવેત્તા 'કીરો' (cheiro) કહે છે કે 'મને કોઇ એવો માનવી બતાવો કે જે પોતાનું ભવિષ્ય જાણવા આતુર ન હોય, હું તેની આગળ મારૂં શિર ઝૂકાવી દઇશ.' મશહૂર જ્યોતિષીઓ એલન લીયો, સેન્ટ જરમન આદિઓએ પણ આવા જ ઉદ્દગારો કાઢ્યા છે. ભવિષ્ય જાણવાની ઇચ્છા એ મનુષ્ય સ્વભાવનું વલણ છે અને મનને વાળવા છતાં પણ સ્વાભાવિક રીતે જ મન જ્યોતિષ તરફ વળ્યા વગર રહેતું નથી. આમ જ્યોતિષ, ભવિષ્ય–કથન માણસ જાતના જીવન સાથે સદાય સંકળાયલું રહ્યું છે.

આ પુસ્તકમાં **ત્રણ વિભાગો** પાડવામાં આવ્યા છે. **પ્રથમ વિભાગમાં** જન્મ તારીખ ઉપરથી ભવિષ્ય, **બીજામાં** મસ્તક વિજ્ઞાન અને **ત્રીજામાં** મુખ ઉપરથી માનવીને પિછાનવાની કલા રજુ કરવામાં આવી છે. આમ આ પુસ્તક મનુષ્યના જીવન ઉપર ત્રિવિધ રીતે પ્રકાશ પાડી શકે એવુ બનાવવામાં આવ્યું છે.

મનુષ્યના જીવન ઉપર આકાશી ગ્રહોની સારી નરસી અસર રહ્યા જ કરે છે. ઘણાને શંકા થશે કે હજારો ગાઉ દૂર રહેલાં ગ્રહો, સૂર્ય, ચન્દ્ર, પૃથ્વી ઉપર રહેતાં મનુષ્યોને કેવી રીતે અસર પહોંચાડી શકે ? આવી શંકા કરનારાઓ ભૂલી જાય છે કે ભરતી–ઓટ પર ચન્દ્રની અસર હોય છે. અમાસ અને પૂર્ણિમાનો દિવસ અમુક રોગો માટે ભારે ગણાયો છે. મીનના સૂર્ય વખતે ગાંડા મનુષ્યનાં મગજ અધિક વીફરે છે. સૂર્ય અને ચન્દ્ર ગ્રહણ વખતે કેટલાક મનુષ્યો ભારે ઉદાસી અને અસ્વસ્થતા અનુભવે છે. આ શું આ વાતનું પ્રમાણ નથી ?

જન્મ તારીખ ઉપરથી ભવિષ્ય જોવાની પ્રથા પશ્ચિમમાં આજે ખૂબ જ પ્રચલિત બની છે. યૂરોપ અમેરિકામાં તો એને લગતું સંશોધન પુષ્કળ પ્રમાણમાં થતું રહે છે. આ વિદ્યાનું મૂળ આપણો જ દેશ છે. પણ આપણે પ્રમાદી દશામાં રહ્યા. સંશોધન વૃત્તિ ન રાખી, જ્યારે પશ્ચિમના માનસે સંશોધનવૃત્તિ રાખી આ શાસ્ત્રને સમય અનુકૂળ બનાવી તેનો પ્રચાર વ્યાપક બનાવ્યો. તેમની અને આપણી વચ્ચે આટલો ફેર.

**જન્મ તારીખ** ઉપરથી માનવીનું આખું ભવિષ્ય, તેની કાર્યશક્તિ, તેના ગુણ–અવગુણ, તેની ખાસિયત આદિને જોઇ શકાય છે. આટલુ જ નહિ પણ તમે તમારા કુટુમ્બીઓની, તમારા પુત્રો આદિની પણ જન્મતારીખો જાણતા હો, તો તમે તેમના સંબંધી ઘણું જાણી શકો છો. તેમની કેટલીક ગુપ્ત વાતો, તેમનું રહસ્ય તમે તેમના મુખથી ન જાણી શકો તે આ શાસ્ત્ર દ્વારા તમે જાણી શકો છો. એની દ્વારા તમે તમારી ખામીઓને જાણી તેને દૂર કરવા પ્રયત્ન કરી શકો છો. કયા માણસો તમને અનુકૂળ થઇ પડશે, કયા માણસોની સાથે તમારો સંબંધ વધુ મીઠો જળવાશે વગેરે અનેક બાબતો તમને આ શાસ્ત્ર દ્વારા જાણવાની મળશે. આ વિભાગમાં રજુ થયલું ભવિષ્ય કથન એટલું તો સચોટ છે કે જેમને જેમને તે વંચાવવામાં આવ્યું છે તેઓ પોતાના ગુણો–પોતાની ગુપ્ત શક્તિઓ અને પોતાના સ્વભાવ આદિને એમાં સ્પષ્ટ રૂપે આલેખાયલા જોઇ ચકિત બની ગયા છે.

**બીજો વિભાગ મસ્તક વિજ્ઞાનનો** છે. એમાં મસ્તકશાસ્ત્રની સૂક્ષ્મ ચર્ચા કરી માનવીનું મસ્તક કઇ શક્તિઓ બતાવે છે તેની ચર્ચા કરવામાં આવી છે. મસ્તકમાં પણ ભવિષ્ય છૂપાયું છે. મસ્તકના વિભાગો–તેની રચના, દરેક વિભાગમાં કઇ શક્તિઓ છે અને તે શક્તિઓ ક્યાં અને શું કામ આપે છે તેની શાસ્ત્રીય રજુઆત એમાં કરવામાં આવી છે.

ત્રીજા વિભાગમાં માનવીને મુખ ઉપરથી પિછાનવાની રીત આપવામાં આવી છે. માણસના મુખ ઉપરના અંગો જેવા કે આંખ, નાક, ભવાં, હોઠ, કાન, જીભ, ગાલ, કપાળ આદિ વિભાગોમાં છૂપાયલા લક્ષણોને સ્પષ્ટ કરી તેના ગુણ–દોષ, ફળ આદિ બતાવવામાં આવ્યા છે. માણસની આંખો કેવી હોવી જોઇએ ? તેના કપાળ અને નાકનું પ્રમાણ કેવું અને કેટલું હોવું જોઇએ, તેની હડપચી–દાઢીનો આકાર કેવો હોય તો તે સફળ માનવી બની શકે આદિ નાની–મોટી તમામ વાતો એમાં પૌર્વાત્ય અને પશ્ચિમાત્ય એમ બન્ને રીતે ચર્ચવામાં આવી છે.

મુખલક્ષણશાસ્ત્ર એ માનવીને ચહેરા પરથી પિછાની કાઢવાની કળા છે. આ વિદ્યા અતિ પ્રાચીન છે અને તેનો ઇતિહાસ તપાસશું તો તે બહુ જ પ્રાચીન કાળથી એટલે કે રામાયણ–મહાભારતના સમયથી ચાલી આવેલી જણાશે. આપણા ઋષિ–મુનિઓ આ વિદ્યામાં પારંગત હતા. અને સમયે સમયે તેઓ એનો ઉપયોગ વ્યહવારમાં પણ કરતા હતા. પશ્ચિમમાં પણ આ વિદ્યાનો પગપેસારો ઘણાં પ્રાચીન સમયનો માલુમ પડી આવ્યો છે. ગ્રીક લેખકો એરીસ્ટોટલ, પ્લેટો અને ગલેન આદિઓએ એના સંબંધી ઉલ્લેખ વારંવાર કર્યો છે. હીપોક્રેટ્સે તો માણસના ચહેરાઓના રંગ ઉપરથી પણ ભવિષ્ય–કથન જાણવાની રીત શોધી કાઢી હતી. સોક્રેટીસના સમયમાં થઇ ગયેલા ઝોપાઇરસે આ શાસ્ત્રમાં જાણવાયોગ્ય સુધારાઓ રજુ કરી તેમાં ઘણા ફેરફાર કર્યા હતા. આજ ભવિષ્ય વેત્તાએ સોક્રેટીસનો ચહેરો જોઇ જે ભવિષ્યવાણી ઉચ્ચારી હતી તે સોએ સો ટકા સાચી પડી હતી. સોક્રેટીસ પણ આવી અજબ શકિત જોઇ ચક્તિ બની ગયો હતો.

ચહેરા ઉપરથી માનવીને પારખવા માટે તેના મુખ ઉપરના બધાં જ અંગનો અભ્યાસ કરવો જરૂરી છે. માત્ર એક જ અંગ ઉપરથી ભવિષ્ય કહી ન શકાય. આંક, કાન, નાક, કપાળ આદિ કેવા પ્રમાણના છે, એનો સામુદ્રિક દ્રષ્ટિએ કેવો આકાર છે આદિ જોઇ તપાસીને જ પછી ભવિષ્ય ઉચ્ચારવું યોગ્ય છે. આ પુસ્તકમાં મુખ ઉપરના વિવિધ અંગોના જે લક્ષણો આપવામાં આવ્યા છે તેનો અભ્યાસ કરો, તેમાં આપેલી વિગતો જુઓ અને પછી ભવિષ્ય–કથન કહો. આ વિભાગને સમજવાનું સરળ થઇ પડે તે માટે તેમાં પુષ્કળ ચિત્રો પણ આપવામાં આવ્યા છે. અમે તો માત્ર એટલું જ કહીએ છીએ–આ રહ્યું પુસ્તક. એમાં આપેલી વિગતોનો અભ્યાસ કરો, તેને અનુસરો અને પછી જુઓ તેનું પરિણામ. અમને ખાત્રી જ કે તે સાચું જ પડશે.

આ પુસ્તકની રચના કરવા માટે ભારે જહેમત ઉઠાવવામાં આવી છે. વર્ષોના સ્વાનુભાવ, સંશોધન તથા પરિશ્રમ બાદ તેનું આ પૂર્ણ સ્વરૂપ અપાયું છે. ગ્રન્થની રચના માટે અનેક પ્રસિદ્ધ પુરુષોનાં સંસ્કૃત, હિન્દી, મરાઠી, ગુજરાતી આદિ પુસ્તકોનો પણ આધાર લેવામા આવ્યો છે. 'રવિવાર' અને 'કિસ્મત'ના વિદ્વાન તંત્રીશ્રી રા. રા. ઉષાકાન્ત પંડ્યા અને શ્રી નારણજીભાઇ શુક્લની પણ એમાં જે સહાય છે તે બદલ તેમનો તથા રા. રા. શ્રી નાગરદાસ ઇ. પટેલ, રા. રા. શ્રી જયન્તિલાલ વિઠ્ઠલદાસ અને રજની પ્રિન્ટરીના કુશળ સંચાલકોનો પણ આભાર માનીએ છીએ.

અન્તમાં એક મહત્વની વાત જણાવી દેવી જોઇએ. મનુષ્ય સ્વયં પોતે પોતાના ભાગ્યનો વિધાતા છે. એ જેવો બનવા માંગે તેવો બની શકે છે. સોનાનો પદાર્થ સોનાનો જ હોય છે. તેમાંથી કંઇ લોઢું કે સીસું બનતું નથી. જગતનિયંતા પ્રભુએ માનવીને ઉત્પન્ન કર્યો છે. તેના જ અણુમાંથી તેનું સર્જન થયું છે એટલે એ પરમેશ્વર જેવા જ લક્ષણવાળો છે, તેના જેવી જ શક્તિઓ તેનામાં પણ છે. એ શક્તિઓને ઓળખી તેનો બુદ્ધિપૂર્વકનો ઉપયોગ કરી પ્રભુ જેવા બનવાનો માનવી પ્રયત્ન કરે તો તે જરૂર તેવો બની શકે છે. જે પરમેશ્વરે ભગવાન શંકર અને પાર્વતીને ઘડયા, જેણે સમર્થ શક્તિશાળી પરશુરામ અને વ્યાસ ભગવાનને ઘડયા, જેણે સ્વામી રામકૃષ્ણ, રામતીર્થ અને વિવેકાનંદ જેવાઓને મહાન બનાવ્યા ત્યારે શું માનવી મહાન ન બની શકે? બનેજ. ઇતિહાસ સાક્ષી પૂરે છે. મહાન પુરુષોનાં પ્રેરણાત્મક જીવનો એની ખાત્રી કરાવે છે.

ઇશ્વરે બક્ષેલી જે શક્તિઓ માનવીના દેહમાં છૂપાયલી છે તેને પ્રકટ કરવાનો, તેને જાણવાનો તેણે જરૂર પ્રયત્ન કરવો જોઇએ. કયા વિકારો, કયા લક્ષણો, કયો સ્વભાવ, કઇ વૃત્તિ એ કાર્યમાં વિરોધ નાંખે છે તેનો માનવીએ બારીક અભ્યાસ કરવો જોઇએ અને આ અભ્યાસ જ્યોતિષ દ્વારા જ કરી શકાય છે. ભવિષ્યવાણી દ્વારા તમારા ગુણ–અવગુણને ઓળખો, તમારી શક્તિઓનાં સામર્થ્યને પિછાનો, વિકારી અને ચિત્તને ચલાયમાન બનાવી દેતી વૃત્તિઓને કબજે કરો. તમે મહાન બનશો. જરૂર મહાન બનશો. ભવિષ્યવાણીની આ સો ટકાની સંપૂર્ણ ખાત્રી છે.

**મહાશિવરાત્રિ–૧૯૯૯**



# અનુક્રમ



## જન્મ તારીખ ઉપરથી ભવિષ્ય

### વિભાગ પહેલો



| પ્રકરણ | | | | પાનું |
|---|---|---|---|---|
| | ધંધો | ... | ... | ૧૮ |
| | જીવન—તંદુરસ્તી—સુખ | ... | ... | ૨૦ |
| | તેમના ગુણ—અવગુણનું સરવૈયું | | ... | ૨૧ |
| | ગુણ | ... | ... | ૨૧ |
| | અવગુણ | ... | ... | ૨૧ |
| | ભાગ્યશાળી રંગ | ... | ... | ૨૧ |
| | ભાગ્યશાળી દિવસ અને આંક... | | ... | ૨૧ |
| | ભાગ્યશાળી મહિનાઓ | ... | ... | ૨૨ |
| | સંધિ સમય | ... | ... | ૨૨ |
| | આ તારીખોમાં જન્મેલી નામાંકિત વ્યક્તિઓ | | | ૨૨ |
| ૩— | **તા. ૨૧ મી એપ્રિલથી તે તા. ૨૦ મી મે સુધીમાં જન્મેલાઓ માટેનું ભવિષ્ય** | | ... | ૨૩ |
| | સ્વભાવ—ગુણ અને કાર્યશકિત... | | ... | ૨૪ |
| | લગ્ન | ... | ... | ૨૯ |
| | કૌટુમ્બિક સુખ | ... | ... | ૨૯ |
| | ધંધો | ... | ... | ૨૯ |
| | જીવન—તન્દુરસ્તી અને સુખ | ... | ... | ૩૧ |
| | તેમનાં ગુણ—અવગુણનું સરવૈયું | | ... | ૩૨ |
| | ગુણ | ... | ... | ૩૨ |
| | અવગુણ | ... | ... | ૩૨ |
| | ભાગ્યશાળી રંગ | ... | ... | ૩૩ |
| | ભાગ્યશાળી દિવસ અને આંક... | | ... | ૩૩ |
| | ભાગ્યશાળી મહિનાઓ | ... | ... | ૩૩ |
| | સંધિ સમય | ... | ... | ૩૩ |
| | આ તારીખોમાં જન્મેલી નામાંકિત વ્યક્તિઓ | | | ૩૪ |

| પ્રકરણ | | | | પાનું |
|---|---|---|---|---|
| ૪— | તા. ૨૧ મી મે થી તે તા. ૨૦ મી જુન સુધીમાં જન્મેલાઓ માટેનું ભવિષ્ય | | ... | ૩૫ |
| | સ્વભાવ–ગુણ અને કાર્યશક્તિ... | | ... | ૩૬ |
| | લગ્ન | ... | ... | ૪૦ |
| | કૌટુમ્બિક સુખ | ... | ... | ૪૦ |
| | ધંધો | ... | ... | ૪૧ |
| | જીવન–તન્દુરસ્તી અને સુખ | ... | ... | ૪૨ |
| | તેમના ગુણ–અવગુણનું સરવૈયું | | ... | ૪૪ |
| | ગુણ | ... | ... | ૪૪ |
| | અવગુણ | ... | ... | ૪૪ |
| | ભાગ્યશાળી રંગ | ... | ... | ૪૪ |
| | ભાગ્યશાળી દિવસ અને આંક... | | ... | ૪૫ |
| | ભાગ્યશાળી મહિનાઓ | ... | ... | ૪૫ |
| | સંધિ સમય | ... | ... | ૪૫ |
| | આ તારીખોમાં જન્મેલી નામાંકિત વ્યક્તિઓ | | | ૪૫ |
| ૫— | તા. ૨૧ મી જુનથી તે તા. ૨૧ મી જુલાઇ સુધીમાં જન્મેલાઓ માટેનું ભવિષ્ય ... | | | ૪૬ |
| | સ્વભાવ–ગુણ અને કાર્યશક્તિ... | | ... | ૪૭ |
| | લગ્ન | ... | ... | ૫૦ |
| | કૌટુમ્બિક સુખ | ... | ... | ૫૧ |
| | ધંધો | ... | ... | ૫૧ |
| | જીવન–તન્દુરસ્તી અને સુખ | ... | ... | ૫૩ |
| | તેમનાં ગુણ–અવગુણનું સરવૈયું | | ... | ૫૫ |
| | ગુણ | ... | ... | ૫૫ |
| | અવગુણ | ... | ... | ૫૫ |
| | ભાગ્યશાળી રંગ | ... | ... | ૫૫ |

| પ્રકરણ | | પાનું |
|---|---|---|

| પ્રકરણ | | | પાનું |
|---|---|---|---|
| | જીવન-તન્દુરસ્તી અને સુખ ... | ... | ૭૮ |
| | તેમનાં ગુણ-અવગુણનું સરવૈયું | ... | ૮૦ |
| | ગુણ ... | ... | ૮૦ |
| | અવગુણ ... | ... | ૮૦ |
| | ભાગ્યશાળી રંગ ... | ... | ૮૧ |
| | ભાગ્યશાળી દિવસ અને આંક... | ... | ૮૧ |
| | ભાગ્યશાળી મહિનાઓ ... | ... | ૮૧ |
| | સંધિ સમય ... | ... | ૮૧ |
| | આ તારીખોમાં જન્મેલી નામાંકિત વ્યક્તિઓ | | ૮૨ |
| ૮ — | **તા. ૨૨ મી સપ્ટેમ્બરથી તે તા. ૨૨ મી અકટૉબર સુધીમાં જન્મેલાઓ માટેનું ભવિષ્ય** | | ૮૩ |
| | સ્વભાવ-ગુણ અને કાર્યશક્તિ... | ... | ૮૪ |
| | લગ્ન ... | ... | ૮૮ |
| | કૌટુમ્બિક સુખ ... | ... | ૮૯ |
| | ધંધો ... | ... | ૮૯ |
| | જીવન-તન્દુરસ્તી અને સુખ ... | ... | ૯૦ |
| | તેમનાં ગુણ-અવગુણનું સરવૈયું | ... | ૯૩ |
| | ગુણ ... | ... | ૯૩ |
| | અવગુણ ... | ... | ૯૩ |
| | ભાગ્યશાળી રંગ ... | ... | ૯૩ |
| | ભાગ્યશાળી દિવસ અને આંક | ... | ૯૩ |
| | ભાગ્યશાળી મહિનાઓ ... | ... | ૯૪ |
| | સંધિ સમય ... | ... | ૯૪ |
| | આ તારીખોમાં જન્મેલી નામાંકિત વ્યક્તિઓ | | ૯૪ |
| ૯ — | **તા. ૨૩ મી અકટૉબરથી તે તા. ૨૧ મી નવેમ્બર સુધીમાં જન્મેલાઓ માટેનું ભવિષ્ય** | | ૯૫ |
| | સ્વભાવ-ગુણ અને કાર્યશકિત | ... | ૯૬ |

પ્રકરણ | | | પાનું

પ્રકરણ　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　પાનું

| પ્રકરણ | | પાનું |
|---|---|---|
| | ભાગ્યશાળી દિવસ અને આંક ... | ૧૩૮ |
| | ભાગ્યશાળી મહિનાઓ ... ... | ૧૩૮ |
| | સંધિ સમય ... ... | ૧૩૮ |
| | આ તારીખોમાં જન્મેલી નામાંકિત વ્યક્તિઓ | ૧૩૯ |
| ૧૩— | તા. ૧૯ મી ફેબ્રુઆરીથી તે તા. ૨૦ મી માર્ચ સુધીમાં જન્મેલાઓ માટેનું ભવિષ્ય | ૧૪૦ |
| | સ્વભાવ–ગુણ અને કાર્યશકિત ... | ૧૪૧ |
| | લગ્ન ... ... | ૧૪૫ |
| | કૌટુમ્બિક સુખ ... ... | ૧૪૬ |
| | ધંધો ... ... | ૧૪૬ |
| | જીવન–તન્દુરસ્તી અને સુખ... ... | ૧૪૭ |
| | તેમનાં ગુણ–અવગુણનું સરવૈયું ... | ૧૪૮ |
| | ગુણ ... ... | ૧૪૮ |
| | અવગુણ ... ... | ૧૪૯ |
| | ભાગ્યશાળી રંગ ... ... | ૧૪૯ |
| | ભાગ્યશાળી દિવસ અને આંક ... | ૧૪૯ |
| | ભાગ્યશાળી મહિનાઓ ... ... | ૧૪૯ |
| | સંધિ સમય ... ... | ૧૪૯ |
| | આ તારીખોમાં જન્મેલી નામાંકિત વ્યક્તિઓ | ૧૫૦ |
| ૧૪— | ઋતુ, માસ, તિથિ, વાર, નક્ષત્ર ઉપરથી સ્વભાવ લક્ષણ ... ... | ૧૫૧ |
| | ઋતુ ઉપરથી સ્વભાવ લક્ષણ ... | ૧૫૧ |
| | માસ ઉપરથી સ્વભાવ લક્ષણ ... | ૧૫૨ |
| | પક્ષ ઉપરથી સ્વભાવ લક્ષણ... ... | ૧૫૪ |
| | તિથિ ઉપરથી સ્વભાવ લક્ષણ ... | ૧૫૪ |
| | વાર ઉપરથી સ્વભાવ લક્ષણ... ... | ૧૫૭ |
| | નક્ષત્ર ઉપરથી સ્વભાવ લક્ષણ ... | ૧૫૮ |

# મસ્તક વિજ્ઞાન

## વિભાગ બીજો



| પ્રકરણ | | | પાનું |
|---|---|---|---|

# મુખ ઉપરથી માનવીને પિછાનો

## વિભાગ ત્રીજો



| પ્રકરણ | | પાનું |
|---|---|---|
| ૨૪— | નાક ... ... | ૨૪૩ |
| | કેવું નાક સારૂં અને કેવું ખરાબ ગણાય ?... | ૨૪૩ |
| | ગુન્હેગારોના નાક કેવા હોય છે ? ... | ૨૪૩ |
| | જુદીજુદી પ્રજાઓના નાક ... ... | ૨૪૪ |
| | રોમન નાક ... ... | ૨૪૫ |
| | યાહુદી નાક ... ... | ૨૪૫ |
| | ગ્રીસીયન નાક ... ... | ૨૪૫ |
| | અણીદાર નાક ... ... | ૨૪૬ |
| | ટૂંકુ અને જાડું નાક ... ... | ૨૪૬ |
| | પાતળું અને વળેલું નાક ... ... | ૨૪૭ |
| | નાકની દાંડી ... ... | ૨૪૭ |
| | લાંબુ નાક ... ... | ૨૪૮ |
| | પહોળા નસ્કોરાં શું સૂચવે છે ? ... | ૨૪૮ |
| | ફિલ્સુફોના નાક ... ... | ૨૪૯ |
| | કવિઓના નાક ... ... | ૨૪૯ |
| | ધાર્મિક પુરુષોનાં નાક ... ... | ૨૫૦ |
| | ટૂંકું અને બેઠું નાક ... ... | ૨૫૦ |
| | સ્ત્રીનું નાક કેવું હોવું જોઇએ ? ... | ૨૫૦ |
| | નાકનો સામુદ્રિકશાસ્ત્રની દ્રષ્ટિએ વિચાર ... | ૨૫૧ |
| ૨૫— | મુખ અને હોઠ ... ... | ૨૫૨ |
| | મુખ ... ... | ૨૫૨ |
| | મુખનું કાર્ય ... ... | ૨૫૨ |
| | કામદેવના ધનુષ જેવું મુખ... ... | ૨૫૩ |
| | મોટાં મોઢાંવાળો સ્વભાવે કેવો હોય છે ? ... | ૨૫૩ |
| | નાના મોઢાંવાળાનો સ્વભાવ ... | ૨૫૪ |
| | ઉપસેલું મોઢું ... ... | ૨૫૪ |

| પ્રકરણ | | | | પાનું |
| --- | --- | --- | --- | --- |
| | આકાર વગરનું મોઢું | ... | ... | ૨૫૪ |
| | હોઠ—ઓષ્ઠ | ... | ... | ૨૫૫ |
| | જાડા હોઠ | ... | ... | ૨૫૬ |
| | પાતળા હોઠ | ... | ... | ૨૫૭ |
| | હોઠના ખુણાઓ | ... | ... | ૨૫૭ |
| | હોઠના વિવિધ લક્ષણો | ... | ... | ૨૫૭ |
| ૨૬— | **દાંત** | ... | ... | ૨૬૦ |
| | દાંતના વિવિધ પ્રકાર અને તેનાં લક્ષણો | | ... | ૨૬૦ |
| | સ્ત્રીનાં દાંત કેવા હોવા જોઇએ ? | | ... | ૨૬૧ |
| ૨૭— | **દાઢી—હડપચી** | ... | ... | ૨૬૨ |
| | લાંબી હડપચી | ... | ... | ૨૬૩ |
| | નાની હડપચી | ... | ... | ૨૬૩ |
| | ગોળ હડપચી | ... | ... | ૨૬૩ |
| | ચોખંડી હડપચી | ... | ... | ૨૬૩ |
| | અંડાકાર હડપચી | ... | ... | ૨૬૪ |
| | પહોળી ચોખંડી હડપચી | ... | ... | ૨૬૫ |
| | ઉપસેલી હડપચી | ... | ... | ૨૬૫ |
| | સ્ત્રીઓની હડપચી કેવી હોવી જોઇએ ? | | ... | ૨૬૬ |
| ૨૮— | **ગાલ** | ... | ... | ૨૬૭ |
| | આખા અને ગોળાકાર ગાલ... | | ... | ૨૬૭ |
| | પાતળા ગાલ | ... | ... | ૨૬૭ |
| | ગાલ ઉપરની લાલીનું કારણ શું ? | | ... | ૨૬૭ |
| | ગાલના વિવિધ લક્ષણો | ... | ... | ૨૬૮ |
| | કેવા ગાલવાળો સુખી અને દુઃખી બને છે ?... | | | ૨૬૯ |
| | સ્ત્રીઓના ગાલ | ... | ... | ૨૬૯ |

| પ્રકરણ | | | પાનું |
|---|---|---|---|
| | ગાલ અને માનવીની શોખવૃત્તિ | ... | ૨૬૯ |
| | સ્ત્રીઓના ગાલના લક્ષણો ... | ... | ૨૭૦ |
| ૨૯— | જીભ ... | ... | ૨૭૧ |
| | જીભનું વશીકરણ ... | ... | ૨૭૧ |
| | જીભનું આકર્ષણ કેવી રીતે વધે ? | ... | ૨૭૨ |
| | જીભ પરથી માણસ વર્તાય છે | ... | ૨૭૨ |
| | કેવી જીભ સારી ગણાય ? ... | ... | ૨૭૩ |
| | જીભના સામુદ્રિક લક્ષણો ... | ... | ૨૭૩ |
| | સ્ત્રીઓની જીભનાં લક્ષણો ... | ... | ૨૭૪ |
| ૩૦— | કાન ... | ... | ૨૭૫ |
| | કાન ઊર્મિસૂચક પણ છે ... | ... | ૨૭૫ |
| | ટીકાથી ડરનારા કાન ... | ... | ૨૭૬ |
| | નાના કાન ... | ... | ૨૭૬ |
| | મોટા કાન ... | ... | ૨૭૭ |
| | જમણો કાન ... | ... | ૨૭૮ |
| | ડાબો કાન ... | ... | ૨૭૮ |
| | કાનની બુટ્ટીઓ ... | ... | ૨૭૮ |
| | કાનપરથી જુદા જુદા લક્ષણો | ... | ૨૭૯ |
| | ગુન્હેગારના કાન ... | ... | ૨૭૯ |
| | સ્ત્રીનાં કાન કેવા હોવા જોઇએ ? | ... | ૨૮૦ |
| ૩૧— | ગળું—ગરદન ... | ... | ૨૮૨ |
| | સ્વતંત્ર સ્વભાવના માણસની ગરદન | ... | ૨૮૨ |
| | સ્વમાની માણસની ગરદન ... | ... | ૨૮૨ |
| | પરાધિન માણસની ગરદન ... | ... | ૨૮૨ |
| | ટૂંકી ગરદન ... | ... | ૨૮૩ |

| પ્રકરણ | | | પાનું |
|---|---|---|---|
| | લાંબી ગરદન | ... ... | ૨૮૩ |
| | કેવી ગરદન સારી ગણાય?... | ... | ૨૮૩ |
| | સ્ત્રીનું ગળું કેવું હોવું જોઇએ? | ... | ૨૮૩ |
| ૩૨— | સ્વર—અવાજ | ... ... | ૨૮૫ |
| | માણુસની બોલવાની રીત ... | ... | ૨૮૫ |
| | બેવડી બોલી ધરાવનારા માણુસો | ... | ૨૮૬ |
| | અવાજમાં પરિવર્તન પણુ થાય છે | ... | ૨૮૬ |
| | અવાજ અને પ્રકૃતિ | ... ... | ૨૮૬ |
| | અવાજનો જાદુ | ... ... | ૨૮૭ |
| | મધુરવાણી જ ઉચ્ચારો | ... ... | ૨૮૮ |
| | અવાજના ફોટાઓ | ... ... | ૨૮૮ |
| | નરમ અવાજ | ... ... | ૨૮૯ |
| | સખ્ત અવાજ | ... ... | ૨૮૯ |
| | સંગીતમય અવાજ | ... ... | ૨૮૯ |
| | ઊંડો અવાજ | ... ... | ૨૮૯ |
| | કોમળ અને પ્રેમાળ સ્ત્રીનો અવાજ | ... | ૨૯૦ |
| | ખોખરો અવાજ | ... ... | ૨૯૦ |
| | ઘંટડીના રણુકાર જેવો અવાજ | ... | ૨૯૦ |
| | અવાજના સામુદ્રિક લક્ષણો... | ... | ૨૯૦ |
| ૩૩— | મૂછ—દાઢી | ... ... | ૨૯૧ |
| | મૂછોના વિવિધ ભાવ | ... ... | ૨૯૧ |
| ૩૪— | તમારો ચહેરો કેવો છે? ... | ... | ૨૯૨ |
| | માનવીના બે વર્ગ | ... ... | ૨૯૨ |
| | મગજશક્તિથી કામ કરનારનો ચહેરો | ... | ૨૯૨ |
| | પાંચ પ્રકારના ચહેરા | ... ... | ૨૯૩ |

| પ્રકરણ | | | પાનું |
|---|---|---|---|
| | લાંબો સાંકડો ચહેરો ... | ... | ૨૯૪ |
| | ગોળ ચહેરો ... | ... | ૨૯૪ |
| | વિવિધ પ્રકારના ચહેરાઓ... | ... | ૨૯૫ |
| | બચ્ચાશાહી ચહેરો ... | ... | ૨૯૭ |
| | ચોખંડો ચહેરો ... | ... | ૨૯૭ |
| | ત્રિકોણાકાર ચહેરો ... | ... | ૨૯૮ |
| | લંબગોળ ચહેરો ... | ... | ૨૯૯ |
| | વિશાળ ચહેરો ... | ... | ૩૦૦ |
| | ચહેરાઓ અને શરીર સ્વાસ્થ્ય | ... | ૩૦૦ |
| | કપિ મુખવાળો ચહેરો ... | ... | ૩૦૧ |
| | વ્યાપારી ચહેરો ... | ... | ૩૦૨ |
| | સ્ત્રીનું મુખ કેવું જોઇએ? ... | ... | ૩૦૩ |
| | ચ્હેરાપરની રેખા અને કરચલીઓ | ... | ૩૦૪ |
| | રેખાઓ અને આયુષ્ય ... | ... | ૩૦૫ |
| | મસ્તકમાં ગ્રહનાં સ્થાન ... | ... | ૩૦૬ |
| | શનિ રેખા ... | ... | ૩૦૬ |
| | ગુરુ રેખા ... | ... | ૩૦૬ |
| | મંગળ રેખા ... | ... | ૩૦૭ |
| | સૂર્ય રેખા ... | ... | ૩૦૭ |
| | શુક્ર સ્થાન ... | ... | ૩૦૭ |
| | બુધ સ્થાન ... | ... | ૩૦૭ |
| | ચન્દ્ર સ્થાન ... | ... | ૩૦૭ |
| | મસ્તકમાં ટાલ હોય તો? ... | ... | ૩૦૮ |
| | વયની વૃધ્ધિ સાથે ચહેરાઓમાં થતું પરિવર્તન | | ૩૧૧ |
| ૩૫— | **વિવિધ ચહેરાઓનું અવલોકન** | ... | ૩૧૩ |
| | હીટલરની આંખો ... | ... | ૩૧૪ |

પ્રકરણ | | | પાનું
---|---|---|---


☆

# ચિત્રોનો ક્રમ





☆ મનુષ્ય સ્વયં પોતાના ભાગ્યનો નિર્માતા છે. પ્રભુએ તેને તેવા થવાનો સમય આપ્યો છે. તમારી ઇચ્છા હોય તો એની દયાને આવકારો અને જ્ઞાન વધારવાનો પ્રયત્ન કરો. બળતા અગ્નિમાં હાથ રાખતાં હાથ જ બળી જાય છે અને માનવીને પોતાની એ મૂર્ખાઇ ઉપર હસવું આવે છે. પરમાત્મા અગ્નિ ઉપર માનવીને હાથ રાખતાં નથી રોકતો, કે નથી, તે અગ્નિને તેના નિયમ વિરૂદ્ધ ઠંડો પાડતો. એ કામ મનુષ્યની જ્ઞાનશક્તિનું છે. આપત્તિના સમયમાં એ જ્ઞાનશક્તિ જ તેને સાચ્ચે માર્ગે દોરશે. ☆

# ભવિષ્યવાણી





"Lady, throw back thy raven hair,
Lay thy white brow in the moonlight bare!
I will Look on the Stars, and look on thee
And read the page of thy destiny"

 

"Know Thyself" and Thy Friends

તમારી જાતને જાણો અને તમારા મિત્રોને પિછાનો.



☆

# જન્મ તારીખ ☆ ઉપરથી ભવિષ્ય ☆

☆

## વિભાગ પહેલો

☆

**आस्ते भग आसीनस्योर्ध्वंस् तिष्ठति तिष्ठतः**
**शेते निपद्यमानस्य चराति चरतो भगः ।**
**चरैवैति चरैवैति ॥**

બેસી રહેનારનું ભાગ્ય બેઠેલું રહે છે, સૂઈ રહેનારનું ભાગ્ય સૂતેલું જ રહે છે, ઊભા રહેનારનું ભાગ્ય ઊભું રહે છે, અને જે ફરે છે, ઉદ્યમ કરે છે, તેનું ભાગ્ય પણ ફરતું એટલે કે સફળ થતું રહે છે, માટે ઉદ્યમ કરો, ઉદ્યમ કરો!!

☆

શ્રી ૧।

આ વિશ્વમાં અનેક અદ્રષ્ટ સત્તાઓ આપણા ઉપર રાજ્ય ચલાવી રહી છે. આ અદ્રષ્ટ સત્તાઓ અગ્નિ, વાયુ, વિદ્યુત્ વગેરે સત્તાઓના કરતાં વધુ પ્રબળ છે. જ્યોતિષવિદ્યા દ્વારા તે સત્તાઓનું રહસ્ય ઉકેલો, તેને જાણો અને કેવી રીતે તે સત્તાઓને વશ બનાવી શકાય તે શીખો.

માનવી જીવન ઉપર સારા–નરસાં ગ્રહોની અસર સદા રહેલી જ છે. કોઇને શુભ ગ્રહ સુખ આપે છે તો કોઇને અશુભ ગ્રહ દુઃખ આપે છે. એક જ ગ્રહ કોઇને સુખ અને કોઇને દુઃખ પણ આપી શકવાની શક્તિ ધરાવે છે. આ ગ્રહો કયા નિયમથી મનુષ્યને નડે છે, તેમને સતાવે છે તેનું જ્ઞાન સર્વને થઇ શકતું નથી. જ્યોતિષશાસ્ત્રના જેઓ ઊંડા અભ્યાસી છે, જેઓ પોતાની સૂક્ષ્મબુદ્ધિનો ઉપયોગ કરી શકે છે તેઓને જ એનું જ્ઞાન લાધી શકે છે.

ઘણાં મનુષ્યો માને છે કે હજારો ગાઉ દૂર આકાશમાં રહેલા ગ્રહોની મનુષ્યના જીવન ઉપર અસર થાય એ ન કલ્પી શકાય એવી વાત છે. આવી દલીલ કરનારાઓ મુખ્યત્વે પશ્ચિમના સિદ્ધાન્તવાદીઓ અને નાસ્તિકો જ હોય છે. પરંતુ તેઓને ખબર નથી કે હજારો ગાઉ દૂર રહેલા ચન્દ્ર તથા સૂર્યની અસર આ પૃથ્વીના પ્રત્યેક પ્રાણી–પદાર્થ ઉપર થયા જ કરે છે. ચંદ્રથી સમુદ્રમાં ભરતી–ઓટ થાય છે. કેટલાક રોગોમાં અમાસ તથા પૂર્ણિમાના દિવસો રોગીઓને ભારે ગણાય છે. ફાગણમાં અમુક રાશિનો સૂર્ય થયા પછી ગાંડા મનુષ્યોનાં મગજ વધુ ઉન્મત્ત બને છે. શું આ સૂર્ય–ચન્દ્રની અસરનું ફળ નથી? જ્યારે આ બેની અસરનો આપણે સ્વીકાર કરીએ છીએ ત્યારે દૂર રહેલા બીજા ગ્રહોની આપણા ઉપર અસર થતી જ નથી એવું કહેવાનું આપણી પાસે શું પ્રમાણ છે?

માનવી જીવન ઉપર ગ્રહોની અસરનો સ્વીકાર થયા પછી જાણવું ઘટે છે કે પ્રત્યેક ગ્રહમાંથી તે તે ગ્રહનું ખાસ દ્રવ્ય નિરંતર વહ્યા જ કરે છે. જેમ સૂર્યના પ્રકાશમય અણુઓ સૂર્ય-દ્વારા આપણી પૃથ્વી ઉપર સદા ટપક્યા જ કરે છે તે જ મુજબ આકાશમાં રહેલાં ગ્રહોના અણુઓ પણ આપણા પ્રતિ નિરંતર આવ્યા જ કરે છે, અને જે અણુઓનો જેમની સાથે સજાતીય સંબંધ હોય છે તેના પ્રતિ આકર્ષાય છે. આવી રીતે આકર્ષાઈ તેની અનુકૂળ અસર તે જન્માવે છે.

આ જગતમાં બધા પદાર્થો સાત્વિક, રાજસ અને તામસ એમ ત્રિગુણવાળા છે. તેમાં જે જે સાત્વિક પદાર્થો હોય છે, તેઓ પોતાનાથી વધુ પ્રબળ સાત્વિક પદાર્થોથી પોષાય છે. આવી રીતે બીજા પદાર્થોનું પણ સમજવું. સૂર્ય, ચન્દ્ર તથા બૃહસ્પતિ એ ત્રણ ગ્રહો સાત્વિક છે. એટલે તેઓમાંથી વહેતું સાત્વિક દ્રવ્ય આ જગતનાં બધાં સાત્વિક પ્રાણી પદાર્થોને પોષે છે. બુધ અને

શુક્ર રાજસ હોવાથી તેમાંથી વહેતું રાજસ દ્રવ્ય રાજસ પ્રાણી-પદાર્થોને પોષે છે. બાકીના ગ્રહો તામસ હોવાથી તેઓ તામસ પ્રાણી-પદાર્થોનું પોષણ કરે છે. આ પ્રકારે ત્રિગુણભેદવાળા આ ગ્રહોની પોતાના સજાતીય પ્રાણી-પદાર્થો ઉપર નિરંતર અનુકૂળ અસર થયા કરે છે.

સૂર્યને દરેકના પ્રાણવાયુરૂપી આત્મા કહ્યો છે દરેકનાં જીવનની એ ધોરી નસ છે. તેનાથી જ જગતની ઉત્પત્તિ સ્થિતિ ને લય છે.

સૂર્યને આકાશમાં ફરવાના માર્ગનાં બાર વિભાગ પાડવામાં આવ્યા છે. દરેક વિભાગને 'રાશિ' નામથી ઓળખવામાં આવે છે. આવી રાશિઓ બાર છેઃ—

૧—મેષ, ૨—વૃષભ, ૩—મિથુન, ૪—કર્ક, ૫—સિંહ, ૬—કન્યા, ૭—તુલા, ૮—વૃશ્ચિક, ૯—ધન, ૧૦—મકર, ૧૧—કુંભ, અને ૧૨—મીન.

આ રાશિઓમાંથી ગમે તે એક રાશિમાં અથવા રાશિઓના સંધિકાળમાં પ્રત્યેક મનુષ્યનો જન્મ થયો હોય છે. જન્મ સમયે આકાશમાં ગ્રહોની જે સ્થિતિ હોય છે તે પ્રમાણે તેના જીવન ઉપર તે ગ્રહોની વધતા ઓછા પ્રમાણમાં અસર થાય છે.

પણ આથી એમ ન સમજવું કે મનુષ્ય ગ્રહોને આધીન છે. મનુષ્ય પોતાની બુદ્ધિનો ઉપયોગ ન કરે અને ગ્રહોની ખરાબ અસર ટાળવાનો પ્રયત્ન ન કરે તો અવશ્ય તે ગ્રહોને આધીન રહે છે જ. પણ તે બુદ્ધિનો ઉપયોગ કરી પ્રયત્નો આદરે તો તે ગ્રહોની ખરાબ અસરને પણ નિવારી તેના ઉપર વિજય મેળવી શકે છે એ એક નક્કર હકીકત છે.

મહર્ષિ વાસિષ્ઠે કહ્યું છે કેઃ—'નસીબના બાંધેલા બંધાઇને પ્રયત્નને ન સેવનાર પછી ભલે તે માણસ જેવા જણાતા હોય તો

શરીરનાઓની સત્તા શરીરના કયા ભાગમાં પ્રવર્તે છે તે બતાવતું ચિત્ર.



મેષ, સિંહ અને ધન એ ત્રણ રાશિઓની ત્રિપુટી અગ્નિ-તત્વની ગણાય છે. મિથુન, તુલા અને કુંભ એ ત્રણની ત્રિપુટી વાયુતત્વની ગણાય છે; કર્ક, વૃશ્ચિક અને મીન એ ત્રણની ત્રિપુટી જલતત્વની ગણાય છે; જ્યારે વૃષભ, કન્યા અને મકર એ ત્રણની ત્રિપુટી પૃથ્વીતત્વની ગણાય છે.

મેષ, વૃષભ, મિથુન અને કર્ક એ ચાર રાશિઓ સબળ છે, તેમની સત્તા શરીરના ઉપરના ભાગમાં પ્રવર્તે છે. એટલે કે મેષની સત્તા મસ્તકમાં, વૃષભની સત્તા કંઠમાં, મિથુનની સત્તા સ્કંધ અને હસ્તમાં અને કર્કની સત્તા છાતીમાં પ્રવર્તે છે.

સિંહ, કન્યા, તુલા અને વૃશ્ચિક એ ચાર રાશિઓ મધ્યવર્તી ગણાય છે અને તેમની સત્તા શરીરના મધ્ય ભાગમાં પ્રવર્તે છે. એટલે કે સિંહની સત્તા હૃદયમાં, કન્યાની સત્તા ઉદરમાં, તુલાની સત્તા કટિમાં અને વૃશ્ચિકની સત્તા જનનેંદ્રિયમાં પ્રવર્તે છે.

ધન, મકર, કુંભ અને મીન એ ચાર રાશિઓ દુર્લભ ગણાય છે. તેમની સત્તા શરીરના અધોભાગમાં પ્રવર્તે છે. એટલે કે ધનની સત્તા સાથળોમાં, મકરની સત્તા ઘુંટણોમાં, કુંભની સત્તા પગના નળામાં અને મીનની સત્તા પગના પંજામાં પ્રવર્તે છે.

સૂર્ય દરેક વર્ષે મેષાદિ બાર રાશિઓમાં મુખ્યત્વે કરીને નીચે બતાવ્યા પ્રમાણેના સમયે રહે છે. જે રાશિમાં એ જે સમયે રહે છે—કે આવે છે તે રાશિને તે ખાસ કરીને અસર પહોંચાડે છે અને તેની અનુસાર જ તે વર્તન કરાવે છે. સૂર્યના આગમન સમયે આ રાશિમાં જન્મનારો ખાસ કરીને તે રાશિની અસર નીચે જ હોય છે, અને તે અનુસાર તેનું વર્તન, ચારિત્ર્ય, ખાસિયત, બનાવો આદિ ઘડાય છે.

૧—મેષ—૨૧ મી માર્ચથી ૨૦ મી એપ્રિલ

૨—વૃષભ—૨૧ મી એપ્રિલથી ૨૦ મી મે

૩–મિથુન–૨૧ મી મે થી ૨૦ મી જુન
૪–કર્ક–૨૧ મી જુનથી ૨૧ મી જુલાઈ
૫–સિંહ–૨૨ મી જુલાઈથી ૨૧ મી ઑગસ્ટ
૬–કન્યા–૨૨ મી ઑગસ્ટથી ૨૧ મી સપ્ટેમ્બર
૭–તુલા–૨૨ મી સપ્ટેમ્બરથી ૨૨ મી અક્ટોબર
૮–વૃશ્ચિક–૨૩ મી અક્ટોબરથી ૨૧ મી નવેમ્બર
૯–ધન–૨૨ મી નવેમ્બરથી ૨૦ મી ડીસેમ્બર
૧૦–મકર–૨૧ મી ડીસેમ્બરથી ૧૯ મી જાન્યુઆરી
૧૧–કુંભ–૨૦ મી જાન્યુઆરીથી ૧૮ મી ફેબ્રુઆરી
૧૨–મીન–૧૯ મી ફેબ્રુઆરીથી ૨૦ મી માર્ચ

તા. ૨૧ મી માર્ચથી તા. ૨૦ મી એપ્રિલ સુધીમાં જન્મેલા મનુષ્યની સૂર્ય અનુસાર મેષરાશિ છે તેવી જ રીતે બીજી રાશિઓનું ઉપર મુજબ સમજવું.

તમે જે તારીખે જન્મ્યા હો તે તારીખ જે રાશિમાં આવતી હોય તે રાશિવાળો ભાગ કાઢો અને તેમાં જે લખાણ આપેલું છે તે વાંચી જાવ. આ લખાણ તમને સ્પર્શે છે. એમાં વર્ણવેલા ગુણ–દોષ અનુસાર તમે તમારી શક્તિનું માપ કાઢો અને પછી તે મુજબ વર્તો.

દાખલા તરીકે તમારો જન્મ ૨૩ મી ડીસેમ્બરે થયો છે. ૨૩ મી ડીસેમ્બર મકર રાશિમાં આવી જાય છે. એટલે તમારી સૂર્યની અસર નીચે આવનારી રાશિ મકર છે. મકર રાશિના વિભાગમાં જે લખાણ છે તે દ્વારા તમારૂં ફળ જાણી લેવું. આ ફળ માત્ર તે સમયની વચ્ચે જન્મેલાઓને જ લાગુ પડે છે. બીજાઓને નહિ. આ મુજબ જેનો જન્મ જે તારીખમાં આવતો હોય તેણે તે તારીખવાળું લખાણ જોઈ જવું.

એક રાશિ પૂરી થઈને બીજી રાશિનો પ્રવેશ થયા પછી ૭ દિવસની અંદર જન્મ થયો હોય તો તેમનો જન્મ સંધિગત રાશિમાં થયેલો ગણાય છે. સંધિગત રાશિઓનું તથા બીજી રાશિઓનાં લક્ષણોનું એકત્ર ફળ જોવામાં આવે છે.

સંધિગત રાશિઓનાં બાર સમય છે અને તે નીચે મુજબનાં છે:—

૨૧ મીથી ૨૭ મી માર્ચ
૨૧ મીથી ૨૭ મી એપ્રિલ
૨૧ મીથી ૨૭ મી મે
૨૧ મીથી ૨૭ મી જુન
૨૨ મીથી ૨૮ મી જુલાઈ
૨૨ મીથી ૨૮ મી ઑગસ્ટ
૨૨ મીથી ૨૮ મી સપ્ટેમ્બર
૨૩ મીથી ૨૯ મી અકટોબર
૨૨ મીથી ૨૮ મી નવેમ્બર
૨૧ મીથી ૨૭ મી ડીસેમ્બર
૨૦ મીથી ૨૬ મી જાન્યુઆરી
૧૯ મીથી ૨૫ મી ફેબ્રુઆરી.

કોનો કઈ તારીખમાં જન્મ છે, તેના જ્ઞાનથી અયોગ્ય થનારાં અનેક દુઃખો ટાળી શકાય છે. ગૃહસ્થાશ્રમી અનેક સ્ત્રી-પુરુષોને બનતી રાશ ન આવવામાં પરસ્પરથી પ્રતિકૂળ રાશિમાં થયેલા તેમના જન્મ જ ઘણે પ્રસંગે કારણભૂત બને છે.

અમુક તારીખોમાં જન્મેલા માણસોનો સ્વભાવ, તેના ગુણ તેનું ચારિત્ર્ય, તેની કાર્યશક્તિ વગેરે કેવાં છે તે ઉકેલવાનો, જાણવાનો અહીં પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ સમજવાથી

પોતાનામાં સારા તેમજ નરસા કયા ગુણો છે તેની તેમને ખાત્રી થાય. આ પ્રકારના જ્ઞાનથી તે મનુષ્ય પોતાનામાં રહેલા સારા ગુણોને પ્રયત્નથી પોષવાનો અને નઠારા ગુણોને નિર્મૂળ કરવાનો પ્રયત્ન કરશે, તો તે પોતાના જીવનને અત્યંત ઉચ્ચ પ્રકારનું બનાવી તેને શારીરિક, માનસિક, આર્થિક તથા આધ્યાત્મિક ઉન્નતિનો અનુભવ કરાવશે.

આ પ્રકારનું ભવિષ્યદર્શન માણસના સ્વભાવને, તેની ટેવને, તેની કાર્યશક્તિને અને તેની સારી–નરસી યોગ્યતાને ખુલ્લાં પાડી દે છે. એટલે આપણે જો સ્હામા માણસની જન્મ તારીખ જાણતા હોઈએ તો આપણને તેના સ્વભાવ વગેરેનું આગળથી જ દિગ્દર્શન થઈ જાય છે. આ દિગ્દર્શન ભવિષ્યમાં આપણને ખૂબ જ સહાયભૂત થાય છે. ઉપરાંત આ ભવિષ્યવાણી દ્વારા આપણે આપણી પોતાની કાર્યશક્તિઓ જાણી શકીએ છીએ અને તે અનુસાર વર્તી આપણે જીવનને અનુકૂળ બનીને રહી શકીએ છીએ. વળી આ ભવિષ્યવાણી દ્વારા આપણે આપણાં સગાં-સ્નેહીઓના સ્વભાવ-ગુણ-ચારિત્ર્ય વગેરે પણ વિના મુશ્કેલીએ જાણી શકીએ છીએ.

આ સિવાય આ ભવિષ્યદર્શન રોજબરોજના બનાવોમાં ઉપયોગી થઈ પડે તેવી ઘણી અગત્યની બીનાઓ તેમજ સત્યોને પ્રકટ કરી દે છે. સ્વભાવ અને ખાસિયતોનો એ પરથી ખ્યાલ કરીને માણસો પોતાના જીવનના ઘણા સારા માઠા પ્રસંગોની આગાહી મેળવી શકે છે તેમજ સાવચેત પણ રહી શકે છે.



તા. ૨૧ મી માર્ચથી તે
તા. ૨૦ મી એપ્રિલ સુધીમાં જન્મેલાઓ માટે




રાશિ નિશાની ... ... ... મેઢું, ઘેટું.
રાશિ સ્વામી ... ... ... મંગળ.
રાશિ અવયવ ... ... ... મસ્તક.
નંગ ... ... ... હીરો, ગોમેદ કે યાકુત
લગ્નમાં સૌથી લાયક સાથીઓ ... ૨૨ મી જુલાઈથી તે ૨૧ મી ઑગસ્ટ અને ૨૨ મી નવેમ્બરથી તે ૨૦ મી ડીસેમ્બર સુધીમાં જન્મેલાઓ. (સિંહ અને ધન રાશિ)
મિત્રોમાં–ધંધામાં સૌથી લાયક સાથીઓ...૨૨ મી જુલાઈથી તે ૨૧ મી ઑગસ્ટ અને ૨૨ મી સપ્ટેમ્બરથી તે ૨૨ મી અકટોબર સુધીમાં જન્મેલાઓ. (સિંહ અને તુલા રાશિ)

એક તત્ત્વવાળી રાશિઓ ... ... સિંહ અને ધન.

સૂર્ય મેષ રાશિમાં તા. ૨૧ મી માર્ચે આવે છે અને તા. ૨૦ મી એપ્રિલે વિદાય થઈ જાય છે.

## સ્વભાવ–ગુણ અને કાર્યશકિત

આ તારીખોમાં જન્મેલા માનવીઓ મુખ્યત્વે બે ભાગમાં વિભક્ત થઈ ગયેલાં હોય છે. ઉદ્યોગી અને નિરૂદ્યમી. પહેલા વિભાગના માનવીઓ ખંતીલા અને મહેનતુ હોય છે. તેઓ જાતે મજુરી કરીને જ ખાનારા હોય છે. પારકી મહેનતનો ઉપભોગ કરવાનું તેમને પસંદ નથી. બીજા વિભાગના માનવીઓ કામ-ધંધામાં આળસુ અને મફતનું જ ખાવાવાળા હોય છે.

ઉદ્યોગી વિભાગવાળા માનવીઓ દ્રઢ મનોબળ અને મહાન મનોરથો સેવનારા હોય છે. કાર્ય કરતાં તેઓ થાકતાં નથી અને અવિશ્રાન્ત મહેનત કરે છે. તેઓ સ્વભાવે જક્કી હોય છે. તેમનું આ જક્કીપણું ઘણીવાર સારાં કામ માટે જ હોય છે. તેઓને જ્યારે પોતાનો માર્ગ મળી આવતો નથી ત્યારે તેઓ છેલ્લે પાટલે બેસે છે, અને પોતાનું ધાર્યું કરવા હઠાગ્રહ કરે છે. આમ છતાં પણ તેઓ હોશિયાર, કુશળ અને કાર્યશક્તિમાં તીક્ષ્ણ હોય છે. વ્યવસ્થાશક્તિમાં તેઓ પાવરધા હોઈ કામ કુશળતાની સાથે પાર પાડી દે છે. મેનેજર કે વ્યવસ્થાપક તરીકે તેઓ સારા દીપી ઊઠે છે અને પોતાને સોંપેલા કામને વેગવન્ત બનાવી તેમાં સારી સફળતા મેળવે છે.

નિષ્ક્રિય વિભાગવાળાઓ બીજાઓનું સારું જુવે છે અને તેમાં જ રાચે છે. વગર મહેનતે જે કંઈ મળે છે તેનો તેઓ આનંદની સાથે સ્વીકાર કરી લે છે. આ વિભાગમાં જન્મેલાઓ સ્વભાવે આળસુ, નિરૂદ્યમી અને સહેજ મીઠાં હોય છે.

પરન્તુ આ બે વિભાગને બાદ કરીએ અને આ રાશિવાળા-ઓની ખાસિયત તેમજ તેમના ગુણદોષ વર્ણવીએ તો તેઓ ખુલ્લા વિચારવાળા, સ્પષ્ટ બોલનારા અને વર્તને પ્રમાણિક હોય છે. આ તારીખમાં જન્મેલાઓ કોઈપણ કામને તત્કાળ પાર પાડવાના સ્વભાવવાળા, કામમાં ઉત્સાહી અને પોતાના નિશ્ચયમાં ન ડગનારા હોય છે. જે કામને સિદ્ધ કરવાનો તેઓ નિશ્ચય કરે છે તેને સિદ્ધ કર્યા વગર તેઓ જંપતા નથી. વળી તેઓ પોતાની જાતને સ્વયં દોરે છે. કોઈના દોરાયા દોરાવાનું તેમને પસંદ નથી. એક રીતે તેઓ નેતાનું ( Leader ) પણ કામ કરી શકે એવા ગુણ અને શક્તિવાળા હોય છે. પોતાના જીવનસંગ્રામમાં તેઓ એક વીર યોદ્ધા જેવા હોય છે. તેમનું આખું જીવન જહેમતો–પરિશ્રમમાં જ પસાર થઈ જાય છે. અને એમાં જ તેઓ પોતાની જીંદગીની સફળતા જુવે છે.

આ તારીખવાળાઓનાં હૃદયમાં સદાય કામ કરવાની ધગશ રહેલી છે. કંઈને કંઈ કાર્યમાં તેઓ ગુંથાયેલા હોય છે જ. તેમનું રાશિ અવયવ મસ્તક હોવાથી તેઓ ખાસ કરીને વિચાર અને કાર્યમાં જ માને છે. આળસ એમને ગમતું નથી. અને આથી જ તેમનું મગજ સદા ઉદ્યમી રહે છે. તેઓ વ્યહવારૂ અને કામમાં આદર્શવાદી હોય છે.

આ તારીખોમાં જન્મેલા મનુષ્યો શૂરવીર અને યુદ્ધમાં અથવા વિવાદમાં કદી પણ પાછા ઉતરતાં નથી. વગર વિચારે તેઓ કદીપણ વિવાદમાં ઝંપલાવતા નથી અને જો કદાચ ઝંપલાવવું પડે તો તેમાં જય મેળવ્યા વગર રહેતાં નથી. કદાચ એમાં તેઓ પરાજય પામે તો તેઓને દારુણ શોક અને ગ્લાનિ થયા વગર રહેતી નથી.

આ માનવીઓના મૌલિક વિચારો ખાસ ધ્યાન રાખવા

જેવા હોય છે. તેઓ પોતાની સ્વતંત્ર બુદ્ધિ અને વિચાર શક્તિથી જ આગળ વધે છે, અને ધંધા—ચાકરીમાં પોતાને તેમજ શેઠને ફાયદો કરી અપાવે છે. તેઓ કુશળ મુત્સદ્દી અને બોલવા ચાલવામાં તેમજ યોજના ગોઠવવામાં અતિ ચાલાક હોય છે.

આમ છતાં પણ આ માનવીઓમાં એક અવગુણ પણ જોવામાં આવે છે. કેટલીકવાર તેઓ પોતાનું સામર્થ્ય હદબહારનું આંકી તેના ઉપર અતિ વિશ્વાસ મૂકે છે. તેથી ગજા ઉપરાંતનું કામ લઇને તેઓ દુઃખમાં આવી પડે છે. પ્રત્યેક કાર્યમાં તેમને મળતા વિજયથી ફૂલાઇને વગર વિચાર્યે તેમણે જેમાં તેમાં ઝંપલાઈ ન પડવું જોઇએ. આવે પ્રસંગે મળતી નિષ્ફળતાથી થતી નિરાશા અને ચિન્તાથી તેમનાં મગજ નબળાં પડી જાય છે, અને તેમને જ્ઞાનતંતુઓની નબળાઇના વિવિધ રોગ થાય છે.

આ લોકો દરેકમાં માથું મારવાની ખાસિયત ધરાવે છે. જે કોઈ કામની તેમને સલાહ પૂછવામાં આવે તે કામ તેઓ જાણતા ન હશે તો પણ તેઓ સલાહ આપવા બેસી જશે. એમની આ જ મોટામાં મોટી ખોડ છે. તેઓ પોતાને જ અનુકૂળ થતાં કામમાં જ ચિત્ત લગાવી બેસી રહે તો જરૂર તેઓ આગળ વધે અને મોટો ફાયદો મેળવી શકે.

આ તારીખમાં જન્મેલાઓનો મોટામાં મોટો અવગુણ અધૈર્ય છે. સ્થૈર્ય અને ધૈર્ય ધરતાં તેઓ શીખે તો તેમનું ઘણું કામ સરળ બની ગયા વગર રહે નહિ. આ બે ગુણ ન હોવાથી અસંખ્ય મનુષ્યો આ જગતમાં નિષ્ફળતાના ભોગ થઈ પડ્યા છે. ઉતાવળે આંબા પાકતા નથી. વૃક્ષ રોપતાંની સાથે જ કંઈ મોટું થઈ જતું નથી. એટલે પહેલાં કામ કરવું અને પછી તે પરિપક્વ થતાં લાંબે સમયે તેમાં સિદ્ધિ મળે. પરન્તુ આવી

ધીરજ આ લોકોનામાં હોતી નથી. તેઓને તો તરતજ ફળ જોઇએ છે. તે મળતાં નથી એટલે તેઓ અધવચ્ચે જ અકળાઇને કામને છોડી દે છે અને તેના મળનારા ફળથી સર્વદા દુર્ભાગી રહે છે.

આ તારીખવાળાઓ પોતાના લોભને વધુ પિછાનનારા હોય છે. જ્યાં પોતાનો સ્વાર્થ દેખાય ત્યાં તેઓ કામ કરવા મંડી પડે છે. કામમાં જો નિષ્ફળતા મળે તો તેઓનો સ્વભાવ કંઇક અંશે અડીયલ અને ઈર્ષાળુ પણ બની જાય છે. આ રાશિવાળાઓ સ્વભાવે તામસી, ઉગ્ર, કડક અને ક્રોધી હોય છે.

ઉતાવળમાં તેઓ કામ કરી શકતાં નથી. ટૂંકો સમય તેમજ કામનો ઢગલો જોઈ તેઓ ગભરાઈ જાય છે. આવાઓએ શાન્ત ચિત્તે જ એક પછી એક કામ ઉકેલવાં જોઇએ.

આ લોકો અતિ ઉતાવળાં હોય છે. વિચારની તેમનામાં ખામી હોય છે. અને ઘણીવાર તો અંધ અનુકરણ પણ કરી કામે લાગી જાય છે. અગમચેતીનો તેમનામાં અભાવ હોવાનું માલમ પડી આવ્યું છે. આથી તેઓએ વિચારવંત અને આગળ-પાછળનો ખ્યાલ કરીને જ કામ કરવાની ટેવ પાડવી જોઈએ.

આ મુખ્ય કારણને લઈને જે બાળકો આ તારીખોની અસર નીચે જન્મેલાં હોય તેમને માબાપોએ પ્રેમથી ચાહવા જોઈએ. તેમની જે કંઈ ભૂલ હોય–તેઓ જે કંઈ વગર વિચાર્યું કાર્ય કરી રહ્યાં હોય તે તેમણે પ્રેમ અને માયાથી જ સુધારી તેમને યોગ્ય માર્ગે લાવવાના પ્રયત્નો કરવા જોઈએ. જો તેમના તરફ ઉદ્ધત ક્રોધી અને ધાકધમકીભર્યું વર્તન ચલાવવામાં આવશે તો તેમની બુદ્ધિ બુઠ્ઠી થઈ જશે અને તેઓનું મગજ શૂન્ય બની જતાં તેઓ કંઈપણ કામનાં રહેશે નહિ.

આકળા સ્વભાવથી આ લોકો ઘણીવાર ભારે ગુંચવણમાં આવી પડે છે. આથી તેઓએ મહત્વનાં કામો હમેશાં એકાંતમાં અને મનની સ્વસ્થ સ્થિતિમાં જ કરવાં. તેઓનામાં અંતર્જ્ઞાન હોવાથી શાંત સ્થિતિમાં તેઓની દ્રષ્ટિ બરાબર પહોંચે છે, અને તેઓ જે કરે છે તે વિજયને આપનાર જ થાય છે. અકળામણવાળી સ્થિતિમાં જ તેઓ ગમેતેમ બાફી નાંખે છે.

આ તારીખવાળાઓમાં આત્મજ્ઞાન તેમજ આધ્યાત્મિક શક્તિ છૂપાયલી હોય છે. તેઓ જો ધારે તો પોતાનામાં છૂપાયલી એ શક્તિને ઉત્તમ પ્રકારે કેળવી શકે છે. તેઓ મૌનસેવી અને યોગ સામર્થ્યને પ્રાપ્ત કરવાની યોગ્યતાવાળાં હોય છે.

દ્રવ્યની બાબતમાં આ તારીખવાળાઓ પ્રમાણિક અને નમ્ર હોય છે. સ્વભાવે તેઓ ઉદાર અને પૈસાનો વ્યય સારા કામમાં કરનારાં હોય છે.

મેષ રાશિની તારીખોમાં જન્મેલાં મનુષ્યોને સૌન્દર્ય ઉપર અત્યન્ત પ્રીતિ હોય છે. સંગીત અને નૃત્યનાં તેઓ ભારે રસિક હોય છે.

આ લોકો મિત્રાચારીમાં વફાદાર અને તેને આખર સુધી નિભાવી રાખે એવા હોય છે. મિત્રોને તેઓ સદા આનંદમાં રાખે છે અને તેમના આનંદમાં પોતે રાચે છે.

આ તારીખમાં જન્મેલાઓએ સિંહ અને તુલા રાશિની તારીખોમાં જન્મેલાઓની સાથે મિત્રાચારી રાખી હોય તો તેમને લાભ થયા વગર રહે નહિ. તેમને માટેના ઉત્તમ મિત્રો આ જ છે. પોતાની જ રાશિની તારીખોમાં જન્મેલા મિત્રો પણ સારો ફાયદો કરાવી આપે છે.

આ તારીખોમાં જન્મેલી સ્ત્રીઓ બહુધા પુરુષના જેવા જ સ્વભાવવાળી હોય છે, આમ છતાં પુરુષ કરતાં તેમનો સ્વભાવ

કંઈક કુમળો હોય છે. પોતાના સગાસંબંધીઓને અથવા પ્રિય-જનોને કોઈ નિંદતું હોય અથવા ગાળો દેતું હોય તો તેઓ એક ક્ષણ પણ સહન કરી શકતી નથી, અને કડક વચનોથી તેમનો બચાવ કરે છે. મેષ રાશિની અસર નીચે જન્મેલી બધી સ્ત્રીઓ સુંદર, આકર્ષક અને પ્રીતિપાત્ર હોય છે.

આ લોકોએ એક વાત ધ્યાનમાં રાખવાની છે. તેમણે ઘણાં કામો લઇને પોતાના બળને વહેંચી ન નાખવું જોઈએ, પણ બની શકે એટલાં થોડાં કામો લઈને આગ્રહથી મચ્યા રહી તે કામ સિદ્ધ કરવા.

## લગ્ન

આ તારીખોની અસરમાં જન્મેલાઓએ પોતાનાં લગ્ન ૨૨ મી જુલાઈથી તે ૨૧ મી ઑગસ્ટ (સિંહ રાશિ) અને ૨૨ મી નવેમ્બરથી તે ૨૦ મી ડીસેમ્બર સુધી (ધન રાશિ)માં જન્મે-લાઓની સાથે કરવાં જોઇએ. એમની સાથે જો કરવામાં આવે તો તેમની વચ્ચે સારો મેળ મળે છે અને તેમનું લગ્નજીવન સુખી અને યશસ્વી બને છે. તેમના સંસર્ગથી ઉત્પન્ન થયેલી પ્રજા પ્રતાપી, વીર્યવાન અને બુદ્ધિમાં તેજસ્વી બને છે.

બીજી તારીખવાળાઓની સાથે જો તેમનાં લગ્ન થાય તો પતિ–પત્નિ વચ્ચે મેળનો અંશ હોતો નથી. તેમની પ્રજા પણ તેજસ્વી હોતી નથી અને ક્યારેક તો તેમને પ્રજા થતી પણ નથી. આવાઓનો ગૃહસ્થાશ્રમ સુખી થતો નથી તેમજ તેઓ પરાણે પોતાનું લગ્નજીવન નિભાવ્યે જાય છે.

## કૌટુમ્બિક સુખ

આ તારીખની અસર નીચે જન્મેલાં સ્ત્રી–પુરુષો પ્રેમમાં સખ્ત અને પોતાની ઇચ્છા મુજબ ચાલનારા હોય છે. ગૃહ અને

શાન્તિને તેઓ ચહાય છે, અને પોતાના ઉદ્યમી જીવનની પળો-માંથી પણ જેટલો લાભ મેળવી શકાય તેટલો તેઓ લે છે.

આ તારીખવાળાઓનું કૌટુમ્બિક જીવન સુખી હશે. તો પણ તેઓને વારંવાર માનસિક ઉપાધિઓ રહ્યા કરશે. તેમના તાબા નીચેના માણસોને માટે તેમજ સગાં-સ્નેહીઓ-ભાઈભાંડુઓ માટેની ચિન્તા તેમને સતત રહ્યા કરશે. આ રાશિવાળાઓને જુવાનીકાળમાં જ પોતાના કુટુમ્બમાં થયેલાં કેટલાક મરણો જોવાં પડશે. ટૂંકમાં તે સુખી-એશઆરામ ભરેલું કૌટુમ્બિક જીવન ગાળી શકશે નહિ તોપણ તેને તેના જીવનમાં કોઈ ખાસ ઉપદ્રવ કરાવે એવી કૌટુમ્બિક ઉપાધિઓ નડશે નહિ.

## ધંધો

મેષરાશિની અસરવાળી તારીખોમાં જન્મેલાઓ ધંધાની શોધમાં પોતાનો સમય ગુમાવે એવા હોતા નથી. જે લાભ તેમને મળે છે તે તેઓ તરત જ લઈ લે છે. ગમે તેવી નોકરી પણ તેઓને સંતોષ આપી શકે છે.

આમ છતાં પણ આ રાશિમાં જન્મેલાઓ કેટલીક વખતે ધંધામાં વધુ ચીવટ અને કાળજીભર્યા હોય છે.

આ તારીખવાળાઓ શસ્ત્રવૈદો તેમજ એન્જીનીયરો તરીકે પણ સારૂં કામ કરી શકે છે. મીકેનીકલ અને ટેકનીકલ લાઈન તેમને બંધબેસ્તી થઈ પડે છે. કયારેક તેઓ શેરદલાલ અને કંપનીના એજન્ટો તરીકે પણ પોતાના નસીબને ઝળકાવી તેમાંથી દાળ-રોટલી મેળવી લે છે.

પણ આ રાશિનો સ્વામી મસ્તક અને મગજ પર શાસન કરતો હોવાથી તેમની બુદ્ધિ વિશાળ અને તેજ હોય છે અને

આજ કારણને લઈને ઘણા વૈજ્ઞાનિકો તેમજ સાહિત્યકારો આ રાશિની તારીખોમાં જન્મેલા મળી આવશે. તેઓ બોલવામાં મધુર અને વાચાળ હોવાથી સારા વકતા, વિદ્વાન, પ્રોફેસર કે ભાષણકર્તા પણ થઈ શકે છે.

વર્ણનાત્મક લેખો લખવામાં કુશળ ગ્રંથકારો, ઉત્તમ નિબંધ લેખકો, સુંદર નવલકથાકારો, અને ઉત્તમ કવિઓમાંના ઘણાઓનો જન્મ આ રાશિની અસર નીચે થયેલો માલમ પડી આવે છે. આ રાશિની તારીખોમાં જન્મેલા પુરુષો ઉત્તમ વકતા અને શિક્ષકો પણ થાય છે.

સ્વીન્બર્ગ, વર્ડ્ઝવર્થ, હેન્સ એન્ડરસન આદિ વિખ્યાત કવિઓ, વાર્તાકારો અને લેખકો આ રાશિની અસર નીચેજ જન્મ્યા હતા. વિલિયમ હારવે કે જેણે શરીરમાં લોહી કેટલી ગતિએ અને કેવી રીતે ફરે છે તે શોધી કાઢ્યું હતું તે પણ આજ તારીખોમાં જન્મ પામ્યો હતો. પ્રસિદ્ધ હિંદી ચિત્રકાર રવિવર્મા અને પ્રસિધ્ધ ઈટાલિયન ચિત્રકાર રાફેલ પણ આજ રાશિની અસર નીચે જન્મ્યા હતા.

આ રાશિની અસરવાળાઓ સંગીતકાર, નૃત્યકાર અને સિનેમા નટો તરીકે પણ જીવન જીવી શકે છે. એક તો તેમને આ વિષયોનો શોખ હોય છે અને બીજું તેમનામાં હાવભાવની શકિતઓ હોય છે એટલે તેઓ આ ધંધામાં સારી નામના પ્રાપ્ત કરે છે. બેટી બેલ્ફર શાહી નાટયગૃહમાંથી માત્ર ૧૧ વર્ષની વયેજ પ્રશંસાને પામી હતી. મશહૂર સિનેમા નટી મેરી પીકફર્ડ ૫ વર્ષની વયેજ પડદા પરની રાણી બની હતી. ચાર્લી ચેપલીન પણ બાલ્યકાળથીજ કીર્તિને વર્યો હતો. ઉગતી વયમાં જ ખ્યાતિ મેળવી જનારા આ બધાઓ મેષ રાશિની તારીખોની અસર નીચે જ જન્મ્યા હતા.

## જીવન–તંદુરસ્તી–સુખ

આ રાશિની તારીખોમાં જન્મેલાઓ શરીરે ઊંચા અથવા ઠીંગણા, મજબુત અને ચપળ હોય છે. ખાસ કરીને કૃષ શરીરના, તીક્ષ્ણ વેધક દ્રષ્ટિવાળા, લંબગોળ મુખાકૃતિવાળા, શ્યામ રંગના અને મોટા ખભાવાળા હોય છે.

મેષ રાશિ મસ્તક, મગજ અને ચહેરા પર શાસન કરતી હોવાથી તેની પ્રજા આ ભાગો પર જ વેદનાથી પીડાય એ સ્વાભાવિક છે. માથાની વેદના, નેત્રના રોગ, જઠરનો વ્યાધિ, લકવો, જ્ઞાનતંતુની નબળાઈના વ્યાધિથી તેઓ પીડાય છે. આ તારીખોમાં અવતરેલાં છોકરાંને દાંત આવે તે સમયે ખાસ કાળજી રાખવી જોઈએ. ઉપરાંત તેના દાંત સાફ રહે તે પણ ધ્યાનમાં રાખવું જરૂરનું છે.

આ તારીખોમાં જન્મેલી સ્ત્રીઓ શરીરના બાંધાએ મજબુત અને તંદુરસ્ત હોય છે.

આ તારીખવાળાઓને નાક અને મૂત્ર વ્યાધિ પણ થાય. અપચો, ખાંસી થયા કરે, પણ તેની અસર ટૂંકજીવી જ હોય છે.

આ મનુષ્યોએ ચહા, કૉફી, તમાકુ, ગરમ મસાલા વગેરે ઉત્તેજક, માદક કે એવા બીજા કોઈ પદાર્થો લેવા નહિ. એનાથી તેમને નુકશાન થવાનો સંભવ છે. સાદો પૌષ્ટિક ખોરાક જ તેમણે લેવો.

આ લોકોએ અગ્નિથી સાવચેત રહેવું જરૂરનું છે. દાઝવું, ઊંચેથી પડી જવું, ઠોકર વાગવી કે પછી બીજા એવા અકસ્માતોના તેઓ વારંવાર ભોગ બને એમ છે માટે સાવચેતી રાખીને વર્તવું. આ લોકોએ નાણાની બાબતમાં પણ સાવધાની રાખવી જરૂરની છે. ખર્ચ નિયમસરનો જ કરવો નહિ તો મુશ્કેલીમાં

મૂકાઈ જવાની પૂરી સંભાવના છે.

એકંદરે આ રાશિની તારીખોવાળાની શરીર સુખાકારી સાધારણ રીતે સારી રહેશે. રાશિનો સ્વામી મંગળ હોવાથી તે વિશેષ પીડા કરી શકે એમ નથી.

## તેમના ગુણ–અવગુણનું સરવૈયું

### ગુણ

ખુલ્લા મનના, સ્પષ્ટ બોલનારા, આનંદી અને પ્રમાણિક, પ્રેમમાં વફાદાર, બીજાંઓ પ્રત્યે દયાભાવવાળા, લાગણી પ્રધાન અને નજીવી વાતમાં દિલ દુઃખવનારા, ચપળ, ઉત્સાહી, ઉદ્યમી, લીધેલું કામ મૂકે નહિ એવા ખંતીલા, શકિતશાળી, બોલવામાં થાકે નહિ એવા, તકરારી અને લડાઈને ઈચ્છનારા હોય છે.

### અવગુણ

કીનાખાજ, અધીરા અને ઉતાવળિયા, સ્વમાન વગરના, ઈર્ષ્યાળુ અને જકકી, પંચાતિયો સ્વભાવ, દરેક કામમાં માથું મારવાની ટેવ. કયારેક અનીતિમાન, સ્વાર્થી, ઘાતકી અને તકરાર–ટંટો કરી બીજાંઓને રંજાડવાના તેમનામાં અવગુણો છે.

## ભાગ્યશાળી રંગ

ભુરો, ગુલાબી અને શ્વેત.

## ભાગ્યશાળી દિવસ અને આંક

| | | | |
|---|---|---|---|
| તેમનો | ભાગ્યશાળી | દિવસ : | મંગળવાર. |
| ,, | ,, | આંક : | ૭ |
| મંગળ | માટેનો ,, | ,, : | ૯ |
| **તેમની** | **ભાગ્યશાળી** | **ધાતુ :** | **લોઢું.** |

## ભાગ્યશાળી મહિનાઓ

તેમના ભાગ્યશાળી મહિના બે છે. ઑગસ્ટ અને ડીસેમ્બર.

## સંધિ સમય

મેષ રાશિ ૨૧ મી માર્ચથી બેસે છે અને તેનો પૂરેપૂરો પ્રવેશ થતાં ૭ દિવસ લાગે છે. તેથી માર્ચની ૨૧ મીથી તે ૨૭ મી સુધીમાં જેમનો જન્મ થયો હોય છે તેઓનો મીન અને મેષ રાશિની સંધિમાં જન્મ થયેલો ગણાય છે. આ સંધિમાં પગ અને મસ્તકનો સંયોગ થયેલો હોવાથી, તેમાં જન્મેલાં મનુષ્યોમાં મગજની આશ્ચર્યકારક શકિતઓ હોય છે. મોટા ઉદ્યોગોની રચના કરવામાં તેઓની બુધ્ધિ સારૂં કામ આપે છે. તેમનામાં અદ્દભૂત ઉત્સાહ, માયા, અને પ્રેમ હોવાથી તેઓને મિત્રો પણ અધિક મળે છે. તેઓ અંતરજ્ઞાની અને ધર્મપ્રિય પણ હોય છે. તેઓ દ્રઢ મનનાં, વફાદાર અને સ્વચ્છતાને ચહાનારા હોય છે.

## આ રાશિમાં જન્મેલી કેટલીક નામાંકિત વ્યકિતઓ

રવિવર્મા
મેજર બી. ડી. બસુ
ચાર્લી ચેપ્લીન
મેરી પીકફર્ડ
કવિ વર્ડઝવર્થ
સ્વીન્બર્ગ
મહાકવિ શેકસપિયર
મહાન બીસ્માર્ક



## તા. ૨૧ મી એપ્રીલથી તે
## તા. ૨૦ મી મે સુધીમાં જન્મેલાઓ માટે




| | |
|---|---|
| રાશિ નિશાની ... ... ... | વૃષભ |
| રાશિ સ્વામી ... ... ... | શુક્ર |
| રાશિ અવયવ ... ... ... | હૃદય અને ગળું |
| નંગ ... ... ... ... | પાનું, ગોમેદ, અકીક કે સુલેમાની. |
| લગ્નમાં સૌથી લાયક સાથીઓ... | ૨૨ મી ઑગસ્ટથી તે ૨૧ મી સપ્ટેમ્બર અને ૨૧ મી ડીસેમ્બરથી તે ૧૯ મી જાન્યુઆરી સુધીમાં જન્મેલાઓ (કન્યા અને મકર રાશિ) |
| મિત્રોમાં–ધંધામાં સૌથી લાયક સાથીઓ... | ૨૩ મી અકટોબરથી ૨૧ મી નવેમ્બર અને ૨૧ મી ડીસેમ્બરથી તે ૧૯ મી જાન્યુઆરી સુધીમાં જન્મેલાઓ. (વૃશ્ચિક અને મકર રાશિ) |

એક તત્વવાળી રાશિઓ ... ... કન્યા અને મકર.

સૂર્ય વૃષભ રાશિમાં તા. ૨૧ મી એપ્રિલે આવે છે અને તા. ૨૦ મી મેએ વિદાય થઈ જાય છે.

## સ્વભાવ–ગુણ અને કાર્યશકિત

આ રાશિની તારીખોમાં જન્મેલાઓનો સ્વભાવ મક્કમ અને વ્યહવારૂ હોય છે. કામ કરવાની તેમની શકિત વ્યવસ્થિત અને વધુ કાળજી તથા ચીવટાઇભરી હોય છે. જે કામ તેઓ હાથમાં લે છે તે પાર પાડ્યા વગર રહેતાં નથી. મક્કમ અને નિશ્ચયાત્મક સ્વભાવ એ આ તારીખોમાં જન્મેલાઓનો ખાસ સ્વભાવ છે. તેઓ સ્વભાવે જરા નરમ અને કંઈક ઠંડી પ્રકૃતિનાં પણ હોય છે.

આ લોકો નવી નવી પધ્ધતિનાં ચાહક હોય છે અને જુની રસમ મુજબ કામ કરવાનું તેઓ ઇચ્છતાં નથી. એકનું એક કામ તેઓ વિવિધ રીતે કરે છે, ત્યારે જ ઝંપે છે. કામમાં જરા ધીમા હોય છે તો પણ જે કામ તેઓ કરે છે તે સંપુર્ણ અને ચોકકસ જ હોય છે.

તેઓમાં વિચારશીલતા ઓછી હોય છે, અને એટલે સાધારણ રીતે જ તેમને પોતાના કાર્યની રૂપરેખાની જરૂર પડે છે. એક વખત તેમને શું કામ કરવાનું છે તે કહેવામાં આવે કે તરત જ તેઓ તે કામ ચોકકસપણે પાર પાડી આપે છે એમાં જરાપણ શંકા નથી. તેમની શારીરિક અને માનસિક પ્રકૃતિ મંદ હોય છે તોપણ જ્યારે તેઓ ગુસ્સે ભરાય છે ત્યારે કોઇની પરવા પણ કરતાં નથી. તેમના મગજની ઉષ્ણતાનો પારો હદ બહાર ચાલી જાય છે, અને તેમને શાન્ત પાડવાં મુશ્કેલ થઈ પડે છે.

કામ કરવામાં તેઓ પોતાનો સ્વાર્થ આગળ ધરે છે. પોતાની બાબતમાં તેઓ ખાસ ધ્યાન રાખી નુકશાન થવા દેતાં નથી. બીજાંઓ સાથે સંબંધ બાંધતાં પહેલાં તેઓ પોતાના લાભાલાભનો વિચાર આગળથી જ ગોઠવી રાખે છે.

તેઓ વલણમાં જક્કી અને અણનમ હોય છે. તેઓ પોતાની ઇચ્છા મુજબ જ કામ કરે છે અને તે અનુસાર જ વર્તન ચલાવે છે. તેમનામાં સાહિત્યિક શોખ ભરપૂર હોય છે, અને આથી જ તેઓમાંનાં ઘણાં મહેનતુ અને ઉદ્યમી નીવડે છે. પરિશ્રમ, લોકોની ઉપરવટ થઈને કામ કરવાની શકિત તેમજ બાહેર હિંમતને લઇને તેઓ લોકો ઉપર શાસન ચલાવી શકે છે અને તેમના નેતા બની તેમને દોરવણી આપે છે.

આ તારીખોમાં જન્મેલાઓ પોતાના જ સ્વામી હોય છે. પોતાની સ્વેચ્છા મુજબ જ ચાલે છે. તેઓ એક કામમાં ખાસ પાવરધા હોય છે. તેઓ સ્હામા માણસના વિચાર સારી રીતે જાણી જાય છે, અને આથી જ તેઓ પ્રસન્ન થાય તેવાં કામ કરવાની તેમને સરળતા થઈ પડે છે.

આમ છતાં પણ તેમનામાં એક ખરાબ ટેવ છે. આ ટેવ જ તેમની પ્રગતિને રોકે છે. તેઓ ન કહેવા જેવી વાતો ગમે તેને સ્પષ્ટ શબ્દોમાં કહી દેતાં અચકાતાં નથી. ધંધાદારી ગુપ્તતા તેમનામાં નથી. સ્વભાવે તેઓ ઉદાર અને વિશાળ મનનાં હોવાથી તેઓ બધાંને જ પોતાના સાચ્ચા હિતચિંતક ધારે છે અને તેમની આગળ ન કહેવા જેવી વાતો પણ કહી દે છે.

કયારેક તેઓ પોતાની આ નબળાઈ પારખી જાય છે. અને ગુપ્તતા જાહેર કરવા બદલ તેમને પસ્તાવો પણ થાય છે.

આ તારીખોમાં જન્મેલા જુવાનો કામમાં એકધારા અને વફાદાર હોય છે. કયારેક તેમના ભોળપણનો ગેરલાભ પણ

લેવામાં આવે છે. આ માણસો જ્યારે કોઈનાં દુશ્મન બને છે ત્યારે તે ભારે કરી બતાવે છે. વ્યાપાર–ધંધાને લગતા નિર્ણયો તેઓ જ્યારે શાન્ત અને એકાન્તમાં હશે ત્યારે જ કરી શકશે. ઉશ્કેરાટ દશામાં, લોકસમુહમાં અને તાત્કાળિક નિર્ણય તેમનાથી થઈ શકતો નથી. તેઓ બધાંનું સાંભળે છે પણ પોતાનું ધાર્યું જ કરે છે.

આ તારીખમાં જન્મેલાઓ સ્વભાવે બહાદુર, ભય વગરનાં અને હિંમતવાન હોય છે. મોજમજાહ રંગરાગ તેમને પ્રિય હોય છે અને વખત આવે સખ્ત મજુરીમાંથી છટકી જઈ એશ આરામ કરવા તરફ પણ તેઓ ઢળી પડે છે. શેઠ કરતાં તેઓ નોકર તરીકે વધુ દીપી ઉઠે છે.

આ લોકો જાહેરમાં કામ કરી શકવાની શકિત ધરાવે છે. લોકોની નાડ પારખી તેમને શું ગમે છે. તે તેઓ સારી રીતે સમજી શકે છે. સ્થિર મનોદશાવાળા હોવાથી તેમને સોંપવામાં આવેલા બધા કામ તેઓ ખંત અને વિશ્વાસથી પાર પાડયા વગર રહેતા નથી.

સાધારણ રીતે તેમના કાર્ય અને બોલવામાં વજન રહેલું હોય છે. તેમના શબ્દો નિશ્ચયાત્મક અને વજનદાર હોય છે. આથી જ લોકોમાં તેમના પ્રત્યે માન અને પ્રતિષ્ઠા રહે છે.

આ રાશિની તારીખોવાળા ખાસ કરીને વ્યાપાર–ધંધામાં કુશળ હોય છે. વ્યાપાર કેવી રીતે કરવો–તેના ગુપ્ત ભેદો શું છે. બજારમાં માંગ શેની વધુ છે તે તેઓ સારી રીતે જાણે છે. સર થોમસ લિપ્ટન નામનો મશહૂર ચહાનો વ્યાપારી પણ આજ રાશિની તારીખોમાં જન્મ્યો હતો. એણે જે ઢબે અને જે કુશળતાપુર્વક પોતાનો ધંધો આગળ વધારી નામના મેળવી હતી તે આ કથનને બરાબર ટેકો આપે છે.

આ લોકોને મિત્રો વધુ પ્રમાણમાં મળી આવશે. જીવનમાં જે જે ક્ષેત્રમાં તેઓ પ્રવેશશે તે તે ક્ષેત્રોમાંથી તેમને મિત્રો મળ્યા વગર રહેશે નહિ. મિત્રોની મિત્રતાથી તેમને વખતો વખત લાભ જ થયા કરશે.

આ માણસો સ્વભાવે જક્કી હોય છે એ આગળ જણાવી ગયા છીએ. તેમનો આ સ્વભાવ તેમને કયારેક મુશ્કેલીમાં મૂકી દે છે. આમ છતાં પણ મિત્રાચારીમાં તેઓ પૂરા વફાદાર હોય છે. જ્યારે તમારો તે લોકોને પૂરો પરિચય મળી જાય છે ત્યારે તેઓ તમારે માટે કંઈપણ કામ કરતાં અચકાતાં નથી. સ્વભાવે તેઓ સંકુચિત મનોવૃત્તિ ધરાવનારાં અને ખંતીલાં હોય છે. પ્રથમ તેઓ પોતાના ઘરને માટે અને પોતાના માણસો માટે જ પ્રયત્નો કરે છે. લાભ સમયે તેઓ પોતાનાં જ અપ્તજનોને ખટાવે છે.

આ લોકો સ્વભાવે આનંદી, કલ્પનાશીલ અને પ્રમાણિક હોય છે. સામાજીક રીતરસમોમાં તેઓ સારી રીતે ભેળાઈ જાય છે. લોકોમાં તેઓ આકર્ષણ પણ ઉપજાવી શકે છે. દેખાવમાં મજબુત અને અજબ પ્રકારની સહનશકિત ધરાવનારા હોય છે. બાળકોનો તેમને શોખ હોય છે અને તેમના જીવનને યોગ્ય માર્ગે લઈ જવામાં તેઓ આનંદ અનુભવે છે. તેમનો રાશિ સ્વામી શુક્ર હોવાથી તેઓ કુમળાં હૃદયનાં અને બળિયેલ હોય છે. જરા જેટલા શબ્દો પણ તેમનો હૃદયમાં લાગી જાય છે અને વેદના કરાવે છે.

સૌન્દર્ય પ્રત્યે તેમને પ્રેમ છે. બધી વસ્તુઓ વ્યવસ્થિત અને કારીગરી યુક્ત જોઈએ છે પરન્તુ તેને માટે તેઓ પોતાની જાતનો ભોગ આપવા ઇચ્છતાં નથી.

પૈસાની બાબતમાં આ લોકો સખ્ત રીતે પ્રમાણિક અને સીધાં હોય છે. કરકસર કરી શકતાં નથી તોપણ પૈસાનો નકામો વ્યય પણ કરતાં નથી.

આ લોકો સ્વભાવે અહંકારી પણ હોય છે. કયારેક દુર્જનતા પણ ધારે છે અને લોકોમાં ત્રાસ ફેલાવી દે છે. હિંમતવાન હોય છે ખરાં પણ કેટલીક વખતે તેઓમાં ભીરુતા પણ પેસી જાય છે અને તેવે વખતે પોતાની જાતને સિફત પૂર્વક બચાવી લે છે.

આ રાશિની તારીખોમાં જન્મેલાઓ પોતાના સ્વભાવને કાબુમાં રાખી ખપ પૂરતી વાતચીત કરે, પોતાના જીવનનું એક જ ધ્યેય બનાવે અને સદા નીતિ અને આચાર વિચારથી રહે તો તેઓ જરૂર પોતાની જાતને પ્રગતિશીલ અને ઉન્નત બનાવી શકે છે. ઈશ્વર પ્રત્યેની શ્રદ્ધા અને તેની મોટાઈ પણ તેમણે સ્વીકારવી જોઈએ.

તેમણે સત્ પુરુષોનો સમાગમ કરવો, મન ઇન્દ્રિયોને કાબુમાં રાખવી, મીતાહારી રહેવું તેમજ વ્યહવારમાં કરકસરવાળા બનવું જરૂરી છે.

આ રાશિની અસર નીચે જન્મેલી સ્ત્રીઓને બીજાંના દોરવાઈ જવાનો તેમજ તેના ભોળપણનો ગેરલાભ લેવાવાનો સંભવ રહે છે. આથી માબાપોએ પોતાની પુત્રીની નાનપણથી જ કાળજી લેવી યોગ્ય છે. તેને સારી સોબતમાં રાખવી તેમજ તેનામાં વિકારીવૃત્તિ ન પ્રવેશે તેવું શિક્ષણ આપવું.

આ તારીખોમાં જન્મેલી સ્ત્રીઓ અવિચારી કામવાળી હોય છે. પરિણામ માટે તે બેદરકાર રહે છે.

## લગ્ન

આ તારીખોની અસરમાં જન્મેલાઓએ પોતાનાં લગ્ન ૨૨ મી ઑગસ્ટથી તે ૨૧ મી સપ્ટેમ્બર (કન્યા રાશિ) અને ૨૧ મી ડીસેમ્બરથી તે ૧૯ મી જાન્યુઆરી (મકર રાશિ) સુધીમાં જન્મેલાઓની સાથે કરવાં જોઇએ. એમની સાથે જો લગ્ન કરવામાં આવે તો તેમની વચ્ચે સારો મેળ રહે છે અને તેમનું લગ્નજીવન યશસ્વી, દીર્ઘ અને કોઇપણ પ્રકારનાં વિરોધ વગરનું બને છે. તેમનાથી ઉત્પન્ન થયેલાં સંતાનો વીર્યવાન, પ્રતાપી અને લાંબુ જીવન જીવનારા હોય છે.

આથી વિરોધી સ્થિતિમાં થયેલા લગ્નો નિષ્ફળ નીવડે છે અને તે પરાણે જ ભોગવવા પડે છે.

## કૌટુમ્બિક સુખ

આ તારીખોની અસર નીચે જન્મેલાઓ સુખી અને આનંદી રહેશે. સ્ત્રી, પુરુષ વચ્ચે તેમજ કુટુમ્બનાં બીજાં સભ્યો વચ્ચે તેમને સારો મેળ રહેશે. બીજાં ખરાબ ગ્રહો ન નડે તો સંતાન સુખ પણ તેઓ પૂરા આનંદની સાથે ભોગવી શકે છે. તેમનું પરિણિત જીવન સુખી, સરળ અને આનંદી બનશે.

## ધંધો

આ તારીખોમાં જન્મેલાઓએ ધંધા—નોકરી માટે શિક્ષણ લેવું જરૂરનું છે. એક વખત તેઓ જે શિક્ષણ મેળવે છે તે તેઓ કદી પણ ભૂલી જતાં નથી અને તે માર્ગે ધંધામાં આગળ વધે છે. આ લોકોને કોઇની હુંફ અને શાબાશી ઘણાં જ જરૂરનાં છે.

આ લોકો મુખ્યત્વે નાણાના વ્યહવારવાળા કામમાં વધુ લાયક નીવડે છે. આથી જ તેઓ બેંકર, કેશીયર કે ખજાનચી

તરીકે સારા ફાવી શકે છે. ઉપરાંત મહેતાજી તરીકે, હોટલ મેનેજરો તરીકે તેમજ ડૉકટર, મંત્રીઓ અને દરજીઓ તરીકે પણ તેઓ ઠીક–ઠીક રીતે કામ કરી શકે છે.

આ તારીખની અસર નીચે જન્મેલાઓ મીકેનીકસ, આર્ટીસ્ટ, ઇલેકટ્રીશીયન અને ડીરેકટરો તરીકે પણ કામ કરી શકે છે.

આ તારીખની અસર નીચે જન્મેલાઓમાં મોટાં સાહિત્યકારો, લેખકો અને કવિઓ પણ નજરે પડે છે. મશહૂર આંગ્લ નાટકકાર શેકસપીયર, હેનરી ફીલ્ડીંગ, ડેનીયલ ડીફો, જેરોમી, મહાન કવિ અને ફિલ્સુફ રવિન્દ્રનાથ ટાગોર આદિ મહા પુરુષો આજ રાશિની અસર નીચે જન્મેલાં હતાં.

આ ઉપરાંત મહાન મીચીયાવેલી, એડીસન, એલેકઝાન્ડર પોપ, થોમસ હકર્સલી, મેડમ મેલ્બા, ઓલીવર ક્રોમવેલ, ડયુક ઓફ વેલિંગ્ટન આદિ વિવેચકો, વૈજ્ઞાનિકો, રાજદ્વારી નેતાઓ પણ આજ તારીખોમાં જન્મ્યાં હતાં.

ખેતીવાડીનાં કામકાજમાં, બીલ્ડીંગ કોન્ટ્રેકટરો તરીકે ડેકોરેટરો તથા કમ્પાઉડર તરીકે પણ આ લોકો સારૂં કામ આપે છે.

આ રાશિની અસર નીચે જન્મેલી સ્રીઓ સારી નર્સો–આયાઓ બની શકે છે. રાંધવાની કળામાં અને ઘરકામમાં પણ તે પાવધરી હોય છે.

આ લોકોએ એક સુચના ધ્યાનમાં રાખવાની જરૂર છે. બીજાઓની બુદ્ધિથી દોરાવા કરતાં પોતાની જ સર્જનશકિત રચવી અને તેને આધારે ચાલવું. બીજાઓના આધાર પર રહેવાથી કોઇક સમયે સપડાઈ જવાનો ભય રહે છે.

## જીવન-તન્દુરસ્તી અને સુખ

આ રાશિની તારીખોમાં જન્મેલાઓ શરીરે કદાવર, મજબુત અને જાડા હોય છે. તેમનાં નાક-મુખ પહોળાં હોય છે. તેમનાં દેહની ચામડી લાલચોળ અને તેજસ્વી હોય છે. તેમનાં ખભા વિશાળ હોય છે. તેઓ ઉમર લાયક થતાંની સાથે જ કામાવેશમાં આવે છે. તેમનામાં વિકારી વાસના પ્રબળ હોય છે. આથી શરીરને આરોગ્યમય રાખવા માટે તેમણે કસરત તેમજ સત્ પુસ્તકોનું વાચન કરવું અતિ જરૂરનું છે.

તેમનાં શરીરનું કોઇપણ નબળું અંગ હોય તો તે ગળું કે ગરદન છે. તેમણે પોતાનાં ગળાની સાવચેતી રાખવી અને તેને માફક આવે તેવો જ ખોરાક લેવો. બહુ મોટેથી બોલવું નહિ, અતિશય રડવું નહિ. તેમજ ગળાંને તસ્દી પડે એવું કામ કરવું નહિ. આ લોકો વારંવાર ગળાનાં દરદોથી, ટોન્સીલોથી, દાંતના દરદોથી પીડાય છે.

તેમણે પોતાની છાતી, આંખ, દાંત અને નાકની ખાસ જાળવણી કરવી. નહિ તો એના દરદોથી તેમની તન્દુરસ્તી જોખમાશે અને જીવનનું સાચ્ચું સ્વાસ્થ્ય તેઓ મેળવી શકશે નહિ.

તેઓ ઉદરરોગનાં (Dropsy) દરદોથી પણ પીડાશે. આ દરદ થવાનાં બે કારણ છે. ૧-અતિશય આહાર ૨-વિકારી વાસના આ રોગમાંથી મુકત થવા માટે તેમણે આહાર તેમજ ઇન્દ્રિયો પર કાબુ મેળવવો જરૂરી છે.

તેમનું રાશિ અવયવ હૃદય અને ગળું હોવાથી અવારનવાર આ ભાગ પર હુમલા થાય એ સ્વાભાવિક છે. તોપણ એની સ્હામે તેમણે ઉપાયો તો ચાલુ જ રાખવા જોઇએ. ખુલ્લી હવા અને ચાલવાની ટેવ તેમને સારો ફાયદો આપી શકે એમ છે.

મગજે લોહી ચઢવું, મૂત્રાશયની પીડા તેમજ પેટના રોગ–જલોદર, ચૂંક વગેરે થવાનો પણ સંભવ છે.

તેમણે સારી સોબત રાખવી, કસરત કરવી, ઉતાવળીયા કામકાજનો ત્યાગ કરવો, ઉત્તેજક અને માદક પીણાં ત્યજવા. તેમના તન્દુરસ્ત જીવન માટેની આ સોનેરી ચાવીઓ છે.

તેમની આર્થિક સ્થિતિ સદ્ધર રહેશે. આર્થિક ઝંઝાવત સહ્યા વગર જ તેમનું જીવન સમાપ્ત થશે. પૈસા કમાવાનું કામ એમને માટે તદ્દન સહેલું જ હશે. પૈસો એમને શોધતો આવશે. આ તારીખોમાંના કેટલાકો વૈભવ વિલાસ અને મોજશોખમાં પૈસાની ધૂળધાણી કરી નાંખશે આવાઓને પાછળથી પૈસાની તાણ કે ખેંચ પણ પડે પરન્તુ જેઓ પોતાનું જીવન શાન્તિથી અને કોઈપણ પ્રકારની ધમાલ વગર વિતાવવા ઇચ્છતા હશે તેમને પૈસાની ચિન્તા કદી પણ રહેશે નહિ.

## તેમનાં ગુણ–અવગુણનું સરવૈયું

### ગુણ

કુનેહબાજ, નિશ્ચયાત્મક અને વ્યવસ્થિત યોજનાવાળા, મક્કમ અને નિયમિત, વૈભવ વિલાસ ઇચ્છનારા અને શાન્તિનાં ચાહક, વિશ્વાસુ તેમજ વિરોધની દરકાર ન કરનારા, લોકમાનસ પિછાનનારા, પ્રમાણિક, આનંદી અને દ્રવ્યના કામમાં ચોકખા હોય છે.

### અવગુણ

છેતરનારા, જક્કી અને અહંકારી ને તામસી પ્રકૃતિનાં આળસુ અને જડ. હિંસાત્મક પ્રવૃત્તિવાળા અને સ્વભાવે લુચ્ચા, ભય સમયે પાછળ પાની કરનારા અને પરિણામે બીજાઓને

જોખમમાં મૂકનારા. અવ્વલ નંબરના સ્વાર્થી અને તૈયાર માલ આરોગનારા હોય છે.

## ભાગ્યશાળી રંગ

આકાશી ભુરો, પીળો અને પોપટી.

## ભાગ્યશાળી દિવસ અને આંક

તેમનો ભાગ્યશાળી દિવસ શુક્રવાર.
,, ,, આંક ૬
શુક્ર માટેનો ,, ,, ૬
તેમની ભાગ્યશાળી ધાતુ તાંબુ.

## ભાગ્યશાળી મહીનાઓ

તેમના ભાગ્યશાળી મહિના બે છે. સપ્ટેમ્બર અને જાન્યુઆરી.

## સંધિ સમય

વૃષભ રાશિ ૨૧ મી એપ્રિલે બેસે છે અને તેનો પૂરેપૂરો પ્રવેશ થતાં ૭ દિવસ લાગે છે. તેથી એપ્રિલની ૨૧ મીથી ૨૭ મી સુધીમાં જેમનો જન્મ થયો હોય, તેઓનો મેષ અને વૃષભ રાશિની સંધિમાં જન્મ થયેલો ગણાય છે.

આ સંધિમાં મસ્તક અને હૃદયનો સંયોગ થયેલો હોવાથી તેમાં જન્મનારા પુરુષો શરીરે મજબુત હોતાં નથી તોપણ આગ્રહી અને દૃઢ સ્વભાવનાં તો હોય છે જ. અને આથી તેઓ ગમેતેવા સંજોગોને પહોંચી વળવાની તાકાત ધરાવનારા થાય છે.

આ સંધિસમયમાં જન્મનારાઓ સ્વભાવે નિર્ભય, ઉદ્યોગી અને વિજયી મનોદશાવાળા હોય છે. પોતાને જે પસંદ પડે તે

બીજાંને પણ પડવું જ જોઇએ એવી તેમની મનોદશા હોય છે અને આ મનોદશાને નિભાવવા માટે તેઓ ક્યારેક જુલ્મી પ્રકૃતિનાં પણ બને છે.

## આ તારીખોમાં જન્મેલી કેટલીક નામાંકિત વ્યક્તિઓ

કવિ રવિન્દ્રનાથ ટાગોર
ભાવનગરના મહારાજા કૃષ્ણકુમારસિંહજી
મહાકવિ શેકસપીયર
થોમસ એડીસન
ઓલીવર ક્રોમવેલ
થોમસ હકર્સલી
મીચીયાવેલી



ता. २१ मी मे थी ते

ता. २० मी जुन सुधीमां जन्मेलाओ माटे




| | |
|---|---|
| राशि निशानी ... ... ... | जोडकुं, युग्म, द्वंद्व. |
| राशि स्वामी ... ... ... | बुध |
| राशि अवयव ... ... ... | खभा, हाथ, छाती, पहोंचा |
| नंग ... ... ... ... | वैडूर्य, नीलमणि |

લગ્નમાં સૌથી લાયક સાથીઓ ૨૦ મી જાન્યુઆરીથી તે
૧૮ મી ફેબ્રુઆરી અને
૨૨ મી સપ્ટેમ્બરથી તે
૨૨ મી અકટૉબર સુધીમાં
જન્મેલાઓ. ( કુંભ અને તુલા રાશિ. )

મિત્રોમાં-ધંધામાં સૌથી લાયક સાથીઓ ૨૦ મી જાન્યુઆરીથી તે
૧૮ મી ફેબ્રુઆરી અને
૨૨ મી ઑગસ્ટથી તે
૨૧ મી સપ્ટેમ્બર સુધીમાં
જન્મેલાઓ. ( કુંભ અને કન્યા રાશિ. )

એક તત્વવાળી રાશિઓ ... ... તુલા અને કુંભ

સૂર્ય મિથુન રાશિમાં તા. ૨૧ મી મે એ આવે છે અને તા. ૨૦ મી જુનમાં વિદાય થઇ જાય છે.

## સ્વભાવ–ગુણ અને કાર્યશક્તિ

આ તારીખની અસર નીચે જન્મેલાં ઘણાંખરાં મનુષ્યોનો સ્વભાવ બેવડી પ્રકૃતિનો માલમ પડશે. એટલે કે એક વખતે તેઓ એક કામમાં મન લગાવે છે તો બીજી ઘડીએ તેમને એ કામ સ્હામે સખ્ત અણગમો અને વિરોધ થાય છે. એમને વાંચવાનું–ઉદ્યમ કરવાનું ગમે છે અને તેની સાથે રમવાનું આળસાઇ રહેવાનું પણ ગમે છે. તેમને પૈસા બચાવવા છે અને ખર્ચ પણ કરવો છે. તેઓ એક ક્ષણે પોતાને સુખી માને છે તો બીજી જ ક્ષણે તેઓ પોતાને દુઃખી પણ ગણે છે. આમ તેમનામાં સંતોષ–અસંતોષ બન્ને એકી સમયે દેખા દે છે.

આ પ્રકારના તેમના પરસ્પરના વિરોધી ગુણો હોવાથી તેમના મનની સ્થિતિ અતિ વ્યગ્ર રહે છે. આ વ્યગ્રતાને કાબુમાં લેવાનું તેમનું કામ ઘણું મુશ્કેલ જ હોય છે. આથી આ લોકોએ હંમેશા પોતાના સારા સ્વભાવને જ અગ્ર સ્થાને રાખવો અને તેનામાં જ શ્રધ્ધા તેમજ દૃઢ ભાવ રાખી જીવન નૌકા હંકારવી.

મનના વિકારો ઉપર જય મેળવી ઉચ્ચ ગુણોને જેણે કેળવ્યા નથી તે માણસ આ સંસારમાં દુઃખી થાય છે એ એક સિધ્ધ વાત છે. મનના વિકારોનો–અંતરમાં રહેલાં દુષ્ટ સ્વભાવનો જડમૂળથી નાશ કરી નાંખવામાં જ આ લોકોનું શ્રેય છે. તેમ કરવા માટે તેમણે પોતાની વલણ આધ્યાત્મિક પદાર્થો તરફ વાળવી જોઇએ.

આ રાશિની અસર નીચે જન્મનારા માણસો સુખી, આકર્ષક અને અદ્‌ભૂત કલ્પના શક્તિવાળાં હોય છે. તેઓ મુખ્યત્વે મન દ્વારા જ કાર્ય કરે છે. બુધ્ધિવાળા કાર્યો કરવાનું તેમને ખૂબ ગમે છે. કામમાં તેઓ હોશિયાર, ખંતવાળા અને ચપળ હોય છે.

ક્યારેક આ લોકોનાં સ્વભાવને ઓળખવો પણ મુશ્કેલ થઇ પડે છે. તેઓ સાચ્ચા સ્વરૂપે ઓળખાઇ શકાતાં નથી. આ માટે તેમનો વાંક કાઢી ન શકાય. કારણ, આ રાશિની અસર જ તેમનામાં આવો સ્વભાવ રોપે છે.

આગળ જણાવ્યું તેમ આ તારીખવાળાઓ બુધ્ધિ પર જ જીવે છે. એમની બુદ્ધિ તીવ્ર અને અજબ પ્રકારની હોય છે. તેમને જો યોગ્ય દિશાસૂચન કરવામાં આવે અને તેમને સદા બુધ્ધિશાળી કાર્યો જ સોંપવામાં આવે તો તેઓ જરૂર આ દિશામાં આગળ વધે અને સારો યશ મેળવે એ નિશંક છે.

આ રાશિના મનુષ્યો અત્યંત પ્રેમાળ અને ઉદાર હોય છે. બધાંની સાથે તેઓ સભ્ય, વિવેકી અને માયાળુ હોય છે. તેમના આ ગુણોથી તેઓ દરેકને પ્રિય થઇ પડે છે. તેમને પોતાના કુળનું અભિમાન હોય છે. તેમનામાં સ્વાર્થ કે કંજુસાઇ હોતી નથી. ગરીબોનું દુઃખ તેમજ તેમની ચિન્તા તેમને હૈડે હોય છે. બીજાઓને મદદ કરવા માટે તેઓ કેટલીકવાર પોતાના અંગત સ્વાર્થને પણ હાનિ પહોંચાડે છે.

જ્ઞાનની તથા અસાધારણ બુધ્ધિનું સામર્થ્ય મેળવવાની તેઓને ભારે તૃષ્ણા હોય છે. સાહિત્ય અને શિક્ષણનાં વિષયમાં તેઓ ભારે ખંતીલા અને અભ્યાસવૃત્તિ ધરાવનારા હોય છે. કંઇપણ નવું જાણવાની તેમને સદાય ઇચ્છા જ થયા કરે છે. આ રાશિની

અસર નીચે જન્મેલાઓમાંના ઘણા લેખકો તેમજ વકતાઓ પણ હોય છે.

આ લોકો બે કામ એક સાથે કરવાનું પસંદ કરે છે અને એટલે જ ઘણે ભાગે એક કામ તેઓને અપૂર્ણ રહેવા દેવું પડે છે. આ લોકોને માટે સૌથી સારો માર્ગ એ છે કે તેમણે કામ કરતી વખતે બીજાંઓની સાથે સહકાર આદરવો. આમ કરવાથી અપૂર્ણ કામ છોડીને તેઓ જઇ શકશે નહિ અને કામ પૂર્ણ કરવું પડશે.

કામના ફેરફારમાં તેમને આનંદ આવે છે, એક કામ પુરૂં ન કર્યું ત્યાં તો તેઓ બીજું કામ કરવા મંડી પડે છે, આવી અસ્થિર મનોદશાને લઇને તેમને જીવનમાં વારંવાર નિષ્ફળતાઓ સાંપડે છે.

આ મનુષ્યોમાં દીર્ઘ દ્રષ્ટિ પણ હોતી નથી. કામનું શું પરિણામ આવશે તેની કલ્પના કર્યા વગર તેઓ કાર્ય પાછળ ઝંપલાવી દે છે, પરિણામે તેમને નિષ્ફળતા જ મળે છે. આવી જ રીતે તેઓ જેટલું કમાય છે તેટલું તરત જ ઉડાવી દે છે, પરંતુ એકવાર જો તેઓ પોતાના વિકારો અને વાસનાઓ ઉપર અંકુશ મેળવે તો તેઓ ધનનો પુષ્કળ સંગ્રહ કરનારા થાય છે; અને પ્રસંગ આવે મોટી રકમો ઉદારતાની સાથે ખરચે છે. મનને કબજામાં રાખનાર પોતાના જીવનમાં જે ફેરફારો ઉપજાવે છે તે ખરેખર અત્યન્ત આશ્ચર્યકારક જ હોય છે.

આ તારીખોમાં જન્મેલા બાળકોનાં શિક્ષણ માટે તેમના માબાપોએ સાવધ રહેવું જરૂરી છે. તેમને ભણવા માટે ઉત્સાહિત કરવા તેમજ તેમને શિક્ષણમાં રસ પડે તેવા તમામ પ્રયત્નો તેમણે યોજવા જોઇએ. બાળકમાં જો જરા જેટલી પણ નિષ્ક્રિયતા પ્રવેશશે તો આગળ જતાં તેઓ નિરૂદ્યમી અને નકામા બની જશે.

આ તારીખોમાં જન્મનારા બાળકો મહત્વાકાંક્ષી હોય છે પરંતુ તેમની એ મહત્વાકાંક્ષા માત્ર માનસિક જ હોય છે. એને આગળ વધારવામાં આવે તો તેઓની બુધ્ધિ ખીલી ઊઠે છે અને તેઓ એક સારા હાજરજવાબી તેમજ ભાષણકર્તા પણ થાય છે.

આ રાશિની અસર નીચે જન્મનારાઓ ધર્મની માન્યતામાં મક્કમ હોય છે. પરંતુ તેમની એ માન્યતા માત્ર એક ધર્મને માટે જ હોતી નથી. બધાં ધર્મો પ્રત્યે તેઓ સદ્ભાવ ધરાવે છે.

બીજી બધી તારીખો કરતાં આ તારીખોમાં જન્મેલાં લોકો, જેવાં પ્રેમાળ, ઉદાર, નિઃસ્વાર્થી હોય છે તેવાં બીજાં કોઇ પણ હોતાં નથી.

આ રાશિવાળાઓ વાદવિવાદમાં કે ચર્ચામાં અતિ તીવ્ર બુધ્ધિનાં હોય છે. સ્હામાના વિચારોનું તેઓ તરત જ ખંડન કરી નાંખે છે. પ્રશ્નનાં ઉત્તરમાં તેઓ એવા સવાલો રજુ કરે છે કે જે સાંભળતાં જ વાદવિવાદ કરનારો ઠંડો પડી જાય છે અને વધુ ચર્ચા કરવાનું માંડી વાળે છે. આ લોકો ચળવળમાં અને રાજકિય–ધમાલમાં સારો ભાગ ભજવી શકે છે.

મિત્રાચારીમાં આ લોકો પ્રતિ શંકાની દ્રષ્ટિથી જોવામાં આવે છે પરંતુ તેમ નથી. તેઓ પ્રમાણિક અને દ્રઢ હોય છે. ઉપરાંત તેઓ અમુક ધ્યેયવાળા પણ હોય છે. મિત્રચારીને ઠેઠ સુધી નિભાવી રાખે છે.

કેટલીક વખતે આ રાશિની અસર નીચે જન્મનારાઓ વાતોડીયાં અને ગપ્પીદાસ પણ હોય છે. તેઓ પોતાની વાણી ઉપર કાબુ રાખે અને ખપપૂરતું જ બોલે તો જીવનમાં તેઓ ઘણું સારૂં કામ કરી શકે એમ છે.

આ તારીખવાળાઓ પોતાના જીવનનાં મધ્યભાગમાં સારો લાભ ઉઠાવી શકે એમ છે. વ્યાપાર–ધંધામાં શેરસટ્ટામાં તેઓ ખાસ કરીને વધુ નસીબવંતા નિવડે છે.

આ રાશિની અસર નીચે જન્મનારી સ્ત્રી કલ્યાગરી, પતિ પ્રત્યે પ્રેમ રાખનારી અને તેને તાબેદાર હોય છે. સ્ત્રીઓને સૃષ્ટિસૌન્દર્યમાં તેમજ કળામાં રહેલા સૌન્દર્યનો ખાસ શોખ હોય છે. વિવિધ જાતનાં સુંદર રાગો ઉપર તેમજ પુરુષો ઉપર તેમને વધુ પ્રેમ હોય છે. આ તારીખોમાં જન્મનારી કેટલીક સ્ત્રીઓએ તો ઇતિહાસમાં ખૂબ નામના મેળવી છે. રાણી વિકટોરીયા, રાણી ઇલીઝાબેથ, મીસીસ હેલન ફોસેટ વગેરે મહાન નારીઓ આજ તારીખોમાં જન્મી હતી.

આ રાશિની તારીખોમાં જન્મેલાઓએ ભય–શંકાનો ત્યાગ કરવો હૃદયમાં હિમ્મત રાખવી અને જે સુખ દુઃખ પડે તેનો સામનો કરવો. મનને શાન્ત રાખવું, વાણી ઉપર સંયમ રાખવો અને શાન્ત, સૌમ્ય તેમજ થોડું બોલનારા અને વિચારશીલ મનુષ્યનો સહવાસ સેવવો.

### લગ્ન

આ રાશિની અસર નીચે જન્મનારાઓએ પોતાનાં લગ્ન ૨૦ મી જાન્યુઆરીથી તે ૧૮ મી ફેબ્રુઆરી (કુંભ રાશિ) અને ૨૨ મી સપ્ટેમ્બરથી તે ૨૨ મી અકટોબર સુધીમાં (તુલા રાશિ) જન્મેલાઓ સાથે કરવા જોઇએ. એમની સાથેનો લગ્ન સંબંધ સારો મેળ રખાવે છે એટલુંજ નહિ પરન્તુ તેમના સંબંધથી ઉત્પન્ન થયેલી પ્રજા વીર્યવાન, પ્રતાપી અને સદ્‌ગુણી નીવડે છે.

## કૌટુમ્બિક સુખ

આ તારીખમાં જન્મેલાઓમાંના કેટલાક કૌટુમ્બિક સુખ

ભોગવી શકાશે નહિ. કારણ તેઓ પોતાનાં સ્વભાવને વશ બની ભટકતી જીંદગી ગુજારતાં હોય છે. ઉપરાંત સ્વભાવની અસ્થિરતા પણ એમાં કારણભૂત બને છે. કેટલાકોને બે વખત પરણવાનો સંયોગ પ્રાપ્ત થાય છે. એને પણ સુખી પરિણિત જીવનમાં વિઘ્ન માનવામાં આવ્યું છે. કેટલાકો એક પછી એક એમ બે સ્ત્રીઓને પણ પરણે એવી શકયતા છે.

આ તારીખોમાં જન્મેલાઓને સંતતિમાં પુત્રો વધુ થશે. કેટલાક નાનાં છોકરાંઓનાં મરણ પણ તેમને જોવા પડશે. એકંદરે આ લોકોનું કૌટુમ્બિક જીવન તેમની બેધારી મનોવૃત્તિને લઇને લઇને જોઇએ તેવું સુખી અને સરળ બનશે નહિ.

## ધંધો

આ તારીખોમાં જન્મનારાઓ એજન્ટો અને બ્રોકરો તરીકે સારૂં કામ આપી શકે છે. કારણ આ ધંધામાં કામનો ફેરફાર થયા કરે છે અને આ લોકોનો સ્વભાવ પણ ફેરફારવાળો હોઇ તેમને આ ધંધો બરાબર બંધ બેસતો થઇ પડે છે.

બેરીસ્ટરો, ન્યાયાધીશો, રાજદ્વારીઓ, હિસાબી કારકુનો તેમજ અનુવાદકો તરીકે પણ આ લોકો સારાં દીપી શકે છે. મહેનત કરતાં મગજનાં કામમાં તેમને વધારે ફાવટ આવે છે એટલે તેમાંજ તેમને યશ અને કલદાર બન્ને મળે છે. તેમની જન્મોત્રીમાં બુધ (Mercury) નું સ્થાન જો આગળ પડતું હોય તો આ લોકો તંત્રીઓ, ખબરપત્રીઓ, લેખકો અને છાપખાનાનાં માલીકો પણ થઇ શકે છે.

શિક્ષકો તરીકે પણ તેઓ સારૂં કામ કરી શકે છે. સાહિત્યિક શોખ અને શાન્ત જીવન જીવવાની ઇચ્છાને લઇને આ ધંધામાં ઘણાં પોતાની જીંદગી ગાળી રહેલા માલમ પડશે. આ તારીખોમાં

જન્મેલા પુત્રોનાં પિતાઓએ પોતાનાં સંતાનોને સારૂં શિક્ષણ આપી તેમને કોઇ શિક્ષણની અથવા તો સાહિત્યિક દિશા તરફ વાળવા પ્રયત્ન કરવો હિતકર છે.

ઘણીવાર આ લોકોને આર્થિક મુંઝવણ નડે છે, અને એથી તેમનું કામ અટકી પડે છે. વધુ ચિવટાઇ રાખવામાં આવે અને આગળ પાછળની ગણત્રી કરી પૈસાની વ્યવસ્થા કરવામાં આવે તો આ મુંઝવણ સહેજે મટી જાય એમ છે.

આ લોકો જબાનમાં મીઠા હોવાથી વ્યાપારી કે પછી કેન્વાસર તરીકે પણ સારી ફત્તેહ મેળવી શકે છે. વ્યાખ્યાનમાં, દલીલબાજીમાં આ લોકો સારા ફાવે છે અને તે કામ તેમને બંધ બેસતું થઇ પડે છે.

ટ્રાવેલીંગ એજન્ટ તરીકે પણ આ લોકો ખૂબ નામના મેળવી શકે એમ છે. કારણ આ લોકોનો સ્વભાવ નવિનતાના ચાહકરૂપ હોવાથી તેમજ નવા નવા અનુભવોનો શોખ હોવાથી તેમના સ્વભાવને અનુકૂળ થઇ પડે એવી આ લાઇન છે.

આ રાશિની તારીખોમાં જન્મેલાઓ સાહિત્યિક ક્ષેત્રમાં પણ સારી નામના મેળવી શકે એમ છે. લૉર્ડ લીટન, સર થોમસ મુર, પ્રસિધ્ધ ઇટાલિયન કવિ ડાંટે, રશિયાનો ક્રાન્તિકારી કવિ પુસ્કિન, થોમસ હાર્ડી, સર એડવીન આર્નોલ્ડ, ચાર્લ્સ કીંગ્સ્લે આદિ કવિઓ, લેખકો એનાં સૂચક પૂરાવા છે. આ પ્રસિદ્ધ લેખકોનાં જન્મ આજ રાશિની અસર નીચે થયા હતા.

## જીવન–તન્દુરસ્તી અને સુખ

આ રાશિની તારીખો નીચે જન્મનારાઓનો શારીરિક બાંધો સારો અને મજબુત હોય છે. ઘણાં પાતળા અને લાંબા પણ બને છે. તેમનું મુખ અને આંખો તેજસ્વી અને પાણીદાર

હોય છે. શરીર સશક્ત હોવા છતાં પણ તેમના શરીરમાં સામાન્ય નબળાઇ રહે છે. તેમને હાથ–પગ હલાવવાની ટેવ વધુ હોય છે.

તેમની શરીરિક અસ્વસ્થતાનું કારણ વધુ પડતાં કામનો બોજો તેમજ ચિન્તા છે. ગજા ઉપરાંતનું કામ તેઓ છોડી દે, શકિત અનુસાર કામકાજ કરે અને ચિન્તા ન કરે તો તેઓનું આરોગ્ય સારૂં રહેશે એટલુંજ નહિ પરન્તુ તેમનો માનસિક વ્યાધિ પણ દૂર થઈ જશે અને તેઓ ઉચ્ચ જીવન જીવી શકાશે.

ખભા, હાથ અને ફેફસાં પર મિથુન રાશિનું પ્રાબલ્ય હોવાથી આ લોકો એ વિભાગનાં દરદોથી અવારનવાર પીડાતાં માલમ પડી આવશે. તેમને ગળામાં, ફેફસાંમાં દરદો થાય છે અને કયારેક તો જ્ઞાનતતુંની બિમારીથી પણ તેઓ પીડાય છે.

ફેફસાં એ આ તારીખોમાં જન્મેલાઓનાં શરીરનો મુખ્ય ભાગ છે. એટલે શરદીની તેના પર અસર થવાની સંભાવના રહે છે. એમાંથી મુકત થવા માટે તેમણે માંદગી દરમ્યાન શરદીથી સાવચેત રહેવું અને ફેફસાંઓની બરાબર કાળજી રાખવી. જે બાળકોનો જન્મ આ ભાગમાં થયો હોય તેના પિતાઓએ પોતાના પુત્રને શરદી ન લાગે તે માટેના તમામ પ્રયત્નો કરવા જરૂરી છે.

સ્રીઓ પણ આંકડી, હીસ્ટીરીયા આદિના દરદોથી પીડાય, બાળકોને દાંતની પીડા સતાવે, કેટલાકોને દમની અસર પણ લાગુ થાય તેવી સંભાવના રહે છે. આ બધા દરદોથી દૂર રહેવા માટે આ લોકોએ આહારશાસ્રનો અભ્યાસ કરવો જોઇએ અને પોતાને શું વધુ અનુકૂળ આવશે તે જાણી લેવું જોઇએ. ખોટી ચિન્તા તેમજ ઉશ્કેરાટને તેમણે તિલાંજલી આપી દેવી જરૂરની છે. એમના શરીરનાં અનારોગ્યનું આ પણ એક મુખ્ય કારણ છે.

તેમની આર્થિક સ્થિતિ સાધારણ રહેશે. અને એની ચિન્તા પણ તેઓ કરશે નહિ. પૈસા ભેગા કરવાનું તેમનું કામ નથી. સાહિત્યક શોખ હોવાથી તેઓ 'સાદું જીવન અને ઉચ્ચ વિચારો' એ સૂત્રને માનનારા થશે, અને તે અનુસાર પોતાનું જીવન વિતાવશે. અલબત્ત કેટલાકોને આવી રીતનું સાદું જીવન જીવવાની પણ મુસ્કેલી પડશે તો પણ તે ક્ષણજીવી હશે અને તેઓ પોતાના ખંત તેમજ અભ્યાસથી સુખી જીવન ગાળી શકશે.

આ લોકો ખોટી ચિન્તા અને વધુ પડતો ઉત્પાત છોડી દે, પોતાનાં મગજને શાન્ત રાખી ખપપૂરતુંજ કાર્ય કરવાનું માથે લે તો તેઓ સારામાં સારૂં જીવનસુખ ભોગવી શકશે.

## તેમનાં ગુણ—અવગુણનું સરવૈયું

### ગુણ

ચપળ અને મનશકિતની સાથે ઉદ્યમી. મહત્વાકાંક્ષી, માનસિક ઉન્નતિમાં જ રાચનારા, એકી સાથે બે કામ કરવાની નીતિમાં માનનારા, ઝડપી તીવ્ર બુદ્ધિવાળા, મિત્રચારીમાં તેમજ પૈસાનાં વ્યહવારમાં પ્રમાણિક, ખંતીલા વિવેકી અને માયાળુ હોય છે.

### અવગુણ

અતિશય કલ્પનાશીલ અને અસ્થિર મનોદશાવાળા, કંઈક ઢીલા અને બ્હીકણ, અવિશ્વાસુ કારણ કઇ ઘડીએ તેઓ શું કરશે તે કહી શકાય નહિ. ઉતાવળીયા, વિકારી અને વાતોડીયા હોય છે.

## ભાગ્યશાળી રંગ

લીલો, પોપટી, બુરો અને નારંગી,

## ભાગ્યશાળી દિવસ અને આંક

તેમનો ભાગ્યશાળી દિવસ બુધવાર.
તેમનો ભાગ્યશાળી આંક ૫
તેમનો ભાગ્યશાળી ધાતુ પારો.

## ભાગ્યશાળી મહિના

તેમના ભાગ્યશાળી મહિના બે છે. ફેબ્રુઆરી અને અકટૉબર

## સંધિ સમય

મિથુન રાશિ ૨૧ મી મે એ બેસે છે અને તેનો પૂરો પ્રવેશ થતાં ૭ દિવસ લાગે છે. એટલે ૨૧ મી મે થી ૨૭ મી મે સુધીનો વખત વૃષભ ને મિથુનની સંધિનો સમય છે. આ સમયમાં જેમનો જન્મ થયો હોય તેઓ વિચારક, શોધક, કલારસિક વગેરે વૃત્તિવાળા બને છે. આ સંધિકાળમાં જન્મનારા પુરુષો અવિવેકી અને જરા તોછડા હોય છે. તેમનામાં લજ્જા હોતી નથી. સ્રીઓ આકળા સ્વભાવવાળી અને પોતાનો ઘણોખરો સમય આળસમાં ગુમાવનારી બને છે.

## આ તારીખોમાં જન્મેલી કેટલીક નામાંકિત વ્યકિતઓ

કવિ ડાન્ટે
કવિ પુશ્કિન
થોમસ હાર્ડી
સર એડવીન આર્નોલ્ડ
મહારાણી વિકટોરીયા
રાણી ઇલીઝાબેથ
મહાન પીટર



## તા. ૨૧ મી જુનથી તે
## તા. ૨૧ મી જુલાઈ સુધીમાં જન્મેલાઓ માટે




| | |
|---|---|
| રાશિ નિશાની ... ... ... | કર્કટ કર્કટક, કરચલો |
| રાશિ સ્વામી ... ... ... | ચન્દ્રમા |
| રાશિ અવયવ ... ... ... | છાતી અને પેટ |
| નંગ ... ... ... ... | પાનું, ગોમેદ |
| લગ્નમાં સૌથી લાયક સાથીઓ ... ... | ૨૧ મી એપ્રિલથી તે ૨૦ મી મે અને ૨૧ મી ડીસેમ્બરથી તે ૧૯ મી જાન્યુઆરી સુધીમાં જન્મેલાઓ. (વૃષભ અને મકર રાશિ) |
| મિત્રોમાં-ધંધામાં સૌથી લાયક સાથીઓ... | ૨૧ મી ડીસેમ્બરથી તે ૧૯ મી જાન્યુઆરી સુધીમાં જન્મેલાઓ. (મકર રાશિ.) |
| એક તત્વવાળી રાશિઓ ... ... ... | વૃશ્ચિક અને મીન. |

સૂર્ય કર્ક રાશિમાં તા. ૨૧ મી જુને આવે છે અને તા. ૨૧ મી જુલાઇએ વિદાય થઇ જાય છે.

## સ્વભાવ–ગુણ અને કાર્યશકિત

આ તારીખની અસર નીચે જન્મનારાઓ લાગણી પ્રધાન હોય છે. જરા જેટલી વાતમાં તેમનું હૃદય ઘવાય છે અને તેમને ભારે સંતાપ થયા કરે છે. સખ્ત અને કરૂણ બનાવો તેઓ જોઇ કે સાંભળી શકતાં નથી.

ઘર અને કુટુમ્બ તેમને પ્રિય છે. એટલે સુધી કે તેઓ એમાંજ સ્વર્ગનાં સુખનો સાક્ષાત્કાર કરે છે. ઘર અને કુટુમ્બની વાતોમાં અપૂર્વ રસ લે છે અને સદાય તેનાં સંસર્ગમાં રચ્યા રહે છે.

ઘર અને કુટુમ્બનાં પ્રેમને લઇને આ તારીખોમાં જન્મનારાઓ માતા–પિતા–પતિ અને પત્નિ તરીકે સારૂં કામ કરી શકે છે. ગૃહકલેશ–ગૃહઇર્ષ્યાથી તેઓ દૂર જ રહે છે અને પ્રથમ પોતાનું ઘર, પછી બીજા બધા, એ ન્યાયે જ તેઓ વર્તે છે.

આ લોકો ઉદ્યમી અને ખંતીલા હોય છે. સ્વભાવે તેઓ માયાળુ અને આનંદી હોય છે.

પોતાની કાર્યશકિત પર આ લોકોને અખંડ વિશ્વાસ હોય છે અને જ્યાં સુધી તેઓ કાર્ય પૂર્ણ કરતાં નથી ત્યાં સુધી તેઓને ઝંપ વળતો નથી. કાર્ય કરતાં પહેલાં તેઓ કાર્યની સફળતા કે નિષ્ફળતાનો પણ પૂરો વિચાર કરે છે.

આ લોકો સાંકડા મનવાળા અને સહેજ કંજુસ પણ માલુમ પડયા છે. એમની કંજુસાઈ એમના તેમજ બીજાંના લાભ માટેજ હોય છે. કામ કરવામાં ઉદ્યમી અને કરકસરવાળા હોય છે.

ભવિષ્યની તેમને મોટી ચિન્તા રહે છે અને એને માટે તેઓ સદા કાળજી સેવે છે.

આ તારીખોમાં જન્મેલાઓનો બીજા સ્વભાવ પણ નોંધવા જેવો છે. તેમની રાશિ–નિશાની કરચલાની છે. કરચલાની જેમજ તેઓ ધીરૂં પણ મજબુત કામ કરવાનું પસંદ કરે છે. તેમની સ્મરણશક્તિ ઘણી જ તીવ્ર હોય છે. અનેક વાતો તેઓ યાદ રાખી શકે છે. વર્ષો પૂર્વેના બનાવો વખત આવે ત્યારે તેઓ વિગત સાથે કહી બતાવે છે. પૈસાનો વ્યય કરવો એ તેમને પસંદ નથી. તક મળતાં તેઓ એનો સંગ્રહ પણ કર્યા કરે છે.

આ તારીખોમાં જન્મેલાં બાળકોને અનેક વસ્તુઓ ભેગી કરવાનો શોખ વળગેલો હોય છે. કાગળોની કાપલીઓ, ચિત્રો, રમકડાંઓ, પોસ્ટની ટીકીટો અને સિક્કાઓ એમાં મુખ્ય છે. ગમે એવી રદ્દી ચીજો પણ તેઓ સંઘર્યા કરે છે.

વ્યાપાર–ધંધામાં કે પછી પોતાના ગૃહજીવનમાં તેઓ ખાસ સાવચેત રહે છે. કામના કાગળો–ચોપડાઓની તેઓ સખ્ત કાળજી રાખે છે અને કોઇપણ વસ્તુ ગેરવલ્લે ન જાય તે માટે પ્રયત્નો કર્યા કરે છે. તેઓ નિયમિત હોય છે અને પોતાના સ્વાર્થમાં પૂરા પાવરધા રહે છે. પહેલાં તેઓ પોતાનો જ સ્વાર્થ જુવે છે અને તે પછી જ બીજાંની કાળજી રાખે છે.

આ લોકોને સ્ત્રીઓ આગળ ફરવાનો, તેમની પ્રશંસા કરવાનો અને તેમની આગળ પોતાની લડાઇ મારવાનો અતિ શોખ હોય છે. જરા જેટલી પણ તક મળતાં તેઓ સ્ત્રીઓ આગળ વાતો કરવાનું ચૂકતાં નથી. આ તારીખોમાં જન્મેલા બાળકો પિતા કે બંધુ કરતાં પોતાની મા–બ્હેન કે બીજાં સ્ત્રી સગાંઓ આગળ વધુ જાય છે.

સ્વભાવે તેઓ બ્હીકણ અને આળસુ હોય છે. વાતોમાં તેઓ બાદશાહ તરીકે પોતાની જાતને ઓળખાવે છે પરન્તુ જ્યારે ખરૂં કામ આવી પડે છે. ત્યારે આ લોકો સલામતી શોધે છે. કોઇપણ મુશ્કેલ કામ કરવાનું સાહસ તેમનામાં નથી.

વાતચીતમાં તેઓ શરમાળ અને અસ્પષ્ટ હોય છે. જાહેરમાં તેઓ બોલી શકતાં નથી. તેમને પોતાની પ્રતિષ્ઠાનો ધાક સદા રહે છે. અને આથી જ લોકોમાં પોતાનો માનમરતબો જરાય ઓછો ન થાય તેની તેઓ કાળજી રાખે છે. વહેમી માનસ, શંકાશીલ અને બ્હીકણ સ્વભાવ, કરકસર અને ખંત એ તેમના સ્વભાવનાં લાક્ષણિક તત્વો છે.

આ લોકો દ્રઢ અને જક્કી વલણનાં પણ માલમ પડયાં છે. કામમાં તેઓ જેવા દ્રઢ છે તેવાજ દ્રઢ તેઓ પોતાનો કક્કો ખરો કરાવવામાં પણ છે. સાથે સાથે શાન્તિના પણ તેઓ ચાહક છે. લડાઇ–ટંટો તેમને પસંદ નથી. વિગ્રહી મનોદશાથી તેઓ સદા દૂરજ રહે છે.

મુસાફરીનો તેમને શોખ છે. દુનિયાનાં નવાં રંગ જોવાની તેમને સદા ઇચ્છા રહ્યા કરે છે. આ માટે તેઓ સમય કે દ્રવ્યનો ભોગ આપવા ઇચ્છતા નથી. પણ તેમના હ્રદયના ખુણામાં ઇચ્છા રહ્યા કરે છે કે દુનિયાની મુસાફરી કરી લઇએ.

અહંકાર અને અદેખાઇમાં પણ આ લોકો ગાંજ્યા જાય એમ નથી. કોઇનું એકદમ ભલું થઈ જાય એવું તેઓ ઇચ્છતા નથી. સાથે સાથે એટલું પણ કહેવું જોઇએ કે તેઓ લોકોનું એકદમ ખરાબ થઇ જાય એવું પણ ઇચ્છતા નથી. એશઆરામના તેઓ ખાસ શોખીન હોય છે.

આમ છતાં પણ તેઓ ઉદ્યમી અને દયાળુ હોય છે.

તેમનું મગજ સદા ક્રિયાશીલ રહે છે. કેટલાકો તો તેમને યાંત્રિકવૃત્તિવાળા પણ કહે છે. આવા સ્વભાવને લઇને તેઓ વ્યાપાર-હુન્નરમાં વિશેષ ફાવે છે.

કેટલીક વખતે આ લોકોની સ્વતંત્રવૃત્તિ ઠીક રીતે ખીલી ઊઠે છે. આવા સંયોગોમાં તેઓ સારા લેખકો કવિઓ અને ઇતિહાસવેત્તાઓ પણ બની જાય છે. પરન્તુ આવા સંજોગો અતિ જુજજ આવે છે.

વૃધ્ધો પ્રત્યે તેઓ માન અને આદરભાવ રાખે છે. તેમની આજ્ઞા ઉથાપવી તેમને ગમતી નથી. સુધારાઓ કરવાનું તેમને પસંદ નથી. એને અપનાવતાં પણ નથી અને જ્યારે અપનાવે છે ત્યારે તેમાં તેઓ પોતાનો સ્વાર્થજ જુવે છે.

વ્યાપાર-ધંધા સિવાય બીજાં કશામાં તેમની મહત્વાકાંક્ષા જાગતી નથી. યાંત્રિક મગજવાળા હોવાથી કયારેક તેઓ વ્યાપારમાં મોટી સોગટી પણ મારી દે છે.

આ તારીખોમાં જન્મેલા બાળકો કમતાકાત હોય છે. શરદીનો ભય પણ તેમને વારંવાર સતાવે છે. સારી સોબતમાં બાળકોને રાખવામાં આવે, તેમને યોગ્ય વ્યાયામ કરાવવામાં આવે અને પુષ્ટિકારક ખોરાક આપવામાં આવે તો તેમની કમતાકાત દૂર થઇ જાય અને ભવિષ્યમાં તેઓ સમાજને ઉપયોગી થઇ પડે છે.

## લગ્ન

આ રાશિની તારીખોમાં જન્મેલાઓએ પોતાનાં લગ્ન ૨૧ મી એપ્રિલથી તે ૨૦ મી મે (વૃષભ રાશિ) અને ૨૧ મી ડીસેમ્બરથી તે ૧૯ મી જાન્યુઆરી (મકર રાશિ) સુધીમાં જન્મેલાઓ સાથે કરવાં જોઇએ.

આ લોકોએ લગ્ન માટે ઉતાવળ કરવી જરૂરની નથી. ધીરજ રાખવી, લગ્ન માટેના પ્રયત્નો અજમાવ્યા કરવા. અન્તે એનાં ફળ મીઠાં જ આવશે. ઉતાવળ કરવાથી પરિણામ દુઃખદાયક આવવાની સંભાવના રહે છે.

## કૌટુમ્બિક સુખ

આગળ જણાવ્યું તેમ આ લોકો પોતાના ઘર અને કુટુમ્બને ચાહનારા થશે. પોતાના કૌટુમ્બિક બનાવોમાં તેઓ ઊંડો રસ લેશે. સ્ત્રી બાળકોનું સુખ તેમને મળશે અને તેઓ પણ તેમને પોતાનું સુખ આપી શકશે. આ લોકોને ભાઈઓ તરફથી સુખ મળવાની આશા રહેતી નથી. તેમની તરફથી તેમને નિરાશા જ મળ્યા કરશે.

પાછલા જીવનમાં તેમને પુત્રો તરફથી સારો ટેકો મળશે. ભણીગણીને ધંધે લાગેલા તેમના પુત્રો પિતાના ભારને હળવો બનાવશે અને તેમને બધી ચિન્તાઓમાંથી મુકત કરશે.

આ લોકોને એકથી વધુ સ્ત્રીઓ સાથે લગ્ન કરવાના સંજોગો પણ છે.

## ધંધો

આ રાશિમાં જન્મેલાઓ મોટા વ્યાપારીઓ અને કારીગરો પણ બને છે. ખાસ કરીને પ્રવાહી પદાર્થોવાળા ધંધામાં તેમને નસીબ સારી યારી આપે છે. ઘી–તેલ કે દારૂના વ્યાપારમાં તેમનો સિતારો ચમકી ઊઠે છે. દરિયાઇ વ્યાપારમાં કે પછી નૌકાખાતામાં પણ તેઓ ફાવે તેમ છે.

મંગળ તેમને અનુકૂળ આવે તો વૈદ અને ડૉકટરી ધંધો

પણ તેમને ફાવી શકે છે. પણ આ રાશિમાં જન્મેલાઓનું વધુ ભાગ્ય તો ઘી અને તેલની દૂકાનોમાંજ ચમકે છે.

આ લોકોને બરાબર શિક્ષણ મળે અને તેઓ એમાં આગળ વધે તો બુદ્ધિના તેજીપણાને લઇને તેઓ સારા ઇતિહાસકારો પણ થઇ શકે છે. લાંબા સમયના અહેવાલો યાદ રાખવાનું તેમને માટે સહેલું છે.

નટ અને નટીઓ તરીકે, હોટલ તેમજ હેરકટીંગ સેલુનો કાઢવામાં પણ આ લોકો ફાવે છે.

આ તારીખોમાં જન્મેલાઓ પોતાની બુદ્ધિનો સ્વતંત્ર વિકાસ કરી શકતાં નથી અને એટલે એમાં જન્મેલાઓ મોટા કવિઓ, કર્તાઓ કે ચિત્રકારો તરીકે પંકાતા નથી. તેઓને શિક્ષણ અને જ્ઞાન તરફ પક્ષપાત રહે છે ખરો પરન્તુ તેમનાં મગજ યાંત્રિક બુદ્ધિવાળાં હોવાથી વ્યાપાર અને હુન્નરમાં જ તેઓ વધુ ચમકી શકે છે. આમછતાં પણ આ લોકોમાંના ઘણા વહીવટદાર તરીકે સારી કાબેલીયત બતાવે છે.

આ લોકો જો પોતાની ઇચ્છા–શકિતને કેળવે, શ્રદ્ધાને વધુ મજબુત બનાવે તો ભારે મુશ્કેલમાં મુશ્કેલ કાર્યો પર પણ તેઓ વિજય મેળવી શકે છે. આ કથનના ટેકામાં વર્તમાનપત્રોના રાજા લોર્ડ નોર્થકલીફનો દાખલો વધુ પ્રમાણભૂત ગણાશે. લોર્ડ નોર્થકલીફને પોતાનાં વર્તમાનપત્રો કાઢતાં અનેક મુશ્કેલીઓ નડી હતી. સરકાર તેમજ હરિફો તરફથી અનેક અંતરાયો નાખવામાં આવ્યા હતા છતાંપણ તે ડગ્યો નહિ અને તેણે પોતાનું કાર્ય ચાલુ રાખ્યું અને તેનાં પરિણામ સ્વરૂપ તે વર્તમાનપત્રોના રાજાનું બિરૂદ પામ્યો.

## જીવન–તંદુરસ્તી અને સુખ

આ તારીખોમાં જન્મનારાઓનો શારીરિક બાંધો મધ્યમ હોય છે. તેમનું કદ પણ બહુ ઊંચું તેમજ બહુ નીચું નહિ એવું મધ્યમ હોય છે. તેમનું મુખ ગોળ, ચામડી કોમળ અને સહેજ લીસી હોય છે. મુખનો ઘાટ નાનો અને આંખો ભુરા કે કાળા રંગની હોય છે. શરીરમાં તેઓ બહુ તાકાતવાન જણાતા નથી.

આ લોકોની શારીરિક સ્થિતિ સારી રહેતી નથી. કર્ક રાશિનું આધિપત્ય છાતી અને પેટ પર હોવાથી આ લોકો અવારનવાર એ વિભાગનાં દરદોથી પીડાતાં માલમ પડી આવે છે. પેટનાં દરદો તો તેમને સામાન્ય થઇ પડેલાં માલમ પડશે. શરદી, રૂમેટીઝમ, ક્ષય, આંતરડાંની પીડા આદિ દરદો પણ તેમને વારંવાર સતાવે છે. અપચો, કબજીયાત, ઉબકો આદિ પીડાઓ પણ તેમને ભોગવવી પડે છે.

આ લોકોની તંદુરસ્તી બગડવાનું મુખ્ય કારણ તેમનો પ્રમાદી અને આળસુ સ્વભાવ છે. તેઓ જો બરાબર પરિશ્રમ કરે, ચિન્તા કરવી ત્યજી દે તો તેમના પેટનાં દરદો પણ ઓછાં થઈ જાય. પાચનક્રિયાને ટેકા રૂપ થવા માટે જે મહેનત કરવી જોઇએ તેનાથી આ લોકો દૂર નાસે છે પરિણામે તેઓ બદહજમી આદિ રોગોનાં શિકાર બની જઇ પોતાની તબીયતનું સત્યાનાશ આણે છે.

આ લોકોએ સાદો ખોરાક લેવો જરૂરી છે. બની શકે તો કયારેક પથ્ય પણ પાળવું સ્ત્રીઓએ પોતાની છાતીની સંભાળ રાખવી, નહિ તો એમાં વિકાર થતાં વાર લાગશે નહિ. ખરાબ સોબતથી દૂર રહેવું, વાસનાયુકત અને વૃત્તિઓ ઉશ્કેરે એવા

વાચનથી, વાર્તાલાપથી કે પદાર્થોથી સદાય સાવચેત રહી તેનો ત્યાગ કરવો. માબાપોએ પોતાની કુમળી વયની પુત્રીઓની ખાસ સંભાળ લેવી અને કુસંગતથી દૂર રાખવી.

આ તારીખોમાં જન્મેલાઓને પાણીનો ભય પણ છે. તેમને પાણીનાં અકસ્માતો નડે. ડૂબે, તેનાથી હેરાન પણ થાય. એટલે બની શકે ત્યાં સુધી પાણીથી સાવચેત રહેવું વધુ સારૂં છે. આ સિવાય બીજાં અકસ્માતો તેમને નથી.

આ લોકોની આર્થિક સ્થિતિ સંતોષકારક રહેશે. તેઓ પોતાનાં કુટુમ્બનું પોષણ કરવા જેટલું તો મેળવશે જ. ઉપરાંત કરકસર કરી થોડીક સંપત્તિ પણ મૂકી જશે. સ્વભાવે ખંતીલા હોવાથી તેઓ એકજ ધંધાને વળગી રહેશે અને એમાં પોતાની જાત–મહેનત ખર્ચી તેમાં જ પોતાના જીવનનો ઉત્કર્ષ સાધશે.

સ્વમાનશીલ તેમજ પ્રમાણિક હોવાથી તેઓ પ્રમાણિક માર્ગો દ્વારાજ પોતાની આજીવિકા મેળવશે. અને એને લઇને કુદરતી રીતે જ કમાણી ઓછી હોય એ સ્વાભાવિક છે. તેઓ જે કંઇ બચાવશે તેની પાઇએ પાઇ તેમની કરકસરવૃત્તિને જ આભારી હશે.

આ લોકોએ પોતાનાં શરીરની જાળવણી માટે પથ્ય પાળવું, સાદો ખોરાક લેવો તેમજ ચાલુ નિયમિત કસરત પણ કરવી જરૂરની છે. મનની ચિન્તાને દૂર કરી સદા પ્રફુલ્લ રહેવું, બીકણપણાનો ત્યાગ કરવો, થાક અને રખડપટ્ટી કરાવે એવા ધંધા ત્યજી દેવા, આળસ, સ્વાર્થ, ઇર્ષ્યાને ત્યજવી, આ તેમના સુખી જીવનનાં સરળ ઉપાયો છે.

## ૫૫

## તેમના ગુણ—અવગુણનું સરવૈયું

### ગુણ

નાજુક લાગણી, ઘર અને કુટુમ્બ પ્રત્યેનો પ્રેમ, સંતાનો પરની માયા, ધન ભેગું કરવા માટેનો ધીરો પણ મક્કમ પ્રમાણિક યત્ન, વૃદ્ધો પ્રત્યેનો પ્રેમ, ખંતીલો અને ક્રિયાશીલ સ્વભાવ આ તેમના સદ્‌ગુણો છે.

### અવગુણ

નબળું મગજ, લડાઇખોર સ્વભાવ, બીકણ મનોવૃત્તિ, આળસુ, સ્વાર્થ, બીજાંઓ પ્રત્યે બીનજવાબદાર, કંજુસ, જકકી, અંહકારી, અને ખાવામાં બેકાળજીભર્યાં હોય છે.

### ભાગ્યશાળી રંગ

લીલો, રાતો કે ભુરો.

### ભાગ્યશાળી દિવસ અને આંક

તેમનો ભાગ્યશાળી દિવસ સોમવાર

તેમનો ભાગ્યશાળી આંક ૨

તેમનો ચન્દ્ર માટેનો ભાગ્યશાળી આંક ૭.

તેમની ભાગ્યશાળી ધાતુ ચાંદી.

### ભાગ્યશાળી મહિનાઓ

તેમના ભાગ્યશાળી મહિના ત્રણ છે. નવેમ્બર, ફેબ્રુઆરી અને માર્ચ.

### સંધિ સમય

કર્ક રાશિ તા. ૨૧ મી જુને બેસે છે અને તેનો પૂરો

પ્રવેશ થતાં ૭ દિવસ લાગે છે, એટલે ૨૧ મી જુનથી ૨૭ મી જુન સુધીનો સમય મિથુન ને કર્ક રાશિનો સંધિ સમય છે. આ સમયમાં જેમનો જન્મ થયો હોય તેઓ આપમતીયાં ને સ્વચ્છંદી હોય છે. તેમને મોજશોખ અને ભપકો ખૂબ ગમે છે. મિત્રો તેમજ પાડોસીઓ તરીકે તેઓ સારા દીપી ઊઠે છે. આ તારીખોમાં જન્મેલી સ્ત્રીઓ નખરાબાજ, વિશ્વાસઘાતી અને વિષયી બને છે.

## આ રાશિમાં જન્મેલી કેટલીક નામાંકિત વ્યક્તિઓ

ના. પ્રતાપસિંહજી ગાયકવાડ
ના. નટવરસિંહજી—પોરબંદરના મહારાજા સાહેબ
લોર્ડ નોર્થક્લીફ
લોર્ડ કીચનર
આઠમો હેનરી
શ્રીમતી કાર્લાઈલ
રોબર્ટ નેલ્સન



## તા. ૨૨ મી જુલાઈથી તે
## તા. ૨૧ મી ઑગસ્ટ સુધીમાં જન્મેલાઓ માટે




| | |
|---|---|
| રાશિ નિશાની ... ... ... | સિંહ |
| રાશિ સ્વામી ... ... ... | સૂર્ય |
| રાશિ અવયવ ... ... ... | પાંસળાં, બરડાનો ભાગ અને કરોડ. |
| નંગ ... ... ... ... | માણેક, હીરો |
| લગ્નમાં સૌથી લાયક સાથીઓ ... ... | ૨૧ મી માર્ચથી તે ૨૦ મી એપ્રિલ, ૨૨ મી નવેમ્બરથી ૨૦ મી ડીસેમ્બર અને ૨૦ મી જાન્યુઆરીથી તે ૧૮ મી ફેબ્રુઆરી સુધીમાં જન્મેલાઓ. (મેષ, ધન અને કુંભ રાશિ.) |
| મિત્રોમાં ધંધામાં સૌથી લાયક સાથીઓ... | ૨૧ મી માર્ચથી તે ૨૦ મી એપ્રિલ, ૨૨ મી નવેમ્બરથી તે |

૨૦ ડીસેમ્બર અને
૨૦ મી જાન્યુઆરીથી
તે ૧૮ મી ફેબ્રુઆરી
સુધીમાં જન્મેલાએ
(મેષ, ધન અને કુંભ
રાશિ.)

એક તત્વવાળી રાશિઓ ... ... ... મેષ અને ધન.

સૂર્ય સિંહ રાશિમાં તા. ૨૨ મી જુલાઈએ આવે છે અને તા. ૨૧ મી ઑગસ્ટે વિદાય થઈ જાય છે.

## સ્વભાવ–ગુણ અને કાર્યશકિત

આ રાશિની તારીખોમાં જન્મેલાઓ અદ્ભૂત આકર્ષણ શકિત ધરાવનારા હોય છે. સામા માણસને તેઓ પોતાની શકિતઓથી મુગ્ધ બનાવી તેમને આકર્ષી શકે છે. મિત્રો તરીકે તેઓ વફાદાર અને પ્રેમાળ હોય છે. તેમનાં હ્રદય નરમ અને દયાળુ હોય છે. પ્રાણીઓ ઉપર થતી હિંસા કે ક્રૂરતા તેઓ જોઈ શકતા નથી અને તરતજ તે સ્હામે પગલાં ભરે છે. આ તારીખોમાં જન્મનારાઓમાંનાં ઘણાં પ્રાણી અને જીવદયા ભકત પણ મળી આવશે.

આ લોકો એટલા તો દયાવાન હોય છે કે તેઓ પોતાનાં દુઃખ ભૂલી જાય છે અને બીજાંઓનાં દુઃખનો જ વિચાર કરવા માંડે છે. માંદા માણસને જોતાં તેઓ એકદમ દ્રવી જાય છે અને તેની સારવાર કરવામાં તેઓ પોતાના સમય અને ધનનો પણ ભોગ આપે છે.

પ્રેમ અને માયાળુ સ્વભાવ એ આ લોકોનું સૌથી મોટું વશીકરણ છે. તેનાથી તેઓ લોકોનાં હ્રદય સર કરી લે છે

અને તેઓ જ્યાં જાય છે ત્યાં માન—સન્માન મેળવે છે. હાજર જવાબી, ચાલાકી અને ગૂઢ જ્ઞાન પણ આ લોકોમાં છે. એટલે તેઓ ગમે તેવા મુશ્કેલ વખતે પણ પોતાની જાતને સંભાળી શકે છે. વાત કહેવાની તેમની ખૂબી અનેરી હોય છે. નાની વાતને પણ છટાદાર બાનીમાં મોટી કહી સંભળાવી તેઓ લોકોનાં મન જીતી લે છે. તેમનાં આકર્ષણનું આ પણ એક મુખ્ય કારણ છે.

ન્યાય કરતાં દયા તેમને વધુ ગમે છે. વિરોધાત્મક વલણ તેમને ગમતી નથી. છતાં જ્યારે તેવી વલણ અખત્યાર કરવી પડે છે ત્યારે તેઓ કોઇનાં ગાંજ્યા જતાં નથી. તેઓ દયાવાન હોવાથી ક્ષમાશીલ સ્વભાવ પણ ધરાવે છે. વૈરવૃત્તિનો તેમનામાં અભાવ જ છે.

સિંહની જયમ જ્યાં સુધી તેઓ શાન્ત હોય છે ત્યાં સુધીજ તેઓ સારા ગણાય છે, પણ જ્યારે તેમને છંછેડવામાં આવે છે ત્યારે તેઓ વિકાળ બની બેસે છે અને વિરોધની સ્હામે ઝઝુમે છે. કાર્યની સિદ્ધિ માટે તેઓ ગમે તે જોખમ ખેડવા તૈયાર બને છે અને જ્યારે તે કામ તેઓ પાર પાડે છે ત્યારેજ જંપે છે.

તેમનું મન વ્યાવહારીક તેમજ આધ્યાત્મિક બન્ને વિષયો પ્રતિ પ્રીતિવાળું હોવાથી તેઓ લોકોનું કલ્યાણ કરી શકવા સમર્થ બને છે. બીજાઓને તેઓ સત્વર સારો માર્ગ બતાવી શકે છે. વ્યાખ્યાન, દલીલ, ઉપદેશ આદિ દ્વારા તેઓ લોકોનાં મન પર સારી અસર જમાવી શકે છે. આ લોકો જો પોતાનામાં રહેલી આધ્યાત્મિક શકિતને બરાબર કેળવે તો તેઓનામાં સર્વને જ પોતાના વિચારને આધીન કરવાનું અસાધારણ બળ આવે છે. મોટાં તત્વજ્ઞાનીઓ અને જ્યોતિષીઓનું કહેવું છે કે

આ રાશિની ખરેખરી અસર જે સ્ત્રી–પુરુષ ઉપર થઇ હોય છે, તેઓ જો મૌનનો માર્ગ સ્વીકારે તો તેઓ આ દુનિયામાં અજિત બને છે.

મુખ્યત્વે આ તારીખોમાં જન્મેલાઓનાં હૃદય મજબુત હોય છે. તેમની પ્રતિભા પણ અવિરલ હોય છે. સ્વભાવે તેઓ નિર્ભય અને હિંમતવાન હોય છે. ઘણીવાર તો તેઓ પોતાની પ્રતિભાથી જ ધાર્યું કામ પાર પડે છે. આ લોકોને વ્યવહારિકતા ગમે છે અને તેમનાં કામ પણ વ્યહવારૂ જ હોય છે. હવામાં કિલ્લા બાંધવાનું તેમને પસંદ નથી. જે વિચારો ઘડે છે તેને કોઇ પણ હિસાબે તેઓ પાર પાડે છે જ.

સ્વભાવથી જ આ મનુષ્યોમાં અત્યન્ત ચમત્કારિક અંતર્જ્ઞાન હોય છે, અને તેથી તેઓ ઘણું જાણે છે. પણ આ જ્ઞાન તેમને કેવી રીતે થયું, કયાંથી થયું તે તેઓ કહી શકતાં નથી. તેઓનાં અનુમાન લગભગ ખરાં જ પડે છે. તેમનો અભિપ્રાય સાચોજ હોય છે. આથી બીજાં લોકો તેમની સલાહ અનુસાર જ વર્તવાનું પસંદ કરે છે.

આ લોકો સ્વભાવે નિખાલસ અને ખુલ્લા દિલના હોય છે. અને કયારેક તો તેઓ પોતાના સ્વભાવને લઇને બીજાંઓનાં ભોગ પણ બની જાય છે. આ લોકો મહત્વાકાંક્ષી અને પોતાના પક્ષમાં અગ્રસ્થાન રાખનારા હોય છે. પોતાને સૌ મોટાં ગણે એ માટે તેઓ બનતા પ્રયત્નો કરે છે અને એમાં ગૌરવ લે છે. આવાઓને જો સ્હામાઓ તરફથી માન, ખ્યાતિ અને વાહવાહ મળે તો તેઓ જરૂર તેમનું માન સાચવનારાઓને ન્યાલ બનાવી દે છે.

સ્વભાવે તેઓ શાસનકર્તા હોય છે. બીજાઓ પર હકુમત ચલાવવાનું તેમને બહુ ગમે છે. તેમના વિચારો ખાનદાન અને ઉચ્ચ હોવાથી બીજાંઓનું તેઓ ભાગ્યેજ અહિત કરે છે. તેઓ વિશ્વાસુ અને પ્રમાણિક હોય છે. જાહેર કાર્યોમાં તેમને સારો યશ મળે છે અને તેઓ તરતજ ખ્યાતિમાં આવી જાય છે.

આ રાશિની તારીખોમાં જન્મેલા મનુષ્યોમાં કેટલાક ખરાબ અવગુણો પણ હોય છે. તેઓ પોતાના એ અવગુણોને પ્રત્યનથી દૂર કરી શકે છે.

આ તારીખોમાં જન્મેલાઓમાંના કેટલાક અતિ લુચ્ચા, દગો ફટકો કરનારાં, બેવચની અને દેવું કરનારા હોય છે. કેટલાક અતિશય ઉગ્ર મિજાજનાં, ઉતાવળીયા, ગરમ સ્વભાવનાં અને વાતવાતમાં લડનારા હોય છે. આવાઓ પવનની સાથે પણ બાચકાં ભરવા તત્પર બની જાય છે. તમોગુણ તેમનામાં મુખ્યપણે રહેલો હોય છે.

આ લોકો સ્ત્રીઓથી સત્વર મોહિત થઇ જાય છે. તેમની વિકારી વાસના એટલી તો પ્રબળ હોય છે કે ભાગ્યે જ તેઓ વ્યભિચારદોષથી મુકત હોય છે. તેઓના આ દોષથી તેઓ અનેકવાર દુઃખ તથા વિપત્તિના ભોગ થઈ પડે છે. કયારેક તેઓ બીજાંઓને માટે એકદમ અભિપ્રાય બાંધી દે છે. જો કે આ અભિપ્રાયમાં તેઓ ખરા હોય છે તોપણ આવો ઉતાવળીયો અભિપ્રાય કોઈક વખતે સ્હામાને નુકશાન કરનારો પણ નીવડે છે. એકદમ અભિપ્રાય ન બાંધતાં શાન્તિથી અને ઠરેલપણે તેઓ અભિપ્રાય બાંધે એ તેમને માટે હિતકર છે; જેથી ભાવિષ્યમાં તેમને શોક સંતાપ કે ગ્લાનિ થવાનો સંભવ ન રહે.

આ લોકોમાં કેટલાક અસત્યનું આચરણ કરનારા પણ

ોય છે. આવાઓ લોકોને છેતરી તેમના ભોળપણનો લાભ ઇ પોતાનું પેટ ભરે છે. તેમને લડાવી મારવાની પણ ટેવ ોય છે. સાચાનું જૂઠું કરતાં તેમને જરાય વાર લાગતી નથી.

આ લોકો આળસુ સ્વભાવના અને તૈયાર માલ ઝાપટનારા ણ હોય છે. બેઠા બેઠા જો કામ થઇ શકતું હોય તો તેઓ ઊભા થવાની મહેનત જ લેતાં નથી. થોડી મહેનતે કે વગર હેનતે જો લાભ થતો હોય તો તે લઈ લેવાને આ લોકો જરાય ૂકતા નથી. તોપણ જ્યારે તેમને કામ કરવાની ફરજ પડે છે— ેમના ઉપર કામ નાંખી દેવામાં આવે છે ત્યારે તેઓ તે ામને સાંગોપાંગ પાર ઊતારે છે જ.

આ તારીખોવાળાઓને ઠ્ઠેરો કરવાનો ભારે શોખ હોય છે. ાહ્ય આડંબર તેમને ગમે છે. શણગાર, મોજશોખનાં પણ ેઓ શોખીન હોય છે, ગૃહસુખની વસ્તુઓ સૌથી સારી કયાં મળે છે, તે ખાસ કરીને તેઓ સારી રીતે જાણે છે. ોજનની વસ્તુઓ, ઘરના વપરાસની વસ્તુઓ ઉત્તમ પ્રકારની ાવી આપવામાં આ લોકો બહુ બુદ્ધિશાળી હોય છે. તેમને ર અને સંતાનો પ્રતિ ખાસ પ્રેમ હોય છે.

બાળકોના વિષયમાં તેઓ કોઇની સલાહ–સૂચના લેતા થી. પોતાના સંતાનોને તેઓ પ્રેમથી રાખે છે અને તેના ત્કર્ષ માટે તેઓ સતત મહેનત કરે છે. આ તારીખોમાં ન્મેલી સ્ત્રીઓ વર્તનમાં વિનયી, નમ્ર અને માયાળુ હોય છે રન્તુ તેમના બાળકોને જો કોઇ જરા પણ ઇજા કરે અથવા મને ઠપકો આપે, અથવા તેમને માટે કોઇ કંઇ ફરીયાદ કરે ા તેમનો સ્વભાવ અતિ ગરમ થઇ જાય છે અને કયારેક તો ઓ ગમે તેમ બોલી પણ ઊઠે છે.

સૂર્યની સત્તાને લીધે આ તારીખોમાં જન્મ પામનારા પુરુષો તામસી અને તાલાવેલીભર્યા સ્વભાવવાળા હોય છે પણ સ્ત્રીઓમાં એવા દોષ હોતા નથી. એનું કારણ એ છે કે નાની વયથી તેમને સાસરામાં પરાધીન જીવન ગાળવું પડે છે અને લજ્જાથી તથા સાસુ–સસરા–પતિ વિગેરેના ધાકથી તેમને વારંવાર પોતાનો સ્વભાવ દાબી રાખવો પડે છે. પુરુષોની જેમ તેમનાથી સ્વતંત્ર અને સ્વચ્છંદી બની શકાતું નથી. આથી તેઓ પુરુષો કરતાં કંઇક ઓછા દોષવાળી હોય છે. તોપણ જ્યારે તેઓ વીફરે છે ત્યારે તોબાહ–તોબાહ પોકરાવે છે.

આ તારીખોમાં જન્મેલી ગણીખરી સ્ત્રીઓ પ્રેમાળ માતા અને ઘરરખુ ગૃહિણીઓ હોય છે. તેઓ પોતાના ઘરને જ પોતાનું સર્વસ્વ માને છે અને તેની ઉન્નતિ માટે અધિક પ્રયાસો કરે છે.

આ તારીખોમાં જન્મેલા બાળકો અતિ લાગણીવાળા, ક્રોધી અને તામસી પ્રવૃત્તિનાં હોય છે. માતા–પિતાએ તેમને આત્મસંયમ શીખવવાની કાળજી રાખવી જોઇએ. તેમને સન્માર્ગે ચઢાવવામાં અને યોગ્ય શિક્ષણ આપવામાં બહુ જ કુશળતા વાપરવાની જરૂર છે. નહિ તો તેઓનામાં ઘણાં હાનિકારક દુર્ગુણો તથા દોષો પેસી જશે, અને તેને લઇને તેમને લકવો, ક્ષય અથવા ઉન્માદ જેવા વ્યાધિઓ લાગુ પડશે. આ તારીખોમાં જન્મેલાં બાળકોનાં માબાપો ઉપર ભારે ગંભીર જોખમદારી રહેલી છે. બાળકો આગળ તેમણે સારા દ્રષ્ટાંતો રાખવાની અને તે સારી સોબતમાં રહે તે જોવાની તેમની પ્રથમ ફરજ છે. આ ફરજ જો તેઓ ચૂકશે તો બાળકોને દુરાચરણી બની જતાં જરા પણ વાર લાગશે નહિ.

બાળકોની શક્તિ ખિલવવા માટે, તેમનામાં છૂપાયલા સદ્દગુણોને બહાર લાવવા માટે તેમને સરળ, લાભકારક અને

આનંદ ઉપજાવે એવા કામોમાં જોડાયલા રાખવા જોઇએ. તેમને જાતજાતની ગમ્મતો અખંડ જોઇએ છે; અને તે તેમને પૂરી પાડવામાં આવે તો તેમની શકિતઓ અતિ સત્વર ખીલી ઊઠે છે એમાં જરાપણ શંકા નથી. તેઓ નાના સિંહ છે, અને જેમ નાના સિંહને જાતિ સ્વભાવ, પ્રેમ, માયા અને ધૈર્યથી વશમાં લાવી શકાય છે તેમ આબાળકોને પણ શુભ પરિણામ લાવે તેવા બનાવી શકાય છે.

આ તારીખોમાં જન્મેલાઓએ પોતાનું કલ્યાણ સાધવા લોભને તિલાંજલી આપી દેવી જોઇએ. લોભ એ તેમનો મોટામાં મોટો શત્રુ છે અને તેને લઇને જ તેમનામાં વિકાર દુર્ગુણો પ્રવેશે છે.

સિંહના જેવા તેમનામાં બળ અને હિંમત છે પરન્તુ પ્રમાદીપણામાં તેનો જો તેઓ ઉપયોગ ન કરે તો પછી જીવનમાં તેમને નિરાશા જ સાંપડે છે. માટે બળ અને હિંમતનો ઉપયોગ કરવો, શુદ્ધ વિચારોનું સેવન કરવું. ઉદાસી, ખેદ, ચિન્તા અને ભયને ત્યજી દેવા કારણ, એ તમારા મનને નિર્બળ બનાવી દે છે. વિજયનું જ નિરંતર ચિંતન કરો, કટુતામાં મધુરતા જોતાં શીખો, દુઃખને સુખ માનો તો જરૂર તમારી ઉન્નતિ છે.

આ તારીખોમાં જન્મેલાઓની નીચ બુદ્ધિને જો કાબુમાં લેવામાં આવે તો તેઓ ઉમદા ખવાસનાં માનવી બને એમાં જરા પણ શક નથી.

**લગ્ન.**

આ તારીખોમાં જન્મનારાઓએ પોતાનાં લગ્ન તા. ૨૧ મી માર્ચથી તે ૨૦ મી એપ્રિલ, (મેષ રાશિ) ૨૨ મી નવેમ્બરથી

તે ૨૦ મી ડીસેમ્બર, (ધન રાશિ) અને ૨૦ મી જાન્યુઆરીથી તે ૧૮ મી ફેબ્રુઆરી, (કુંભ રાશિ) સુધીમાં જન્મેલાઓની સાથે કરવા હિતકર છે.

આ લોકોએ પોતાના જીવનસાથીની પસંદગી કરવામાં બહુ સાવધાની રાખવી અગત્યની છે; નહિ તો તેમનું આખું જીવન દુઃખમાં અને કલેશ–કંકાસમાં જવાનો સંભવ રહે છે. ઉપર દર્શાવેલી રાશિવાળાઓની સાથે લગ્ન સંબંધ બાંધવામાં આવે તો પ્રજા અત્યન્ત બળવાન અને નિરોગી થાય છે.

આ લોકોએ પોતાના સમાન કુળવાળા અને પોતાના સમાન બુદ્ધિવાળાં, અથવા પોતાનાથી સહેજ ઉતરતા કુળવાળા અને સહેજ ઉતરતી બુધ્ધિવાળા મનુષ્ય સાથે લગ્ન કરવાનું ધ્યાન રાખવું.

## કૌટુમ્બિક સુખ

આ તારીખોમાં જન્મેલાઓ આર્થિક, કૌટુમ્બિક અને સાંસારિક રીતે સદા સુખી રહેશે. સગાં--સ્નેહીઓમાં તેઓ માન-ભર્યું જીવન ગુજારી શકશે. કુટુમ્બની સ્ત્રીઓ તેઓનું કહ્યું માનશે અને તેમની સાથે માનથી વર્તશે. ઘરનાં મુખી તરીકે કાબેલ અને મોભ્ભાથી તેઓ વર્તી શકશે. તેમનામાં વ્યવસ્થાશકિત હોવાથી તેઓ કુટુમ્બની બાબતોને યોગ્ય ન્યાય આપી સૌનાં મનનું સમાધાન કરાવી શકાશે. કેટલાકોને પુત્રો તરફથી અસંતોષ મળવાનો સંભવ રહેશે. તેમનાથી તેમને જુદા પણ રહેવું પડશે. તેમનું લગ્ન જીવન જોઇએ એટલું સફળ બનવાનો સંભવ નથી.

## ધંધો

આ તારીખોમાં જન્મેલાઓ સ્વભાવે સ્વતંત્રવૃત્તિનાં હોવાથી જ્યાં તેમને સ્વતંત્રતા તેમજ હકુમત ચલાવવાનું મળે છે ત્યાં

તેઓ સારું કામ કરી શકે છે. સરકારી અમલદારો તરીકે તેઓ સારી ફત્તેહ મેળવે છે. સૈનિકો, રાજદ્વારી નેતાઓ, ટ્રસ્ટીઓ, મકાન–જાગીરની વ્યવસ્થા કરનારાઓ તરીકે પણ આ લોકો સારી કામગીરી બજાવી શકે છે. આ તારીખોમાં કેટલાક રાજ્યકર્તાઓ પણ જન્મે છે.

ધંધા–વ્યાપાર તરીકે આ લોકોને ઝવેરાત અને સોનીનો ધંધો વધુ રીતે માફક આવે છે. એ ધંધામાં જો તેઓ પગપેસારો કરે અને ખંતથી કામ કરે તો તેમાં તેઓ સારી પ્રગતિ કરી શકશે.

આ તારીખોમાં જન્મેલાઓનાં ગ્રહો જો અનુકૂળ હોય તો તેઓમાંના ઘણાં સારા લેખકો, કવિઓ અને સાહિત્યકારો પણ બની શકે છે. ઘણાં આંગ્લ કવિઓ જેવા કે શેલી, ડ્રાઇડન, સાઉધી, કેમ્પબેલ, ટેનીસન વગેરે પણ આ તારીખોની અસર નીચે જ જન્મેલા હતા. પ્રસિધ્ધ નવલકથાકાર સર વૉલ્ટર સ્કૉટ, જ્યોર્જ બર્નાડ શૉ, એલેકઝાન્ડર ડુમા, આઇઝેક વૉલ્ટન, ડ કવન્સી વગેરે સાહિત્યકારો પણ આ તારીખોમાંથી જ જન્મી મહાન બન્યા છે. શુક્રનું સ્થાન તેમની કુંડળીમાં યોગ્ય સ્થાને હોય તો આ લોકો સારા સંગીતકાર અને નૃત્યકાર પણ થઇ શકે છે. અનેક પ્રસિધ્ધ નટો તેમજ નટીઓ પણ આ તારીખોમાં જન્મેલી માલૂમ પડી આવી છે.

## જીવન–તન્દુરસ્તી અને સુખ

આ તારીખોમાં જન્મેલાઓનાં શરીર બળવાન અને હૃષ્ટપુષ્ટ હોય છે. તેમનું શરીર પ્રમાણસરનું હોય છે. ખભા પહોળા, મસ્તક ગોળ અને મુખ ગૌર હોય છે. નેત્રો મોટાં, સુન્દર અને નિર્મળ હોય છે. તેમનો અવાજ ગંભીર અને બળવાન હોય છે.

તેમનું હૃદય નબળું હોય છે અને આથી અવારનવાર તેઓ છાતીના દર્દથી પીડાય છે. તેમનાથી તાપ સહેવાતો નથી. આ લોકોમાંનાં ઘણાં મૂત્રાશયનાં દરદોથી પીડાય છે.

પાંસળાં, બરડાનો ભાગ અને કરોડ ઉપર આ રાશિનું આધિપત્ય હોવાથી તેઓ અવારનવાર આ ભાગનાં દરદોથી પીડાતાં માલમ પડી આવ્યા છે. આ ઉપરાંત ફેફસાંની નબળાઇના વ્યાધિ, હૃદયનો રોગ, સખ્ત તાવ, પીડના અને મૂત્રાશયના રોગ તેમજ યકૃતના રોગ થવાનો સંભવ હોય છે. આ વ્યાધિ લાંબો કાળ ખેદ કે નિરાશા સેવ્યાથી પ્રકટી નીકળે છે. આ માટે તેઓએ પોતાના ખોરાકમાં ખાસ નિયમિતતા જાળવવી જરૂરની છે. ચાવીને ખાવું, સ્વચ્છ હવામાં રહેવું, ચોકખો ભેળસેળ વગરનો ખોરાક લેવો, જોઇતો આરામ ભોગવવો વગેરે કરવાથી તેમની તબીયત અવશ્ય સુધરશે એમાં જરાપણ શંકા નથી.

જુવાન માણસોએ પોતાની વાસનાવૃત્તિને કાબુમાં રાખવી જરૂરની છે. જો એના ઉપરથી અંકુશ નીકળી ગયો તો તે પોતાની જાતને ઉંડી ગર્તામાં ફેંકી દેશે. હદબહારની ચિન્તા, બળતરા તેમજ ગ્લાનિ–શોક તેણે ત્યજી દેવા જોઇએ.

આ તારીખોમાં જન્મેલાઓ દીર્ઘાયુષી હોય છે. કારણ, સ્વભાવે તેઓ સહનશીલ હોવાથી તેમના સ્નાયુઓ પણ તાકાતવાળા અને કસાયલા રહે છે; જે શરીરની તન્દુરસ્તી પર ઘણી સારી અસર ઉપજાવે છે.

દ્રવ્યનું સુખ તેમને પૂરેપૂરૂં હોય છે. આ તારીખોમાંનાં ઘણાં પૈસાદાર પણ માલમ પડ્યા છે. શનિ અને ગુરૂ જો નડે નહિ તો તેઓને દ્રવ્યની ચિન્તા કદી પણ રહેતી નથી. ગમે તે પ્રકારે તેઓ દ્રવ્ય મેળવી શકે છે. પછી એ પ્રકાર સારો કે નરસો

કેમ ન હોય. સાહિત્યિક કાર્ય કે કાયદાના સલાહકારક તરીકે તેઓ સારૂં કમાઈ શકે છે પણ નોકરી–ચાકરીમાં જ તેઓ પોતાના ભાગ્યનો ઉદય કરી શકે છે.

આ લોકો બોલવાનું ઓછું કરે, થોડાંક કલાક મૌન પાળે, ચિન્તા ત્યજી દે તો તેઓ સારામાં સારૂં જીવન ભોગવી શકે છે. આરોગ્ય, સુખ, સંપત્તિ અને કીર્તિ મેળવવા માટેની આ સોનેરી ચાવીઓ છે.

## તેમનાં ગુણ–અવગુણનું સરવૈયું

### ગુણ

કીર્તિ અને માનની ઇચ્છાવાળા, ઉદાર, સામાની દાઝ જાણનારાં નિર્ભય અને હિંમતવાન હોય છે. તેમનામાં અંતર્જ્ઞાનની ચમત્કારિક શકિત હોય છે. માનસિક રીતે તેઓ વધુ સુન્દર દેખાય છે. તેમની વાણીમાં ગંભીરતા અને મીઠાશ હોય છે. ન્યાયવૃત્તિ તેમજ ક્ષમાભાવના તેઓ ધરાવે છે અને તેમનામાં વૈરવૃત્તિનો અભાવ માલમ પડે છે. ઠાઠ–ભપકો અને ટાપટીપનાં તેઓ શોખીન હોય છે.

### અવગુણ

અહંકારી, જાતને મોટી માનનારા અને કેટલેક અંશે દગો ફટકો કરનારા, સ્વાર્થવૃત્તિ, પ્રસંગોપાત આળસુ અને તૈયાર માલ ઝાપટનારા હોય છે. બેવચની, દેવું કરનારા, ગરમ–ઉતાવળીયા સ્વભાવના અને સ્ત્રીઓથી સત્વર મોહિત થઇ જાય એવા હોય છે. કેટલાક લોકો જુઠ્ઠા અને પારકાંનું હોઇયાં કરી જવાની દાનત રાખનારા પણ હોય છે.

## ભાગ્યશાળી રંગ

લાલ અને લીલો.

## ભાગ્યશાળી દિવસ અને આંક

તેમનો ભાગ્યશાળી દિવસ રવિવાર.
તેમનો ભાગ્યશાળી આંક ૪.
સૂર્ય માટેનો ભાગ્યશાળી આંક ૬.
તેમની ભાગ્યશાળી ધાતુ સોનું.

## ભાગ્યશાળી મહિનાઓ

તેમના ભાગ્યશાળી મહિના બે છે.
એપ્રિલ અને ડીસેમ્બર.

## સંધિ સમય

સિંહ રાશિ તા. ૨૨ મી જુલાઈએ બેસે છે અને તેનો પૂરો પ્રવેશ થતાં ૭ દિવસ લાગે છે. તેથી જુલાઈની ૨૨ મીથી ૨૮ મી સુધીમાં જેમનો જન્મ થયો હોય તેઓનો કર્ક અને સિંહ રાશિની સંધિમાં જન્મ થએલો ગણાય છે. આ સમયમાં જેઓ જન્મ્યા હોય તેઓ અત્યન્ત હિંમતવાન, ધૃષ્ટ અને ગમે તે કામ કરવામાં અત્યન્ત નિઃશંકપણે વર્તનારા હોય છે. આ લોકો ખુલ્લા દિલના તેમજ પોતાના મનની વાત બીજાંને માલમ ન પાડનારા હોય છે.

આ સંધિ સમયમાં જન્મેલી સ્ત્રીઓ તીક્ષ્ણ લાગણીવાળી અને પતિના કઠોર સ્વભાવ સ્હામે તિરસ્કાર દાખવનારી બને છે. માતા તરીકે તેઓ પોતાનાં સુખનો ભોગ આપનાંરી તથા પ્રેમાળ હોય છે. ઘરની વ્યવસ્થામાં પણ તેઓ ચતુર હોય છે. આ સમયમાં જન્મનારાઓની સ્મરણશકિત અદભૂત હોય છે.

## આ તારીખોમાં જન્મેલી કેટલીક નામાંકિત વ્યક્તિઓ

લોકમાન્ય તિલક મહારાજ
કરસનદાસ મુળજી
અવનીન્દ્રનાથ ટાગોર
સર ફિરોઝશાહ મહેતા
ગાલ્સવર્ધી
એલેકઝાન્ડર ડુમા
હેલ સેલાસી—એબીસીનીયાનો રાજા
સર રોજર લુમ્લી—મુંબઇ ઇલાકાના ગવર્નર
મહાન નેપોલીયન
સર વૉલ્ટર સ્કૉટ
જ્યોર્જ બર્નાર્ડ શૉ વિગેરે.



તા. ૨૨ મી ઑગસ્ટથી તે

તા. ૨૧ મી સપ્ટેમ્બર સુધીમાં જન્મેલાઓ માટે




| | |
|---|---|
| રાશિ નિશાની ... ... ... | રમણી, તરુણી |
| રાશિ સ્વામી ... ... ... | બુધ |
| રાશિ અવયવ ... ... ... | પેટ, આંતરડાં |
| નંગ ... ... ... ... | ગુલાબી, પોખરાજ માણેક, હીરા |
| લગ્નમાં સૌથી લાયક સાથીઓ ... | ૧૯ મી ફેબ્રુઆરીથી તે ૨૦ મી માર્ચ અને ૨૧ મી એપ્રિલથી તે ૨૦ મી મે સુધીમાં જન્મેલાઓ (મીન અને વૃષભ રાશિ) |
| મિત્રોમાં ધંધામાં સૌથી લાયક સાથીઓ... | ૨૧ મી માર્ચથી તે ૨૦ મી એપ્રિલ, અને ૧૯ મી ફેબ્રુઆરીથી તે ૨૦ મી માર્ચ સુધીમાં જન્મેલાઓ (મેષ અને મીન રાશી) |

એક તત્વવાળી રાશીઓ ... ... વૃષભ અને મકર

સૂર્ય કન્યા રાશિમાં તા. ૨૨ મી ઑગસ્ટે આવે છે અને તા. ૨૧ મી સપ્ટેમ્બરે વિદાય થઇ જાય છે.

## સ્વભાવ–ગુણ અને કાર્યશક્તિ

આ તારીખોમાં 'ડહાપણ જન્મે' છે એવી લોકવાયકા છે અને એટલે જ એમાં જન્મનારાઓ ઉપર ડહાપણની દેવીની અમી દ્રષ્ટિ હોય છે.

આ લોકો પવિત્ર, નિષ્કપટી, સ્પષ્ટ અને ખુલ્લા મનવાળા હોય છે. એમાં અપવાદ પણ હોય છે તોપણ લગભગ ઘણાં તમને ઉપરનાં સ્વભાવવાળા માલમ પડી આવશે. તેમની બુદ્ધિ તેજદાર અને દરેક દિશામાં દોડનારી હોય છે. તેઓ ફિલ્સુફ અને સ્વતંત્ર બુદ્ધિથી કામ કરવાનું પસંદ કરે છે. કામ કરવાની તેમની પધ્ધતિ અનોખી જ હોય છે. તેઓ નવા નવા પ્લાનો શોધી કાઢે છે અને તે મુજબ હાથમાં લીધેલા કાર્યને પાર પાડે છે. કામ કરવામાં તેઓ ચોક્કસ અને કાળજીવાળાં હોય છે એટલે કામની પૂર્ણતામાં તેમને જરાય વિલંબ કે મુશ્કેલી પડતી નથી. આમ છતાં પણ કેટલીક વખતે તેઓ બેદરકાર બની જાય છે અને કામમાં વધુ પડતી સાવચેતી કે હોશિયારી બતાવી કામને બગાડી નાખે છે.

આ લોકો શિક્ષણમાં તેજ બુધ્ધિનાં હોય છે અને ગમે તે પ્રકારની આકરી પરીક્ષા પણ સહેલાઇથી પસાર કરી જાય છે. તેમનામાં કુશળતા, વ્યાપારી દબદબ પણ હોય છે અને આથી તેઓ સારા વ્યાપારી તરીકે નામના મેળવી શકે છે. દરેક કામનાં તેઓ નિષ્ણાત હોય છે. તેનું અભિમાન પણ તેઓ લે



છે. પોતાના કાર્યમાં તેઓ સદા જાગ્રત રહે છે અને તેને પૂર્ણ કરવા તરફજ તેમની દ્રષ્ટિ રહે છે.

આ લોકો સ્વભાવે ખંતીલા, મહેનતુ અને એકનિષ્ઠાથી કામ કરનારા હોય છે. જ્યારે એકજ લાઇનમાં અને એકજ સમયમાં અમુક કામ કરવાનું તેમને માથે આવી પડે છે ત્યારે તેઓ પોતાના ખરા સ્વભાવનો પરચો બતાવી આપે છે. તેઓ એકી સાથે બે–ત્રણ કામ પણ કરી શકે છે.

તેમની સહનશકિત અજબ પ્રકારની હોય છે. તેમની આંખો પણ સ્થિર અને એક દ્રષ્ટિમાંજ આખી સ્થિતિનું માપ કાઢી લે એવી હોય છે. કામ પ્રત્યે તેઓ પોતાની નજર બરાબરજ લગાવી રાખે છે. આ ખાસિયતને લીધે આ તારીખોમાં જન્મેલાઓ સારા ક્રુકરીડરો પણ બની શકે છે.

સંગીત તેમજ સાહિત્ય ઉપર તેમનો શોખ હોય છે. લાંબી દ્રષ્ટિથી કામને તપાસવામાં, તેને ઉકેલવામાં તેમને આનંદ મળે છે. કાર્યમાં તેઓ સીધાં, ચોકકસ અને ખંતીલા માલમ પડયા છે.

તેમની ચામડી કોમળ અને સુંવાળી હોય છે. સ્વભાવે પણ તેઓ કંઇક કુમળાશભર્યાં, લાગણી પ્રધાન અને નજીવી વાતમાં રીસાઇ જનારા હોય છે.

આ લોકો પ્રેમાળ અને દયાળુ હોય છે. તેમની દયા અને પ્રેમભાવનાનો ઘણાં તરફથી ગેરલાભ પણ લેવાય છે. કેટલાક તો તેમને ઠગી પણ જાય છે, તો પણ તેમની દયાભાવનામાં સમજશકિત હોય છે. અને કયારેક તેઓ સ્હામા માણસને તેના ભલા માટે બેચાર સખ્ત શબ્દો પણ કહી દે છે.

આ લોકો કોઇથી છેતરાય એવા હોતા નથી. અને જ્યારે તેઓ છેતરાય છે ત્યારે તેમના શોકનો પાર રહેતો નથી. લોકોને શું જોઇએ છે તે સમજવાની તેમની શકિત અતિ ઉમદા પ્રકારની હોવાથી આ લોકો વ્યાપાર–ધંધા કે હુન્નરમાં સારી નામના મેળવે છે. ખરૂં કહીએ તો આ તારીખો જ ધંધાદારી મનુષ્યો માટે છે.

આ લોકો અનુભવી, સારાસારને સમજનારા, મહેનતુ અને બુદ્ધિવંત હોય છે. પ્રસંગને સાધી લેવાની તેમની કુનેહબુદ્ધિ ભલભલાની પ્રશંસા માંગી લે છે. તેઓ શાન્તિને ચ્હાય છે. અને આથીજ પોતાનું જે કંઇ કામ હોય છે તે તેઓ ગુપ્ત રીતે જરાય ઢોલ વગાડયા વગર કર્યા કરે છે. નિયમિત અને વ્યવસ્થિત સ્વભાવ એ આ લોકોની ખાસ ખાસિયત છે. આ લોકોમાંના કેટલાક સંકુચિત મનવાળા પણ માલમ પડી આવ્યા છે.

આધ્યાત્મિક જ્ઞાન તેમનામાં સારા પ્રમાણમાં રહેલું છે. તેઓ જો પોતાનામાં રહેલી ગુપ્ત શકિતઓને વિકસાવે તો તેઓ સારામાં સારા આધ્યાત્મિક અને તત્વજ્ઞાની થઈ શકે છે.

આ લોકોએ પોતાના મન અને બુદ્ધિ સાથે મેળ મેળવવો જરૂરનો છે. તેની એકતાનતાથી કામમાં વધુ ચોકસાઇ આવે છે અને તેમનું કાર્ય સો ટચનું બને છે. બધાંની સાથે તેમને સારૂં બને છે કારણ લડાઇ–ટંટાને તેઓ ધિક્કારનારાં હોય છે.

આ તારીખવાળાઓ કરકસરવાળાં પણ માલમ પડયા છે. તેઓ પાઈએ પાઇની દેખરેખ રાખે છે. અને આવી રીતે દ્રવ્યનો સંચય કરી પાછલી અવસ્થામાં તેનો ઉપભોગ કરી એમાં જ જીવનની નિવૃત્તિ માને છે.

આ લોકો નિયમિત, વ્યવસ્થિત હોય છે. તેમનામાં બીજાઓનાં વ્યાધિ મટાડવાનું ઉત્તમ સામર્થ્ય છે. માનસિક અને આધ્યાત્મિક શકિતદ્વારા તેઓ સારામાં સારૂં કાર્ય કરી શકે છે.

તેમનામાં કુટુમ્બ-પ્રેમનું અભિમાન છે. જેઓ અશિક્ષિત છે તેમનામાં કુટુમ્બનાં અભિમાન સાથે ધનનો ગર્વ પણ હોય છે. આ લોકો પોતાનાં દોષને-પોતાનાં ખોટાં કામને છૂપાવવા માટે ઘણીવાર નિર્દય વાક્‌પ્રહારથી સામાને આઘાત પણ પહોંચાડે છે.

આ લોકોમાં એક ગુણ ખાસ છે અને તે ગુપ્તતાનો. મિત્રોની, કુટુમ્બની ખાનગીમાં ખાનગી વાત જીવ જતાં પણ તેઓ કદી બહાર પ્રકટ કરતાં નથી. પરન્તુ આ ગુણ ઉચ્ચ પ્રકારનાં માનવીઓમાં જ જોવામાં આવે છે. તેમનાં દેહનાં રૂપ-રંગ લાંબા સમય સુધી ટકી રહે છે.

આ તારીખોમાં જન્મેલી સ્ત્રીઓને મોટાઇ પસંદ છે. ઘરનું કામ કરવામાં તેઓ પાછળ પડે એવી નથી. પરન્તુ એ કામ કરતાં કોઇ તેમને જોઈ જાય, તે તેમને રૂચતું નથી. લોકોમાં 'શેઠાણી' તરીક ગણાવાનું તેમને ગમે છે અને આથી જ કેટલીક સ્ત્રીઓમાં શેઠાણી સ્વભાવ પણ માલમ પડે છે.

આ તારીખોમાં જન્મેલાં બાળકો સૌને પ્રિય થઇ પડે એવા હોય છે.

## લગ્ન

આ રાશિની તારીખોમાં જન્મેલાઓએ પોતાનાં લગ્ન ૧૯ મી ફેબ્રુઆરીથી તે ૨૦ મી માર્ચ (મીન રાશિ) અને

૨૧ મી એપ્રિલથી તે ૨૦ મી મે સુધીમાં (વૃષભ રાશિ) જન્મેલાઓ સાથે કરવા જોઇએ.

આ લોકોએ લગ્ન કરવામાં ઉતાવળ કરવી નહિ. પોતાના જીવનસાથીની પસંદગીમાં તેમણે ખૂબ સાવચેતી રાખવી અને બની શકે તો તેમણે પોતેજ જાતે તેની પસંદગી કરવી. સ્નેહલગ્ન આ લોકોને લાભદાયક થઇ પડે છે.

## કૌટુમ્બિક સુખ

આ તારીખોમાં જન્મેલાઓનું સામાજિક જીવન સુખની સાથે શાન્તિપૂર્વક પસાર થશે. ઘર–સ્ત્રી પ્રત્યે તેઓ ચ્હાનારા થશે. કેટલાકોને સંતતિનાં અભાવને લઇને માનસિક વ્યગ્રતા થશે. બાળકો વગરની સૃષ્ટિ તેમને ખાવા દોડશે પણ જ્યાં કંઇ ઉપાય જ નથી ત્યાં તેઓ શું કરી શકે? કેટલાકોને પોતાના સંતાનોનાં અકાળ મરણ જોવા પડશે. જેઓને સંતતિ હશે તેઓ બાળકોનાં તોફાની અને વશ ન થાય એવા સ્વભાવને લઇને તેમની દ્વારા સુખ મેળવી શકશે નહિ.

સગાં–સ્નેહીઓ તરફથી આ લોકોને પૂરૂં સુખ મળશે. ભાઇ ભાંડુ વચ્ચે નજીવી તકરાર–બોલાબોલી થતી રહે, કયારેક વાત વધી પણ જાય તોપણ એકંદરે તેમની વચ્ચે સંપ રહેશે.

સ્ત્રી પ્રત્યેનું સુખ પણ સંતોષ આપનારૂં નિવડશે. જુવાની કરતાં વૃધ્ધાવસ્થામાં સ્ત્રી–પુરુષનો પ્રેમ વધુ દૃઢ અને બળવાન બનશે.

## ધંધો

આ તારીખોમાં જન્મ પામનારાઓને ધંધામાં સફળતા મળવાના અનેક સંજોગો પ્રાપ્ત થશે. વ્યવસ્થાશકિત અને

બુદ્ધિની તીવ્રતા હોવાથી તેઓ ગમે તે ધંધાને પોતાનો કરી શકશે. કંપનીઓમાં—વ્યાપારી મંડળોમાં તેઓ સારી રીતે ભેળાઇ પોતાની મરજી મુજબનાં સોદા કરાવી શકશે. મોટી કંપનીના મેનેજરો તરીકે, એજન્ટો, વેચનારાઓ કે પછી કમીશન એજન્ટો તરીકે આ લોકો સારૂં કામ કરી શકશે. ખોરાકીનાં સામાનની દૂકાનમાં, રસાયણિક પદાર્થોવાળી દવાની દૂકાનમાં, કે પછી સારૂં શિક્ષણ મેળવ્યું હોય તો છાપનારથી માંડીને તે કર્તા સુધીનાં દરેક ક્ષેત્રમાં તેઓ પોતાનો ડંકો વગાડી શકે છે.

આ લોકો સારા ફોટોગ્રાફરો પણ બની શકે છે. કલાનો તેમને શોખ હોવાથી—કહો કે કુદરતી બક્ષીશ હોવાથી તેમનો હાથ આ કામમાં સારૂં કામ કરે છે.

કેટલાકોને ધંધા કરતાં નોકરીમાં વધુ યારી મળે છે. તેમનો સિતારો કરિયાણાની દૂકાનોમાં, દવાદારૂના વ્યાપારીઓને ત્યાં, પત્રકાર કે પછી કોર્ટનાં સેક્રેટરી તરીકે સારો ચમકે છે. કોઇપણ ધંધામાં તેઓ પોતાની ખંતીલી કાર્યશકિતને લઇને દીપી નીકળે છે.

રાજદ્વારી પુરુષો તરીકે આ તારીખોની અસરવાળાઓ સારી રીતે ઝળકી ઊઠે છે. મહાન રાજનીતિજ્ઞો આ તારીખોમાં જન્મ પામ્યા છે. સર એડવર્ડ માર્શલ હોલ, લોર્ડ ઑકસફર્ડ, •એસ્કવીથ, સર રોબર્ટ વોલપોલ આદિ મશહૂર રાજનીતિજ્ઞોએ આજ તારીખોમાં પોતાનાં જીવનનો પ્રથમ પ્રકાશ જોયો હતો.

આ તારીખોએ સારાં કવિઓ અને સાહિત્યકારોને પણ જન્માવ્યા છે. અંગ્રેજી ડીક્નેરીનો કર્તા ડૉ. સેમ્યુઅલ જોન્સન, પ્રસિદ્ધ લેખક લોર્ડ ચેસ્ટરફીલ્ડ, જર્મન કવિ ગોથે પણ આમાં જ જન્મ્યા હતા.

આ તારીખોમાં જન્મેલાઓને સંગીત, નાટક, પ્રુફરીડીંગ, ડૉકટરી, પોલીસ લાઈન આદિ પણ માફક આવે છે. તેમની નિશાની બુધ હોવાથી તેઓ કારકુની કામમાં ખાસ કરીને વધુ ચાલાક બને છે. આ કારણને લઇને જ કારકુનો, મંત્રીઓ, હિસાબી મહેતાજીઓ વગેરે આ તારીખોમાં જ જન્મેલાઓ વધુ પ્રમાણમાં મળી આવે છે.

## જીવન–તંદુરસ્તી અને સુખ

આ તારીખોમાં જન્મેલાઓ શરીરે મધ્યમ કદનાં લંબગોળ મુખવાળા, મધુર સ્વરવાળા અને બુદ્ધિથી ઓપતાં ચહેરાવાળા હોય છે.

આ લોકોની તન્દુરસ્તી ઉત્તમ રહે છે. અને જ્યારે તેઓ માંદા પડે છે ત્યારે તેનું કારણ તેમની અનિયમિત ટેવો જ હોય છે.

તેમની અનારોગ્યતાનું બીજું એક કારણ પણ છે. તેઓ સંપૂર્ણ સારા હોય છે. તો પણ તેમને કંઇક પીડા થતી હોય એવો ભ્રમ થયા કરે છે અને આથી જ તેઓ એ ભ્રમનું નિવારણ કરવા માટે જરાજરામાં ડૉકટરને ત્યાં દોડી જાય છે. આ તારીખોમાં જન્મેલાઓનાં ઘર જો તમે તપાસશો તો તે અનેક જાતની દવાઓની શીશીઓથી ભરચક મળી આવ્યા વગર રહેશે નહિ.

આ લોકોએ દવાઓનો ત્યાગ કરી કુદરતી ઉપચારોની અજમાયશ કરવી જોઇએ. દવાઓ તેમનાં આરોગ્યનું સત્યાનાશ વાળી નાંખે છે. ઉપરાંત તેમણે ગરમ અને ઉત્તેજક પીણાંઓનો પણ ત્યાગ કરી દેવો જરૂરનો છે. એનાથી તેમની હાજરીને

હરકત નડે છે અને તેને લઇને અનેક વ્યાધિઓ તેમને સતાવે છે. તેમને માટે રોગોનું એક જ ઔષધ છે અને તે એકાન્ત. આ લોકો એકાન્તને ચ્હાય છે એટલે તેમણે આવી અવસ્થામાં એકાન્તનો જ આશ્રય લઇ લેવો.

આ લોકોએ બીજું ધ્યાન ખોરાક પચાવવામાં આપવાનું છે. ખોરાક પચી જાય એવો લેવો અને તેને ચાવીને કાળજીથી પેટમાં ઉતારવો. ચિન્તા, ઉતાવળ, પાચન ક્રિયાને નુકશાન કરાવે છે. એટલે તેનો ત્યાગ કરવો અતિ મહત્વનો છે. ખોરાકમાં બેધ્યાન થઇ જતાં અપચો, ચૂંક, જઠર, પેટ, આંતરડા, જ્ઞાન-તંતુની વિધવિધ પ્રકારની વ્યાધિઓ થઈ જાય છે. તેઓ કસરત કરે, કુદરતી ઉપચારો અજમાવે, મિતાહારી રહે તો તેમના જેવા આરોગ્યવાન બીજા કોઇ જ નથી.

પૈસાની દ્રષ્ટિએ આ લોકો પોતાની ટોળીમાં શ્રીમન્ત ગણાય છે. સાધારણ રીતે આ લોકોમાંનાં ઘણાં ધંધાદારી વ્યવસાયવાળા હોવાથી પૈસાદાર બને છે. લક્ષ્મીની મહેરબાની મેળવે છે. જેઓ વ્યાપારી હોતાં નથી, તેઓ સાહિત્યિક ક્ષેત્રમાં ચમકી પૈસાની પરવા પણ કરતાં નથી. ટૂંકમાં અત્યાર સુધીમાં જે તારીખો વર્ણવામાં આવી છે તે બધામાં આ તારીખોમાં જન્મેલાઓ શ્રીમન્ત અને સુખી માલમ પડયા છે. અલબન્ત જો તેમની કુંડળીમાંનાં ગ્રહો વિપરિત હોય તો આ સુખથી તેઓ વંચિત બને છે અને ભુંડી દશા ભોગવે છે. જેમનાં જન્મ સમયનાં ગ્રહો સાનુકૂળ છે તેઓ જ આ ઉત્તમ પ્રકારનું સુખ-વૈભવ ભોગવવા ભાગ્યશાળી બને છે.

જન્મ સમયે મંગળનો ગ્રહ નડતો ન હોય તો આ લોકોને અકસ્માતો થતાં નથી. તેમને જીવનમાં નિરાશા મળે તો તે

સંતાન તરફનીજ. સંતાનની બાબતમાં આ લોકો સુખી નથી. એકંદરે જોતાં તેમનું જીવન શાન્ત અને સરળ બનશે. નાની મોટી ઉપાધિઓ નડશે ખરી પરન્તુ તેને તેઓ સહેલાઇથી પસાર કરી જશે.

આ લોકોએ નિષ્ફળતાનો વિચાર કરવો નહિ. ઉચ્ચ આશા, હિંમત સેવવી. મંદવાડ, દરિદ્રતા, દુઃખ આદિનો દ્રઢ નિશ્ચયથી સામનો કરવો અને તેને સહેવા. સ્વાર્થત્યાગ કરી નિયમિત વ્યવસાયથી કામ કરવાથી તેઓ વિજયના ભોગી બને છે.

## તેમનાં ગુણ–અવગુણનું સરવૈયું

### ગુણ

ઉચ્ચ ચારિત્ર્યવાળા, મહેનતુ, ખંતથી કામ કરનારા અને ડહાપણવાળા હોય છે. તેમની એકનિષ્ઠા અને સહનશકિત ઉંચા પ્રકારની છે. પ્રાણીમાત્ર પ્રત્યે તેઓ દયાળુ અને નરમાશભર્યા રહે છે. દરેક દિશામાં તેઓ પ્રવીણ થવાની શુભનિષ્ઠા સેવે છે. દેશેદેશ મુસાફરી કરવી, જાત જાતનાં હુન્નર–ઉદ્યોગ શીખવા, આધ્યાત્મિક જ્ઞાન મેળવવું એ આ લોકોમાં છૂપાયલા સદ્દગુણો છે.

### અવગુણ

સ્વાર્થી, ધનનો ગર્વ કરનારા અને પોતાનુંજ કહ્યું કરાવનારા હોય છે. કયારેક તેમની વાણી, કલમ બીજાનાં ગેરલાભ માટે વપરાય છે. આવે વખતે તેઓ પોતાનાં સારાં ગુણો ભૂલી જાય છે. બધું જાણે છે એવો ડોળ કરનારા, બોલવામાં સખ્ત અને સમય આવે ત્યારે મિત્રને પણ છેહ દેનારા.

## ભાગ્યશાળી રંગ

સહેજ વાદળી, સોનેરી, કાળો અને પીળો.

## ભાગ્યશાળી દિવસ અને આંક

તેમનો ભાગ્યશાળી દિવસ બુધવાર.
તેમનો ભાગ્યશાળી આંક ૧૦.
બુધ માટેનો ભાગ્યશાળી આંક ૫.
તેમની ભાગ્યશાળી ધાતુ પ્લેટીનમ.
બુધ માટેની ભાગ્યશાળી ધાતુ પારો.

## ભાગ્યશાળી મહિનાઓ

તેમને માટેના ભાગ્યશાળી મહિનાઓ ત્રણ છે. ડીસેમ્બર, જાન્યુઆરી અને મે.

## સંધિ સમય

કન્યા રાશિ તા. ૨૨ મી ઑગસ્ટે આવે છે અને તેનો પૂરો પ્રવેશ થતાં ૭ દિવસ લાગે છે. તેથી તા. ૨૨ મીથી તે ૨૮ મી ઑગસ્ટ સુધીનો સમય એ સિંહ તથા કન્યા રાશિનો સંધિ સમય છે. આ સમયમાં જેમનો જન્મ થયો હોય તેઓ પ્રેમ અને બુદ્ધિનો ઉપયોગ કરનારા, બીજાનાં મનનું સમાધાન કરી તેમને સાચ્ચે રસ્તે દોરવનારા, અન્યનું ભાગ્યેજ અપમાન કરનારા બને છે. આ લોકો વૈદ તરીકે સારી ખ્યાતિ મેળવે છે. ઉત્તમ ઘર અને વસ્ત્રાલંકારનાં તેઓ શોખીન બને છે. સ્ત્રીઓ પ્રેમાળ, ઘરકામમાં પ્રવીણ અને સ્વચ્છ તથા સુંદર રીતે રહેનારી હોય છે.

## આ તારીખોમાં જન્મેલી કેટલીક નામાંકિત વ્યકિતઓ

દાદાભાઈ નવરોજજી
શરદ્ચન્દ્ર ચટ્ટોપાધ્યાય
ગૌરીશંકર ઓઝા
એન. સી. કેલકર
મેડમ સોફીયા વાડીયા
અપ્ટન સીંકલેર
રાણી ઇલીઝાબેથ
ડૉ. સેમ્યુઅલ જોન્સન
જર્મન કવિ ગોથે
એચ. જી. વેલ્સ



## તા. ૨૨ મી સપ્ટેમ્બરથી તે
## તા. ૨૨ મી અકટૉબર સુધીમાં જન્મેલાઓ માટે




| | |
|---|---|
| રાશિ નિશાની ... ... ... | તૌલિ, વણિક, તુલા |
| રાશિ સ્વામી ... ... ... | શુક્ર |
| રાશિ અવયવ ... ... ... | પેઢું, ગુદા, બરડાનો પાછલો ભાગ |
| નંગ ... ... ... ... | હીરો કે લસણીઓ |
| લગ્નમાં સૌથી લાયક સાથીઓ ... ... | ૨૧ મી એપ્રિલથી તે ૨૦ મી મે અને ૨૧ મી મે થી તે ૨૦ મી જુન સુધીમાં જન્મેલાઓ (વૃષભ અને મિથુન રાશિ) |
| મિત્રોમાં–ધંધામાં સૌથી લાયક સાથીઓ... | ૨૧ મી માર્ચથી ૨૦ મી એપ્રિલ અને ૨૦ મી જાન્યુઆરીથી ૧૮ મી ફેબ્રુઆરી સુધીમાં જન્મેલાઓ (મેષ અને કુંભ રાશિ) |

એક તત્વવાળી રાશિઓ ... ... ... મિથુન અને કુંભ

સૂર્ય તુલા રાશિમાં તા. ૨૨ મી સપ્ટેમ્બરે આવે છે અને તા. ૨૨ મી અકટૉબરે વિદાય થઇ જાય છે.

## સ્વભાવ–ગુણ અને કાર્યશકિત

આ તારીખોમાં જન્મેલા મનુષ્યો સ્વભાવે મહેનતુ, ધનની ઇચ્છાવાળા, ઉદાર અને ઇશ્વરપ્રેરિત જ્ઞાનવાળા હોય છે. પોતાના ખંતીલા સ્વભાવને લઇને તેઓ કાર્યમાં સફળતા મેળવે છે. જે કામ વધુ કસવાળું જણાય તેને તેઓ પકડી લે છે અને તેની પાછળ વળગેલા રહી તે પૂરું થાય છે ત્યારે જ ઝંપે છે.

તેઓ સાહસિક અને હિંમતવાન હોય છે. નુકશાન, દુઃખને સહેવાની તેમની તાકાત બધાઓથી ચઢી જાય છે. તેમની આત્મશ્રધ્ધા પણ અડગ અને ચલિત ન થાય તેવી હોય છે. પોતાના સોબતીઓ, ઉદ્યોગો તેમજ પોતાના કામને તેઓ જાતેજ શોધી કાઢે છે.

ધન મેળવવા માટે તેઓ ઘણીવાર પોતાના અનુમાનોને કામે લગાડે છે. કેટલીક વખતે પોતાનામાં છૂપાયલી ઇશ્વરપ્રેરિત બુદ્ધિનો ઉપયોગ પણ કરે છે અને એને લઇનેજ તેઓમાંના ઘણા શેર દલાલો, સટ્ટો કરનારાઓ, કાવત્રાંબાજો અને કયારેક જુગારી–લફંગા પણ થઇ જાય છે.

આ લોકો માયાળુ અને સુશીલ હોય છે. તેઓને નિર્દય-તાનો અને કોઇપણ જીવને મારવાનો ભારે ત્રાસ હોય છે. તેમની સાથે કોઇ મનુષ્ય ક્રૂર વર્તન ચલાવે, સખ્ત શબ્દો કહે તો તેમને અસહ્ય દુઃખ થાય છે.

આ લોકો દરેક કામમાં ચોક્કસ અને મક્કમ હોય છે. પોતાના અમુક ખાસ ગુણો—ન્યાયપ્રિયતા—સમાનતા અને વ્યવસ્થા-શકિતને લઇને બીજાંઓ કરતાં તેઓ જુદાંજ તરી આવે છે. તેઓ ન્યાયી અને સખ્ત શિસ્તના ચાહક હોય છે. સંગીત, ચિત્રકામ અને રૂપના પણ તેઓ પ્રશંસક હોય છે. ખાસ નોંધવા જેવું તો એ છે કે આ લોકો સ્વચ્છ અને સુરેખ છે. રૂપમાં પણ રૂપાળા અને સુન્દર છે. સ્ત્રીઓ પણ સ્વરૂપવાન અને ગુણવાન હોય છે.

સારી વસ્તુઓ, નવાં વસ્ત્રો અને ભપકા તેમને બહુજ ગમે છે. તેમના આ સ્વભાવને લઇને તેમનામાં કેટલીકવાર ઉડાઉપણું અને વરણાગીપણું આવી જાય છે. પરન્તુ પાછળથી તેઓ પોતાની સ્થિતિ સમજી જતાં જે મળે છે તેનાથી ચલાવી લે છે. તોપણ સફાઇ અને સ્વચ્છતાને તેઓ છોડતાં નથી.

આગળ જણાવ્યું તેમ આ લોકો રૂપવાન હોય છે. તેઓ બીજાંઓને અને મુખ્યત્વે કરીને સ્ત્રીઓને પોતાના તરફ બહુ જ આકર્ષે છે. સટ્ટો ખેલવામાં અથવા જુગાર રમવામાં તેઓ ઘણીવાર ઉધ્ધત થઇ જાય છે અને તેજ પ્રમાણે પોતાની કામ-નાઓને અને અભિલાષાઓને તૃપ્ત કરવામાં પણ તેઓ અવિવેકી અને ઉધ્ધત થઇ જાય છે. મોજમજાહનાં નવાં નવાં સાધનો તેઓ શોધ્યા જ કરે છે.

નુકશાન અને દુ:ખથી આ લોકોને કશો જ ભય ઉપજતો નથી. કારણ કે તેઓ હંમેશાં ઉત્સાહવાળા, આશાવાળા અને હિંમતવાન્ હોય છે. વિપત્તિથી થયેલી હાનિ કેવી રીતે ટાળવી તે તેઓ સારી રીતે જાણે છે, અને એવડા બળથી તેને નિવારવા પ્રયત્ન કરે છે.

આ લોકોનો એક મોટો દોષ એ છે કે તેઓ પૈસા પાછા આપી શકાશે કે નહિ તેનો પૂરો વિચાર કર્યા વગર લોકોની પાસેથી નાણાં ઉધાર લે છે. એ આપી શકાય તો ઠીક છે પણ જ્યારે ન આપી શકાય એમ હોય ત્યારે તેઓ તે પાછા આપવાનો જરાય પ્રયત્ન કરતાં નથી એટલું જ નહિ પણ કોઇ તેની ઉઘરાણી કરે તો પણ તે તેમને ગમતું નથી. નાણાં ધીરનારે ઉદારતાથી પોતાનાં નાણાં છોડી દેવાં જોઇએ એમ તેઓ ઇચ્છે છે. આમ છતાં પણ તેઓ જાણી જોઇને અપ્રમાણિક થતાં નથી. તેમના જેવી ન્યાયબુધ્ધિ બીજી કોઈ પણ રાશિમાં જન્મેલાં સ્ત્રી–પુરુષોમાં હોતી નથી.

આ તારીખોમાં જન્મેલાઓનો બીજો એક ખાસ અવગુણ પ્રારબ્ધ પર વિશ્વાસ રાખવાનો છે. તેઓ પોતાનાં નસીબપર હદ બહારનો આધાર રાખે છે અને કેટલીકવાર આ અતિશયતાને લઇને તેઓ નુકશાન પણ ખમી લે છે. આ લોકોને જ્યોતિષ તેમજ અગમ્યવાદ (Occult) પર ખાસ શ્રધ્ધા હોય છે. તે જાણવાને માટે તેઓ વખતોવખત પ્રયત્ન કરે છે. પરન્તુ એમાંનાં થોડાંકજ તેમાં પૂરી સફળતા પ્રાપ્ત કરે છે. આ લોકો જો અગમ્યવાદ અને એવા જ બીજા વિષયો પર પોતાનું પૂરું ધ્યાન લગાવે તો તેઓ જરૂર એ દિશામાં વિકસી શકે અને સારી ખ્યાતિ મેળવી શકે તેમાં જરાય શંકા નથી.

આ લોકોમાંના ઘણામાં અધ્યાત્મ પ્રદેશમાં પ્રવર્તતા વિચારોનો પુષ્કળ સંગ્રહ હોય છે. તેમનામાં પુષ્કળ જ્ઞાન હોય છે અને પદાર્થોનાં આંતર સ્વરૂપ જાણવાનું સામર્થ્ય પણ હોય છે પરન્તુ તે જ્ઞાન તેઓએ કયાંથી મેળવ્યું છે તે તેઓ સમજાવી શકતાં નથી. ગૂઢ દૈવી સામર્થ્યો મેળવવાનું તથા આંતર જ્ઞાનને

મેળવવાનું તેમનામાં અત્યન્ત ચમત્કારિક બળ છે. આવી અસાધારણ શકિત હોવાથી જો તેઓ ધાર્મિકવૃત્તિવાળા અને ભગવદ્‌ભક્ત થાય તો કોઇપણ શ્રેષ્ઠ સિદ્ધિ નથી કે જેને તેઓ મેળવી ન શકે.

તેમનો સ્વભાવ ટીકાખોર, ખોડખાંપણ શોધનારો અને મશ્કરો છે. આ સ્વભાવને લઇને કેટલીક વખતે તેમનું લગ્ન જીવન મુશ્કેલીમાં પણ મૂકાઇ જાય છે. તેમનો આ સ્વભાવ તેમને યોગ્ય પત્નિ કે પતિ મેળવી આપવામાં સહાયભૂત થતો નથી. અને એને લઇને તેમનું લગ્નજીવન પણ નિષ્ફળ જવાનો ભય ઊભો થાય છે. આ લોકોની લાગણીઓ અતિ પ્રબળ અને વિચારો ઘણાં મજબુત હોય છે. જરા જેટલી વાત તેમના હૃદયમાં મોટો ડંખ લગાવી દે છે. તેઓ ન્યાયપ્રિય, વિનયવાન અને નમ્ર હોય છે. પોતાના આ સ્વભાવનો તેઓ વખતોવખત ખ્યાલ પણ આપે છે. મિત્રાચારીમાં તેઓ વફાદાર અને ભલાં હોય છે.

તેમનો બીજો એક ગુણ પણ નોંધવા જેવો છે. આ લોકોમાં નકલીયાવૃત્તિ સારા પ્રમાણમાં હોવાથી તેઓ સારાં નટ અને નટી પણ થઇ શકે છે. ઉદાર અને માયાળુ સ્વભાવથી તેમને અનેક પ્રકારનાં મિત્રો મળે છે. એમાંના કેટલાક તેમને ખરાબ માર્ગે પણ લઇ જાય છે. તેમાંથી જો તેઓ પાછાં ન વળે તો જરૂર તેમનું જીવન નિષ્ફળ નિવડે છે અને તેમની કાર્યદિશા પલટાઇ જાય છે. એટલે તેમણે મિત્રોની પસંદગીમાં ખાસ સાવચેતી રાખવી જરૂરની છે.

આ લોકો મોટાં કામો કરવામાં અતિ બહાદુરી બતાવે છે પરન્તુ પોતાનાં બાળકો ઉપર, કુટુંબીજનો ઉપર કે મિત્રો ઉપર

કંઇ વિપત્તિ આવેલી જુએ તો વિકલ બની ગભરાઇ જાય છે.

આગળ જણાવ્યું તેમ આ લોકોની કલ્પનાશકિત અને દીર્ઘ દ્રષ્ટિ સતેજ હોવાથી તેઓ સટ્ટા, રેસમાં સારી ધારણા કરી શકે છે અને સંયમ જાળવી એમાં ઝુકાવે તો તેઓને સારો તડાકો થવાનો સંભવ રહે છે.

પરન્તુ એમાં તેઓ લોભ બતાવે, હદ બહારનું રમે, એ ધંધાની લતમાં તેઓ પડે તો તેમનું અહિત જ થાય છે. પૈસા, કીર્તિનો નાશ થાય છે અને તેમની જીંદગી બરબાદ બની જાય છે. જુગારી સ્વભાવને તિલાંજલી આપે તો તેઓ જરૂર આગળ વધી શકે છે.

આ તારીખોમાં જન્મેલી સ્ત્રીઓ સ્વરૂપવાન અને આકર્ષક હોય છે. પુરુષોના જેટલી તેઓ અવિચારી હોતી નથી. પૈસાની બાબતમાં તેઓ તેમનાં કરતાં પણ વધુ એકાળજીવાળી હોય છે. તેમને પાઇ–પાઇનો હિસાબ રાખવાનો તેમજ ચૂકવવાનો ભારે ત્રાસ હોય છે. પૈસાની બાબતમાં સાવધાનતા રાખવાની તેમને જરાપણ ગમતી નથી. પુરુષોની જેમ સ્ત્રીઓને પણ સુન્દર દેખાવાનો, ટાપટીપ કરવાનો અને રંગબેરંગી વસ્ત્રાલંકારો પહેરવાનો શોખ હોય છે.

## લગ્ન

આ રાશિની તારીખોમાં જન્મેલાઓએ પોતાનાં લગ્ન ૨૧ મી એપ્રિલથી તે ૨૦ મી મે (વૃષભ રાશિ) અને ૨૧ મી મે થી તે ૨૦ મી જુન સુધીમાં જન્મેલાઓ (મિથુન રાશિ) સાથે કરવા. આ લગ્નથી તેમને પરિણિત જીવનનું સાચ્ચું સુખ મળે છે અને સંતતિ તંદુરસ્ત અને દીર્ઘાયુષી બને છે.

## કૌટુમ્બિક સુખ

આ તારીખોમાં જન્મેલાઓને કૌટુમ્બિક સુખ સારા પ્રકારનું હોય છે. એમનાં જન્મ સમયનાં ગ્રહો જો અનિષ્ટ સ્થાનમાં ન હોય તો તેઓ સંસારી રીતે બધી વાતે સુખી હોય છે. સંપ અને સુખ ઇચ્છનારા હોવાથી તેઓ પોતાનાં ઘરનો વ્યહવાર એવી રીતે ચલાવે છે કે જેથી કુટુમ્બમાં કવચિત જ અસંતોષ ભભૂકી ઊઠે છે. આ તારીખોમાં જન્મેલા કેટલાકોને પોતાની જુવાનીનાં સમયમાં બાળકોનાં મરણ જોવા પડશે. તેનાથી તેમનાં મન પર અસર થશે અને આ જીવનથી તેઓ કંટાળી જશે. જુવાની અવસ્થામાં આ લોકોમાંના કેટલાકને તેમનાં વડીલો તરફથી અમુક ધંધો–નોકરી લેવા માટે દબાણ કરવામાં આવશે. તેમની ઇચ્છા ન હોવા છતાં પણ તેમને આ અણગમતી લાઈન લેવી પડશે. જેને લઇને અમુક સમય સુધી અસંતોષ રહેશે પણ તે બાદ ઇચ્છિત ધંધો મળી જતાં એ અસંતોષ સમી જશે.

## ધંધો

આ તારીખોમાં જન્મેલાઓ લગભગ બધા જ ધંધામાં સફળતા મેળવી શકે છે. કળા–સૌન્દર્ય પ્રતિ તેમનું ધ્યાન વિશેષ હોવાથી તેઓ નટ–નટી, ચિત્રકાર, સંગીતશાસ્ત્રી, લેખક–કવિ કે પછી કળા–કારીગર તરીકે તેઓ સારી ખ્યાતિ પ્રાપ્ત કરી શકે છે.

ઘણા નામાંકિત કવિઓ, લેખકો, અને ગાયકો આ તારીખોમાં જન્મેલાં માલમ પડી આવશે.

ધંધાની સ્વતંત્ર માલીકી કરતાં તેઓ નોકર તરીકે કે

પછી ભાગીદાર તરીકે સારૂં કામ કરી શકે છે. સ્વતંત્ર સાહસમાં આ લોકો પોતાના સ્વભાવને લઈને કયારેક નિષ્ફળ પણ જાય છે. આ તારીખમાં જન્મેલાઓ શાન્ત સ્વભાવ, ઠરેલ બુધ્ધિ અને ઝડપી નિર્ણય શક્તિને લઈને મોટાં ડીરેકટરો કે પછી લશ્કરી અમલદારો તરીકે પણ ઝળકી ઊઠે છે. મહાન સીઝર, ઑાગસ્ટસ, લોર્ડ કલાઈવ, લોર્ડ નેલ્સન, માર્શલ ફો આદિ મહાન સેનાપતિઓ આજ તારીખોમાં જન્મ્યા હતા.

ઘણા સી. આઈ. ડી. અમલદારો, ડીટેકટીવો આ તારીખોમાં જન્મેલા મળી આવશે. તુલા રાશિની અસર નીચે જન્મેલાઓ મગજમારી કરવાના કામોમાં પાવરધા હોવાથી તેઓમાંના ઘણા આવાં કામોવાળા ધંધા તરફ આકર્ષાય છે. અને એમાં જ તેઓ પોતાનો વિકાસ સાધે છે.

આ લોકોમાંના કેટલાકો જુગારી માનસ ધરાવતાં હોવાથી જુગાર, રેસ–સટ્ટો રમવા તરફ વિશેષ ધ્યાન દોડાવે છે. પરન્તુ આ બદી જ તેમનું સત્યાનાશ વાળે છે. તેઓ આ જુગારી લત ત્યજી દે, તો તેમનું ભવિષ્ય વધુ ઉજ્વળ બને છે એમાં જરાપણ શંકા નથી. જુગાર ઉપરાંત દારૂની લત પણ તેમણે ત્યજી દેવી જોઈએ.

## જીવન–તન્દુરસ્તી અને સુખ

આ તારીખોમાં જન્મેલાઓ શરીરે ઊંચા, પાતળા અને મજબુત બાંધાના હોય છે. તેમનું મુખ લંબગોળ હોય છે. બોલવામાં તેમનો વેગ વધારે અને કયારેક તીણા સ્વરવાળા પણ તેઓ હોય છે. તેમની આંખો સુંદર અને વ્યવસ્થિત હોય છે. તેઓ મનોહર રીતે ઝડપથી હલનચલનની ક્રિયાઓ કરી

શકે છે. આ લોકો નિયમિત જીંદગી ગાળનારા અને ઉદ્યમી હોય છે.

પેડું, ગુદા, બરડાનો પાછલો ભાગ એ તેમના રાશિ અવયવ હોવાથી આ ભાગમાં થતાં દર્દોથી તેઓ અવારનવાર પીડાશે. ખાસ કરીને પેડું અને મુત્રાશયનાં રોગો થવાની વધુ સંભાવના રહે છે. મધુપ્રમેહ, ચામડીના તેમજ લોહીના દરદો થાય. ભોજનમાં પૂરેપૂરી કાળજી રાખવામાં આવે, ખાંડ આદિ ગળ્યા પદાર્થો નિયમસર લેવામાં આવે તો આ રોગોથી વિશેષ પીડાવું પડતું નથી. પીવાનું પાણી ગરણાથી ગાળી શુધ્ધ કરીને પછી જ લેવું.

સુખી થવા માટે આ લોકોએ નકામી ચિન્તા તેમજ નિરૂત્સાહી સ્વભાવને તિલાંજલી આપી દેવી જોઇએ. શરીર અને મનને પ્રફુલ્લ રાખી જે સમયે જે સ્થિતિમાં હોય તેમાં આનંદ માણવો. શરીરની આરોગ્યતાનો આજ એક સીધો–સાદો ઉપાય છે.

આ લોકો સ્વચ્છ અને સુરેખ રહેવાનું પસંદ કરે છે. કોઈ પણ પ્રકારનાં મુશ્કેલ અને ગંદા કામનો તેમને ભારે અણગમો હોય છે. તેમનો આ સ્વભાવ તેમની આરોગ્યતા માટે અતિ લાભદાયી છે.

તેમની આર્થિક સ્થિતિ સાધારણ રીતે સારી રહેશે. તેઓ પોતાનો મોભ્ભો ટકાવી રાખશે અને પૈસાની તંગીથી દૂર રહેશે. સમાજમાં તેમની આર્થિક સ્થિતિ સારી ગણાશે અને તેઓ પણ બાંધી મુઠી લઇને ફરશે. નોકરી કે ધંધામાં તેઓને સારા પૈસા મળશે અને પોતાનો જીવનનિર્વાહ તેઓ આનંદની સાથે પસાર કરી શકશે.

આ લોકોમાંના કેટલાકને પોતાનાં સાસરા તરફથી માલ-મિલ્કત મળવાની સંભાવના રહે છે. કન્યા તરફથી તેમને સારી જેવી રકમ મળવાનો ચાન્સ પણ મળે. સાધારણ રીતે આ તારીખોમાં જન્મેલાઓ નસીબવંતા હોય છે અને ઉદ્યમ કરતાં ભાગ્યમાં વધુ શ્રધ્ધા ધરાવે છે.

કૌટુમ્બિક સુખનાં તેઓ પૂરા ભોગી હોય છે. પતિ-પત્ની, માતા-પિતા કે ભાઇભાંડુ તરફથી તેમને પૂરૂં સુખ મળે છે. કુટુમ્બનાં ઝઘડાઓથી તેઓ દૂર રહે છે અને કયારેક કોઇ ઝઘડામાં તેઓ ગુંચવાઇ જાય ત્યારે સિફતપૂર્વક તેને પતાવી દઇ તેમાંથી મુક્તિ મેળવી લે છે. શાન્તિને ચહાનારા હોવાથી તેમને આવા ઝઘડા ગમતા જ નથી.

જન્મ સમયના ગ્રહો જો અનુકૂળ સ્થાને હોય તો તેમનું જીવન સુખી અને સરળ રીતે પસાર થાય છે.

આ લોકોમાંના કેટલાકો પોતાનાં જુવાન પુત્રોનાં મરણ જોશે. આ મરણથી તેમને ભારે આઘાત પહોંચશે અને તેમનું મન મુંઝવણમાં રહેશે. આવે સમયે તેમણે પોતાના મન પર કાબુ રાખી શાન્ત બેસી રહેવું અને કોઇપણ પ્રકારનું ઉતાવળીઉં પગલું ભરવું નહિ. નહિ તો અનર્થ થવાનો સંભવ રહે છે.

થોડું બોલવું, શાન્તિ સેવવી, સાદો અને આરોગ્યવર્ધક ખોરાક લેવો, ખુલ્લી હવાંમાં ફરવું, આધ્યાત્મિક વૃત્તિ રાખવી અને ઇશ્વર પ્રત્યે શ્રધ્ધા સેવવી. આ તેમનાં જીવનને સરળ અને ઉન્નત બનાવવા માટેનાં સાધનો છે. બને એટલો એનો લાભ ઉઠાવવો, એમાં જ આ લોકોનું હિત છે.

જ્યારે આ લોકો સાંસારિક મોજમજાહ ત્યજી આધ્યાત્મિક વૃત્તિવાળા થાય છે ત્યારે તેમનાં ત્રાજવાં સમતોલ બને છે. તે સમયે તેઓ જગતનું બહુ જ અદ્ભૂત હિત કરે છે.

## તેમનાં ગુણ–અવગુણનું સરવૈયું

### ગુણ

દયાળુ, ઉદાર, નમ્રતાવાળા અને ઉદ્દેશસર કાર્ય કરનારા, નસીબને માનનારા, આધ્યાત્મિક વૃત્તિ તરફ પ્રેમ રાખનારા, સાહસિક અને હિંમતવાન, આત્મશ્રદ્ધાવાળા, દુ:ખ સહન કરવાની તાકાત ધરાવનારા, અને ચોકકસ સ્વભાવવાળા હોય છે. સફાઇદાર અને વસ્ત્રોનાં શોખીન. સાહિત્યિક બુધ્ધિવાળા અને ન્યાયપ્રિય હોય છે.

### અવગુણ

વાતોડીયા, ક્યારેક હદ ઉપરાંતનાં ઉદાર, આળસુ, અને બેદરકાર હોય છે.

વિકારી અને વાસનાભર્યાં સ્વભાવવાળા તેમજ સ્ત્રી પ્રત્યે આસકિત ધરાવનારા, નસીબ પર હદબહારની શ્રધ્ધા રાખનારા, ટીકાખોર અને મશ્કરો સ્વભાવ ધરાવનારા હોય છે.

## ભાગ્યશાળી રંગ

કાળો અને ઘેરો લાલ.

## ભાગ્યશાળી દિવસ અને આંક

તેમનો ભાગ્યશાળી દિવસ શુક્રવાર.

તેમનો ભાગ્યશાળી આંક તુલા માટે ૮.

શુક્ર માટેનો ભાગ્યશાળી આંક ૬.

તેમની ભાગ્યશાળી ધાતુ તાંબુ.

## ભાગ્યશાળી મહિનાઓ

તેમના ભાગ્યશાળી મહિનાઓ ત્રણ છે.
જાન્યુઆરી, ફેબ્રુઆરી અને જુન.

## સંધિ સમય

તુલા રાશિ તા. ૨૨ મી સપ્ટેમ્બરે આવે છે. અને તેનો પૂરો પ્રવેશ થતાં છ દિવસ લાગે છે. તેથી તા. ૨૨ મીથી તે તા. ૨૮ મી સપ્ટેમ્બર સુધીનો એ કન્યા તથા તુલા રાશિનો સંધિ સમય છે. આ સમયમાં જન્મેલાઓ રખડેલ અને ઘરમાં ન ટકનારા હોય છે. પ્રવાસનાં શોખીન અને નિત્ય નવું નવું જોનારા હોય છે. તેઓ રમ્ય, ચિત્તાકર્ષક, નિઃસ્વાર્થી અને માયાળુ સ્વભાવનાં હોય છે. વસ્ત્રોનાં શોખીન અને ઘરને ટાપ-ટીપથી રાખનારા હોય છે. સ્ત્રીઓ સુંદર, ઘાટીલા અવયવોવાળી અને ઘરરખુ હોય છે.

## આ તારીખોમાં જન્મેલી કેટલીક નામાંકિત વ્યક્તિઓ

મોગલ શહેનશાહ અકબર
મોગલ શહેનશાહ ઔરંગઝેબ
મહાત્મા ગાંધીજી
ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર
શ્રીનિવાસ શાસ્ત્રી
ચિત્રકાર રોરિક
સરાટ બર્નહાર્ટ (નટી)
ડૉ. એની બીસાન્ટ
માર્ટીન લ્યુથર
જુલીયસ સીઝર

## તા. ૨૩ મી અકટૉબરથી તે
## તા. ૨૧ મી નવેમ્બર સુધીમાં જન્મેલાઓ માટે




| | |
|---|---|
| રાશિ નિશાની ... ... ... | વીંછી |
| રાશિ સ્વામી ... ... ... | મંગળ |
| રાશિ અવયવ ... ... ... | ગુહ્ય, ગુદા, ઇન્દ્રિય |
| નંગ ... ... ... ... | પોખરાજ |
| લગ્નમાં સૌથી લાયક સાથીઓ ... | તા. ૨૧ મી એપ્રિલથી તે તા. ૨૦ મી મે અને ૨૨ મી સપ્ટેમ્બરથી તે ૨૨ મી અકટૉમ્બર સધીમાં જન્મેલાઓ. (વૃષભ અને તુલા રાશિ) |

મિત્રોમાં–ધંધામાં સૌથી લાયક સાથીઓ...... તા. ૨૧ મી એપ્રિલથી તા. ૨૦મી મે અને ૧૯ મી ફેબ્રુ-આરીથી ૨૦મી માર્ચ સુધીમાં જન્મેલાઓ. (વૃષભ અને મીન રાશિ)

એક તત્વવાળી રાશિઓ ... ... ... ... કર્ક અને મીન

સૂર્ય વૃશ્ચિક રાશિમાં તા. ૨૩ મી ઑકટોબરે આવે છે અને તા. ૨૧ મી નવેમ્બરે વિદાય થઇ જાય છે.

## સ્વભાવ–ગુણ અને કાર્યશક્તિ

અ તારીખોમાં જન્મેલા મનુષ્યો સ્વભાવે સ્પષ્ટવકતા અને હિંમતવાન હોય છે. એમને જે વાત સાચી જણાય છે તે તેઓ જરાય સંકોચ વગર તડને ફડ કહી દે છે.

આ તારીખોમાં બે પ્રકારનાં માણસો જન્મે છે. ઉચ્ચ વિચારવાળા અને નીચ વિચારવાળા. તેમનામાં શકિત, સત્તા અને દ્રઢ કાર્યશકિત હોય છે પણ એમની એ શકિત કઈ દિશા તરફ વળે છે તેના પર એ આધાર રાખે છે. જો આ શકિતઓ તેમના મૂળ સ્વભાવ અનુસાર યોગ્ય દિશામાં જ વહે તો તેઓ ઉચ્ચ પ્રકારનાં માનવીઓ બની શકે છે. આ લોકોમાં શકિત–સ્વભાવ એકજ પ્રકારનાં હોય છે છતાં પણ તેમના કાર્ય પ્રકાર જુદા હોવાથી તેઓમાં બે ભેદ પડી જાય છે. આ ભેદ તેમનું ચારિત્રય, તેમનો સ્વભાવ, તેમની ખાસીયત આદિને ઘડે છે. આ તારીખોમાં જન્મેલાઓ માટે આ એક નોંધવાયોગ્ય બીના છે.

ઉપર જણાવ્યું તેમ આ લોકોની કાર્યશકિત એકજ પ્રકારની છે પરન્તુ તેની પદ્ધતિ અલગ હોવાથી તેઓ ભિન્ન ભિન્ન માર્ગે પોતાની એ શકિતનો ઉપયોગ કરે છે. લશ્કરને દોરી જનાર સેનાપતિ અને લૂંટારાઓની ટોળીને દોરનારો નાયક એક જ પ્રકારની શકિત અને સત્તાથી કામ કર્યે જાય છે. માત્ર કામ કરવાનું તેમનું ક્ષેત્ર અનોખું છે.

સાધારણ રીતે ખરાબ બુદ્ધિવાળા માનવીઓ આ તારીખોમાં જન્મ લે છે. જો તેઓ પોતાની બુદ્ધિ અને સ્વભાવને કાબુમાં ન રાખી શકે તો તેઓની બુદ્ધિ વીફરી જાય છે અને મગજનું સમતોલપણું ગુમાવી તેઓ મહા પાતકી કામો કરી બેસે છે. આ લોકો પોતાનાં રાક્ષસી સ્વભાવથી બીજાઓને કનડે છે અને ઇર્ષ્યાળુ, અધમ, પાપી કૃત્યોથી આનંદ મેળવી બીજાઓને ત્રાસરૂપ થઇ પડે છે.

પરન્તુ જેઓ પોતાના સ્વભાવ અને મનને કાબુમાં રાખી વર્તે છે તેઓ સારી સફળતા મેળવે છે. ખાસ કરીને તેમની આધ્યાત્મિક શક્તિ સારા પ્રમાણમાં કેળવાય છે અને તેમાં તેઓ પ્રગતિ પણ કરે છે. કેટલાક દાખલાઓમાં તો તેઓ યોગી પણ બને છે, અને પ્રભુ ચિન્તનમાં તલ્લીન રહે છે.

આ તારીખોમાં જન્મેલાઓ જેઓ પોતાની પ્રકૃતિને બરાબર સાચવી રહે છે અને મનને કાબુમાં રાખી ન્યાય અને નીતિને માર્ગે ચાલે છે તેઓ સ્પષ્ટ ન્યાયબુદ્ધિ અને સુન્દર વિચાર-શકિત ધરાવે છે. કલ્પનાની સાથે ટીકાયુક્ત બુદ્ધિ પણ હોય છે. આ લોકો કામની ભૂલ કાઢવામાં અજોડ હોય છે. સ્હામા માણસની ભૂલ કયાં થઇ છે, કયું કામ ખોટું થયું છે તે શોધી આપવામાં આ લોકોની બુદ્ધિ ગજબનું કામ કરે છે. બીજાંઓને જે ભૂલ ન જણાય તે તેઓ ચકોર દ્રષ્ટિથી તરતજ પારખી કાઢે છે. વાતો કરવામાં તેમજ રીતભાતમાં પણ આ લોકો પોતની ખાસ ખાસીયત ધરાવે છે. કેટલાક દાખલાઓમાં તેઓ બહુ વિનયી અને પ્રેમાળ પણ મળી આવે છે.

આગળ જણાવ્યું તેમ આ લોકો વિશાળ મનશકિત ધરાવે છે. અને જ્યારે તેઓ એક કામ હાથમાં લે છે, ત્યારે તે ગમે તે મુસીબતો આવવા છતાં પણ પાર પાડયા વગર રહેતાં નથી. તેઓ મક્કમ અને દ્રઢ નિશ્ચયાત્મક બુદ્ધિવાળાં હોય છે. આ લોકો પોતાના કામોને ગુપ્ત રાખવાનું યોગ્ય ધારે છે અને તે એટલે સુધી કે જેઓને માટે તેઓ ઊંચો વિચાર અને માન ધરાવે છે તેમની આગળ પણ તેઓ ખાનગીપણું રાખ્યા વિના રહેતાં નથી. તેઓ અભિમાની, શંકાશીલ અને અવિશ્વાસુ પણ હોય છે. આ સ્વભાવવાળા ઉચ્ચ અને નીચ બન્ને પ્રકારનાં માનવીઓમાં મળી આવે છે.

આ તારીખોમાં જન્મેલાઓ સ્વભાવે ડંખીલા, બોલવામાં તીખાં અને કેટલીક વાર કામમાં મીઠાં પણ હોય છે. વીંછીની જેમ તેમનાં બોલવામાં, કામમાં અને સ્વભાવમાં ડંખ ભરેલો હોય છે. કેટલીક વખતે તેઓ એટલા આળસુ હોય છે કે તેમને પોતાનું કામ કરવાનું પણ ગમતું નથી. તેઓ બીજાઓને હુકમો આપે છે, દોરે છે, પણ પોતે કામ કરતાં નથી. મિત્રાચારીમાં પણ આ લોકો સ્વાર્થી માલમ પડી આવ્યા છે. મિત્રો જ્યાંસુધી તેમને લાભકર્તા થઇ પડે છે ત્યાંસુધી તેઓ તેમને પાળે છે. પણ જ્યારે એ મિત્રો માથે પડી જાય છે, તેમની પાસેથી કંઈ મળી શકતું નથી. ત્યારે તેઓ તેમને ત્યજી દે છે અને તેમની સાથે દુશ્મનાવટ બાંધે છે.

પતિ–પત્નિ તરીકે આ લોકો વધુ પડતાં શંકાશીલ હોય છે. જ્યારે એક બીજા પ્રત્યેની તેમની આશંકા અન્તિમ રૂપ ધારણ કરે છે ત્યારે તેઓનો સંસાર વિઘ્નમાં આવી પડે છે અને કેટલીક વખતે તો ભયંકર પરિણામ પણ લાવે છે. આથીજ

આ તારીખોમાં જન્મનારા લોકોએ અદેખાઇ, શંકાશીલ સ્વભાવ અને ગાંડપણથી સાવચેત રહેવું જરૂરી છે.

માનસિક બુધ્ધિમાં આ લોકો ચઢિયાતા માલમ પડયા છે. વ્યવસ્થા શકિતમાં, લેખનવ્યવસાયમાં પણ આ લોકો કુશળ હોય છે.

તેમનામાં આકર્ષણ શકિતનું તેજ વધુ પ્રમાણમાં હોય છે. વકતા તરીકે લોકો પર તેઓ સારી છાપ પાડી શકે છે. પ્રભાવ-શાળી વ્યકિતત્વને લઇને તેઓ મિત્રો પણ સારા મેળવી શકે છે.

લખવામાં–વર્ણન કરવામાં પણ આ લોકોની બુધ્ધિ તેજથી ઝળકતી હોય છે. તેમની ભાષા સીધી અને સરળ હોય છે. વર્ણનમાં તેઓ સચોટ વાતાવરણ ખડું કરી શકે છે. આ કારણને લઇને જ આ તારીખોમાં જન્મેલાં ઘણાં લેખકો વર્ણનાત્મક શૈલીવાળા હોય છે.

આ તારીખોમાં જન્મેલા બાળકોની તેમના મા–બાપોએ ખાસ સંભાળ લેવી જરૂરની છે. તેમને ધાકથી નહિ પણ પ્રેમથી કેળવણી આપવી જોઇએ. મીઠા શબ્દો દ્વારા તેમનામાં ભણવાની રૂચિ થાય તેમ કરવું જોઇએ. નહિ તો તેઓ આડે માર્ગે ચાલી જવાનો ભય રહે છે. આ લોકોને ધાકધમકીથી અને શિક્ષા દ્વારા કેળવણી આપવાથી તેઓ સુધરવાને બદલે બગડે છે અને અન્તે હાથથી ચાલી જાય છે. જે છોકરાઓ પોતાના માબાપને ત્યાંથી નાસી જાય છે, જુદા રહે છે તેઓમાંના ઘણાં આ તારીખોમાં જ જન્મેલા માલમ પડી આવશે.

પૈસાની બાબતમાં આ લોકો સુખી હોય છે પરન્તુ તેમનામાં ઉદાર વૃત્તિનો અભાવ હોય છે. તેઓ દ્રવ્યનો સંચય

કરે છે અને વૃધ્ધાવસ્થામાં તેનો યોગ્ય ઉપયોગ કરે છે. કંગાલીયતને તેઓ ધિક્કારે છે.

## લગ્ન

આ તારીખોમાં જન્મેલાઓએ પોતાનાં લગ્ન તા. ૨૧ મી એપ્રિલથી તે તા. ૨૦ મી મે (વૃષભ રાશિ) અને તા. ૨૨ મી સપ્ટેમ્બરથી તે તા. ૨૨ મી અક્ટોબર (તુલા રાશિ) સુધીમાં જન્મેલાઓ સાથે કરવા જોઇએ.

## કૌટુમ્બિક સુખ

પતિ–પત્નિ એક બીજાં પ્રત્યે પ્રેમથી રહે તો આ લોકોનું સંસાર સુખ અતિ ઉત્તમ રહે છે. સંતાનોની તેમના ઉપર કૃપા હોવાથી તેઓ સારૂં સંતાન સુખ ભોગવી શકશે. પુત્રો આજ્ઞાંકિત, ડાહ્યા અને માતા–પિતાને સુખ આપનારા નિવડશે. પતિએ પત્નિ તરફની અને પત્નિએ પતિ તરફની શંકા–વહેમની દ્રષ્ટિને તદ્દન દૂર કરી નાંખવી જોઇએ. જો જરા પણ વહેમનાં વમળમાં તેઓ સપડાયા તો પછી તેમનાં જીવનને સુખી બનાવી શકવાની આશા રહેતી નથી. પતિ–પત્નિએ સંપથી રહેવું, વિશ્વાસથી વર્તવું અને કંઇપણ વાતને ગુપ્ત ન રાખવી એ આ તારીખોમાં જન્મેલાઓએ ખાસ ધ્યાનમાં રાખવા જેવી વાત છે.

આ લોકોને મોટાભાઇ તરફથી સારૂં સુખ મળી શકશે નહિ. તેવીજ રીતે નાના ભાઈ તરફથી પણ સુખની આશા રહેશે નહિ.

## ધંધો

આ તારીખોમાં જન્મેલાઓ વ્યાપારી પેઢીઓનાં વડાઓ

તરીકે સારી સફળતા પ્રાપ્ત કરી શકે છે. આ માટેનું મુખ્ય કારણ તેમની ચપળ વ્યવસ્થા–શકિત અને કાર્ય કુશળતા જ છે. મુશ્કેલીનાં સંજોગોમાં પણ તેઓ શાન્ત રીતે અદ્દભૂત સામનો કરી શકે છે.

આ ઉપરાંત આ લોકો વૈદ, ડૉકટરો, શસ્ત્રવૈદો તેમજ મીકેનીક એન્જીનીયરો તરીકે પણ સારી નામના મેળવી શકે છે. કુદરતી રીતે જ તેમની વલણ રસાયણિક વિદ્યા તરફ વળેલી હોય છે એટલે તેઓ દવાવાળા તેમજ રંગનાર તરીકે પણ સુંદર કાર્ય કરી શકે છે.

આ લોકો માન–ચાંદનાં પ્રેમી હોય છે. પોતાનાં કામને લોકો વખાણે–વાહવાહ બોલે તે તેમને ખૂબ ગમે છે. આ ગુણને લઇને સ્વાભાવિક રીતે જ તેમને સરકારી નોકરી વિશેષ પ્રમાણમાં ગમે છે. ઉંચા હોદ્દાઓ લેવા–તે માટે પ્રયત્ન કરવો એ આ લોકોની ખાસ ટેવો છે.

આ લોકોમાંના કેટલાકો સારૂં જ્ઞાન સંપાદન કરે તો તેઓ ડીટેકટીવો તરીકે પણ સારી કીર્તિ મેળવી શકે છે. સૂક્ષ્મ અભ્યાસની તેમની ટેવ હોવાથી આ ધંધો તેમને સારી તક અપાવે છે. ટીકાકારો, કટાક્ષકારો ખાસ કરીને આજ તારીખોમાં જન્મેલા માલમ પડી આવે છે.

વૈજ્ઞાનિકો તરીકે પણ આ લોકોને ઝળકતી ફત્તેહ મળે છે. પ્રસિદ્ધ વૈજ્ઞાનિક એડીસન પણ આજ તારીખોમાં જન્મ્યો હતો. લેખકો, ટીકાકારો, પત્રકારો અને જાહેર વકતાઓ મુખ્યત્વે આ રાશિની તારીખોમાં જન્મેલા મળી આવશે.

# જીવન–તંદુરસ્તી અને સુખ

આ તારીખોમાં જન્મેલાઓનો વર્ણ શ્યામ રંગનો હોય છે. શરીરે તેઓ મજબુત અને સાધારણ રીતે તન્દુરસ્ત રહે છે. તેમનું મુખ પહોળું અને સહેજ ચોરસ હોય છે.

આ લોકોમાં સંપૂર્ણ તંદુરસ્તીનો અભાવ હોય છે. તેઓ મુખ્યત્વે શરીરની ગુહ્ય ઇન્દ્રિયોની પીડાથી પીડાય છે, અને આ ભાગમાં તેમને અવારનવાર કંઇને કંઇ દર્દ થયા કરે છે. કયારેક આ લોકો હૃદયની માંદગીથી પણ હેરાન થાય છે.

સાદું અને નીતિવાળું જીવન તેમને માટે અતિ અગત્યનું છે. વાસનાઓથી તેઓ પર રહે અને સંયમી જીવન જીવે તો તેમની તંદુરસ્તીને જરાય આંચ આવે એમ નથી.

દ્રવ્યની બાબતમાં આ લોકોની સ્થિતિ સંતોષકારક હોતી નથી. તેઓને અવારનવાર આર્થિક અગવડોમાં ઉતરવું પડે છે અને કયારેક તો એવી મુંઝવણ આવી પડે છે કે જેમાંથી નીકળતાં તેમને નવ નેજાં થાય છે. તેમની આ અગવડો તેમની પોતાની જ ઉત્પત્તિ છે. હાથે કરીને તેઓ આ અડચણોને આમંત્રે છે. આ લોકોમાંના કેટલાકને વૈભવ--વિલાસ ગમતો નથી અને તેઓ સાદું નૈતિક જીવન ગુજારે છે જ્યારે બીજાઓ પૂરબહારથી વિલાસી જીવન ગાળી પોતાની જાતને પાયમાલ બનાવે છે.

આવા લોકોને જ્યારે આર્થિક સંકડામણ ઊભી થાય છે ત્યારે તેઓ બીજાઓને બોજારૂપ થઇ પડે છે અને તેમને ત્યાં જ પડયા પાથર્યા રહે છે. આવી રીતે હરામનું ખાવામાં તેમને આનંદ આવે છે. કામથી તેઓ દૂર નાસે છે અને તેનો ઓછાયો પણ પોતાનાં દેહ પર પડવા દેતાં નથી.

આવી વર્તણુકને લઈને સ્વાભાવિક રીતેજ તેમનું કૌટુમ્બિક જીવન મુશ્કેલી, તકરાર અને વિખવાદમાં પસાર થાય છે. આમાંથી જ્યારે તેઓ ત્રાસી જાય છે ત્યારે આધ્યાત્મિક જીવન તરફ વળે છે અને ત્યારેજ તેઓ સુખી થાય છે.

આ લોકોમાંના કેટલાકો કે જેઓ મધ્યમસરનું જીવન ગુજારે છે તેમનું કૌટુમ્બિક જીવન સાધારણ રીતે સંતોષભર્યું હોય છે. બહારથી તેમને ભલે સંતોષ ન મળતો હોય તો પણ તેઓ પોતાની જાતને સંતોષી ગણે છે અને જે મળે છે તેનાથી રાજી થાય છે.

આ તારીખોમાં જન્મેલાઓને મોટી વયમાં પુત્ર તરફથી સારૂં સુખ મળે છે અને તેમની લગભગ અર્ધી ચિન્તા દૂર પણ થઈ જાય છે.

આ લોકોને નાના–મોટાં અકસ્માતો થતાં રહેશે. બાલ અવસ્થામાં પડવાના–ઇજા થવાનાં અકસ્માતો વારંવાર બનશે. આ લોકોએ અગ્નિથી સાવચેત રહેવું જરૂરી છે. હથિયારો સાથે ચેડાં કરવાનું પણ તેમણે સાહસ ન કરવું. આ લોકો પોતાના સ્વભાવને કાબુમાં રાખે, નકામી ઉતાવળ છોડી દે અને ઉશ્કેરાટનો ત્યાગ કરે તો ઘણા અકસ્માતોને તેઓ નિવારી શકે એમ છે.

## તેમનાં ગુણ–અવગુણનું સરવૈયું

### ગુણ

ન્યાયપ્રિય, ટીકાકાર અને સ્પષ્ટવકતા હોય છે, તેમની પ્રતિભા પણ અજબ પ્રકારની હોય છે અને આથીજ તેઓ સ્હામાને તુર્તજ આંજી નાંખી શકે છે. પ્રેમમાં ગુપ્તપણું, વફાદારી

તેઓ રાખી શકે છે. અભ્યાસવૃત્તિ મુખ્યત્વે આધ્યાત્મિક વિષયો તરફ હોય છે. લડાઇનાં ચાહક હોઇ સેનાપતિ, નાયક તરીકે શોભા આપી શકે છે.

## અવગુણ

સ્વભાવે અધીરા, વિષયી અને લોભી હોય છે. જ્યારે તેઓ ક્રોધે ભરાય છે ત્યારે તેમને શાન્ત પાડવા એ મુશ્કેલ થઇ પડે છે. તામસી અને ઇર્ષ્યાળુ ઉપરાંત શંકાશીલ સ્વભાવ પણ ધરાવે છે. આ લોકો કયારેક મિત્રાચારીમાં અવિશ્વાસુ અને હલકાં પણ માલમ પડી આવ્યા છે. ઘાતકી મનોવૃત્તિવાળા હોવાથી તેઓ નિર્દયી દુશ્મન ગણાય છે.

## ભાગ્યશાળી રંગ

શ્યામ–ભુરો અને ઘેરો આકાશી.

## ભાગ્યશાળી દિવસ અને આંક

તેમનો ભાગ્યશાળી દિવસ મંગળવાર.
તેમનો ભાગ્યશાળી આંક ૮.
મંગળ માટેનો ભાગ્યશાળી આંક ૫.
તેમની ભાગ્યશાળી ધાતુ લોઢું.

## ભાગ્યશાળી મહિનાઓ

તેમને માટેનાં ભાગ્યશાળી મહિનાઓ ત્રણ છે. ફેબ્રુઆરી, માર્ચ અને જુલાઇ. માર્ચના શરૂઆતના દિવસો જ તેમને માટે લાભકારી છે.

## સંધિ સમય

વૃશ્ચિક રાશિ તા. ૨૩ મી અકટૉબરે આવે છે અને તેનો પૂરો પ્રવેશ થતાં ૭ દિવસ લાગે છે. તેથી તા. ૨૩ મીથી તે ૨૯ મી અકટૉબર સુધીનો સમય એ તુલા અને વૃશ્ચિક રાશિનો સંધિ સમય છે. આ સમયમાં જેમનો જન્મ થયો હોય તેઓ નવા વિચારો, નવી રીત–રસમોનાં શોધકો હોય છે. સ્વતંત્ર બુદ્ધિવાળા, પોતાના મોભ્ભાને વળગી રહેનારા અને હઠીલા સ્વભાવવાળા હોય છે. આ લોકો પોતાની બુધ્ધિથી મુશ્કેલીનો તોડ અજબ રીતે કાઢી તેમાંથી ઉગરી જાય છે. બીજાંઓને ઠપકો આપવામાં આ લોકો કુશળ હોય છે.

## આ તારીખોમાં જન્મેલી કેટલીક નામાંકિત વ્યક્તિઓ

ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ
મોગલ શહેનશાહ અકબર
મોગલ શહેનશાહ ઔરંગઝેબ
કેશવચન્દ્ર સેન
સીસ્ટર નિવેદીતા
બીપીનચન્દ્ર પાલ
પંડિત જવાહર નહેરૂ
સર રમન ચન્દ્રશેખર વેંકટ
'કીરો'–મશહૂર ભવિષ્યવેત્તા
સાતમા એડવર્ડ
પ્રેસીડન્ટ રૂઝવેલ્ટ
પ્રેસીડન્ટ ગારફીલ્ડ

☆

## તા. ૨૨ મી નવેમ્બરથી તે
## તા. ૨૦ મી ડીસેમ્બર સુધીમાં જન્મેલાઓ માટે




| | |
|---|---|
| રાશિ નિશાની ... ... ... | ધન્વી, ચાપ |
| રાશિ સ્વામી ... ... ... | ગુરુ |
| રાશિ અવયવ ... ... ... | જાંઘ અને તેની પાછળનો ભાગ. |
| નંગ ... ... ... ... | માણેક, હીરો |
| લગ્નમાં સૌથી લાયક સાથીઓ ... | તા. ૨૧ મી માર્ચથી તે તા. ૨૦ મી એપ્રિલ અને ૨૨ મી જુલાઇથી તે ૨૧ મી ઑગસ્ટ સુધીમાં જન્મેલાઓ. (મેષ અને સિંહ રાશિ) |
| મિત્રોમાં–ધંધામાં સૌથી લાયક સાથીઓ... | તા. ૨૧ મી મે થી ૨૦ મી જુન અને ૧૯ મી ફેબ્રુઆરી થી ૨૦ મી માર્ચ સુધીમાં જન્મેલાઓ. |

(મિથુન અને મીન રાશિ)

એક તત્વવાળી રાશિઓ ... ... ... મેષ અને સિંહ

સૂર્ય ધન રાશિમાં તા. ૨૨ મી નવેમ્બરે આવે છે અને તા. ૨૦ મી ડીસેમ્બરે વિદાય થઈ જાય છે.

## સ્વભાવ–ગુણ અને કાર્યશકિત

આ તારીખોમાં જન્મેલાઓ નરમ પ્રકૃતિનાં હોવા છતાં પણ સ્વભાવે બહાદુર, હિંમતવાન, મક્કમ અને ગણત્રીબાજ હોય છે. તેઓ દરેક ક્ષેત્રમાં આગળ થવાની ઈચ્છા સેવે છે. ઊંચામાં ઊંચું સ્થાન તેઓ મેળવે એવી તેમની મહત્વાકાંક્ષા હોય છે. આ સ્વભાવને લઈને તેઓ દરેક બાબતમાં માથું મારે છે અને ઘણાં કામમાં ધારી સફળતા પ્રાપ્ત કરે છે. તેઓ ચતુર અને ઝડપી હોય છે. જ્યારે તેઓ એક કામ કરવાનો નિર્ણય કરે છે. ત્યારે તે પાર પાડયા વગર રહેતાં નથી. પરન્તુ આમ કરતાં તેઓ કેટલીક વખત પોતાનું કામ બગાડી નાંખે છે અને નાનું–મોટું નુકશાન વહોરી લે છે.

આ લોકો ગણત્રીબાજ અને કયું નિશાન કયાં પડશે તેની સચોટતા જાણનારા છે. અને તેથી તેમનામાં ભવિષ્ય જાણવાનું સામર્થ્ય પણ છૂપાયલું છે, એવું બીજાને ભાન થાય છે. તેઓ પોતાની જ બુદ્ધિથી જ્યારે કામ કરે છે ત્યારે તેમાં ભાગ્યે જ નિરાશા મેળવે છે. પરન્તુ જ્યારે બીજાનાં દોરવ્યા દોરાય છે ત્યારે તેમને કેટલીકવાર છક્કડ ખાવી પડે છે.

આ લોકો કામગરા અને પારકી પંચાતમાં ઉતરતા જ નથી. પોતાનું કામ ભલું અને પોતે ભલા એ રીતે જ તેઓ

વર્તે છે. નવરા બેસવાનું તેમને પસંદ નથી. કામમાં જ તેઓ રચ્યા રહે છે. કામમાં તેઓ બારીક બુધ્ધિ વાપરનારા અને આદિથી અન્ત સુધી તેને તપાસનારા હોય છે.

આ લોકોનું હૃદય સાગર જેટલું વિશાળ હોય છે. તેમના પેટમાં અનેકની વાતો ગુપ્ત રીતે સચવાઇ પડી રહે છે. તોપણ તેઓ ગુપ્ત રીતે કાર્ય કરનારા હોતા નથી. તેઓ જે કંઇ કામ કરે છે તે પ્રકટ જ કરે છે. માણસને સાચું કહી દેવાનું તેમને ગમે છે. તેઓ સ્વભાવે ખુલ્લા, પ્રમાણિક અને શુધ્ધ મનના હોવાથી તેમને મિત્રો પણ સારા પ્રમાણમાં મળી રહે છે. સત્ય અને ન્યાયને તેઓ ચ્હાય છે.

તેઓ પ્રમાણિક અને દૃઢ મનનાં હોવાથી બીજાંના ઉપર તેમનો પ્રતાપ પડે છે. તેમના વાતાવરણમાં જ કોઇ એવું સામર્થ્ય રહેલું હોય છે કે જેઓ તેમની મર્યાદામાં આવે છે તે સર્વ તેમના તેજથી દબાય છે. તેઓનું કહેવું સામા માણસને ખરૂં ન લાગતું હોય તોપણ તેમના શબ્દોમાં એવું સામર્થ્ય રહેલું હોય છે કે તે સાંભળનારના હૃદયમાં ચોંટી જાય છે.

આ લોકો દુશ્મનો તરીકે પણ ઉદાર અને ન્યાયી હોય છે. તેમનું હૃદય નરમ અને પ્રેમાળ હોવાથી તેઓનું મન ઘાતકી–હિંસાત્મક પગલાં લેતાં અચકાય છે. તેઓ ઉતાવળથી બીજાંઓને જે કંઇ નુકશાન કરી બેસે છે તે માટે પાછળથી તેમને પસ્તાવો થાય છે અને ફરીથી એવું ન કરવાનો તેઓ નિશ્ચય કરે છે.

સામાનું દુઃખ જોઇને તેઓ પણ દુઃખી બની જાય છે. તેને મદદ કરવાની તેમનામાં ધગશ ઉત્પન્ન થાય છે અને જ્યારે તેને મદદ કરે છે ત્યારે જ તેઓ ઝંપે છે. તેમના આવા ઉદાર અને

ભલા સ્વભાવનો ક્યારેક ગેરલાભ પણ લેવાય છે. ઉપકારનાં બદલામાં તેમને અપકાર પણ મળે છે જ્યારે આવા બનાવો વારંવાર બને છે ત્યારે તેઓ મદદ ન કરવાના નિશ્ચય ઉપર આવે છે.

તેઓ વાસનાને કાબુમાં રાખી નૈતિક જીવન જીવી શકે છે. સંયમી, એકમાર્ગી અને મિતાહારી હોવાથી તેમનું આરોગ્ય પણ સારૂં રહે છે. સંસારને ચાહનારા અને સુખી કૌટુમ્બિક જીવન વિતાવવાનું તેઓ વધુ પસંદ કરે છે.

આગળ જણાવ્યું તેમ આ લોકો ઝડપી નિર્ણય કરનારા હોય છે. તેમનાં મગજ અતિ વેગથી દોડે છે અને એમાં ક્યારેક તેઓ ભૂલ પણ કરી નાંખે છે. આવી રીતે થયેલી ભૂલનો સ્વીકાર કરવાનું પણ તેઓ ચૂકતા નથી. ભૂલ સ્વીકારવામાં તેઓ ગૌરવ લે છે

બાહ્ય રૂપરંગમાં આ લોકો આકર્ષક હોય છે. તેમનાં નેત્રમાં તેજ હોય છે અને તેને લઇને તેઓ સ્હામા માનવી ઉપર ધારી અસર જમાવી જાય છે. સ્વભાવનાં આનંદી, નિર્ભય અને સાહસિક હોય છે. પોતાનું કર્તવ્ય કરવામાં તેઓ કોઇથી ગાંજ્યા જતા નથી. આ તારીખોમાં જન્મેલા થોડાબોલા મનુષ્યો ઊંચા અને પાતળા હોય છે, અને તેઓ ઘણું કરીને શાંત અને તીવ્ર બુધ્ધિના હોય છે. જેમની વૃત્તિ ચંચળ હોય છે તેઓ વધારે તાકાતવાન અને લઠ્ઠ હોય છે.

આ તારીખોમાં જન્મેલી સ્ત્રીઓ સ્વભાવે સુંદર અને કામાગરી હોય છે. તેઓ પોતાના ઘરની વ્યવસ્થા ઉત્તમ પ્રકારે રાખી શકે છે. પત્ની તરીકે, માતા તરીકે તેઓ બહુ ઉત્તમ

નીવડે છે. બાળકો ઉપર અને પશુઓ ઉપર પણ તેમનો અપાર પ્રેમ હોય છે. તેઓ દ્રઢ મનની, માયાળુ, નમ્ર, ઉદાર, મોટા મનની અને બહુ શાણી હોય છે.

પતિને માર્ગ સૂચન કરવામાં તેઓ સદા તત્પર જ રહે છે. તેઓ સેવક અને સલાહકાર એમ બન્ને રીતે વર્તે છે. પતિને વફાદાર રહેવામાં તેમજ પોતાનું શિયળ સાચવવામાં આ તારીખોમાં જન્મેલી સ્ત્રીઓ ખાસ ચીવટવાળી માલમ પડી છે.

આ તારીખોમાં જન્મેલા બાળકો સીધાબોલા, નિર્દોષ અને ભોળાં હોય છે. તેમને ઠગવાનો—છેતરવાનો પ્રયત્ન કરવો એ પાપ કરવા જેવું છે. સ્વભાવે તેઓ ઉદ્યોગી અને કંઇને કંઇ કામ કરવામાં જ મનને પરોવેલું રાખે છે. મા-બાપોએ તેમને તેમની પસંદગીનાં જ કામો સોંપવા જોઇએ. સ્વભાવે તેઓ અત્યન્ત લાગણીવાળા હોવાથી તેમને બહુ જ નજીવી જેવી વાતમાં દુઃખ અને આઘાત લાગે છે, તેથી તેમની સાથે પ્રેમભરેલું વર્તન જ રાખવું ઇષ્ટ છે. તેમને સારી સોબતમાં રાખવા, તેમની ઇચ્છા સંતોષવી અને તેમની બુધ્ધિ ખીલે તેવું કામ તેમને સોંપતા રહેવું.

આ તારીખોમાં જન્મેલાઓને ઉચ્ચ શિક્ષણ મળે તો તેઓ મોટાં તત્ત્વજ્ઞાનીઓ પણ થઇ શકે છે. મોટા સંત પુરુષો—યોગીઓ આજ તારીખોમાં જન્મેલા માલમ પડી આવશે.

આ લોકોમાં આત્મવિશ્વાસની ખામી હોય છે. સફળતા—નિષ્ફળતાનો જ વિચાર તેમના મગજ પર અસર કર્યા કરે છે. પરિણામે તેઓ કામ ઉપર બરાબર ચિત્ત લગાવી શકતાં નથી. ધર્મની બાબતમાં તેઓ કયારેક દાંભિક માલમ પડી

આવ્યા છે અને માન અને કીર્તિને માટે જ કામ કરતાં હોય એમ લાગે છે.

આ લોકો કદી પણ ક્ષુબ્ધ થતાં નથી. દેખાવમાં તેમના ચહેરા ઉપર સદા આનંદી વાતાવરણ જ હોય છે. બોલવા-ચાલવામાં તેઓ રંગીલા હોય છે અને દુઃખ કે શોકને ધ્યાનમાં પણ લેતાં નથી.

કયારેક આ લોકો નજીવી બાબતને રજની ગજ બનાવી દે છે, અને તેને માટે ધુંવાપુવાં થઇ જાય છે. આ તેમની એક મોટામાં મોટી ખોડ છે. તેમણે ક્રોધને જીતવો જોઇએ અને બોલવામાં કાબુ પણ રાખવો જોઇએ. જો કે બધાં જ આવો અવગુણ ધરાવતાં નથી તોપણ ક્રોધ અને વાણીને વશ રાખેલા કામના છે. શત્રુરૂપે આ લોકો ઉદાર છે એમ આગળ જણાવ્યું છે તોપણ તેઓ પોતાનાં અપમાનને ભૂલતાં નથી અને વખત આવે તે બાબતનો ટાણો પણ લગાવી દે છે.

બીજાંઓની ભૂલોને ક્ષમા બક્ષવાનો સુસ્વભાવ તેમણે કેળવવો જરૂરી છે. જો તેઓ તેમ ન કરે તો તેમનો અભ્યુદય થતો નથી. વિશાળ મન ન રાખવાથી અધિકારી તરીકે, હાથ નીચેનાં માણસોને તેઓ ઘણીવાર ભારે ત્રાસ ઉપજાવનારા પણ થઇ પડે છે.

## લગ્ન

આ રાશિની તારીખોમાં જન્મેલાઓએ પોતાનાં લગ્ન તા. ૨૧ મી માર્ચથી તે તા૦ ૨૦ મી એપ્રીલ (મેષ રાશિ) અને તા. ૨૨ મી જુલાઇથી તે તા. ૨૧ મી ઑગસ્ટ (સિંહ રાશિ)

સુધીમાં જન્મેલાઓ સાથે કરવા જોઇએ. આ તારીખોમાં જન્મેલાઓની સાથે તેઓ લગ્ન કરે તો તેમનું લગ્નજીવન સુખી અને યશસ્વી નીવડે છે.

## કૌટુમ્બિક સુખ

આ તારીખોમાં જન્મેલાઓનું કૌટુમ્બિક સુખ સારા પ્રકારનું હોય છે. જેમ જેમ કુટુમ્બ સંખ્યા વધતી જાય છે તેમ તેમ આ લોકોને જવાબદારીઓ વધે છે. અને એનું પાલન કરવામાં તેઓ ચુસ્ત બને છે. કૌટુમ્બિક ઝઘડા તેમને પસંદ નથી. સુખ અને સંપ જ તેઓ ઝંખે છે અને આ મેળવવાને માટે તેઓ કેટલીક વાર પોતાની મહેનતનો તેમજ ધનનો પણ ભોગ આપે છે.

## ધંધો

આ તારીખોમાં જન્મેલાઓને કોઇપણ ધંધામાં સારી સફળતા મળી શકે છે. તેઓ પોતે એકજ ધંધાને વળગીને બેસી રહેતા નથી પરન્તુ સતત ધંધામાં પોતાનું ચિત્ત લગાવે છે અને એમાં ફત્તેહ પણ મેળવે છે. આથીજ આ લોકોને અમુક એક ધંધામાં નાંખવા નહિ પરન્તુ તેમની ઇચ્છા હોય તે લાઇન તેમને જાતેજ પસંદ કરી લેવા દેવી.

સ્વાભાવિક રીતે આ લોકોની વૃત્તિ ધાર્મિક કામો પ્રત્યે વિશેષ હોય છે. એટલે તેઓ સારા ઉપદેશકો, વ્યાખ્યાનકર્તાઓ તેમજ ગુરૂઓ થઇ શકે છે. એ પછી બીજી ફત્તેહભરી લાઇન કાયદાને લગતી છે. વકીલ—બેરીસ્ટર તરીકે તેઓ સારા ઝળકી ઊઠે છે.

જો શરીર સ્વાસ્થ્ય સારૂં હોય તો તેમણે પોલીસ કે લશ્કરી નોકરીમાં પણ જોડાઇ જવું જોઇએ. કારણ, અહીં તેમને તેમના સ્વભાવને લઇને સારી તક મળી જાય છે અને તેઓ એક સાધારણ સિપાઇથી આગળ વધીને મોટા ઇન્સ્પેકટર કે જનરલ સુધી પણ પહોંચી જાય છે.

વ્યાપાર ધંધામાં તેઓ એકલાં કે પછી ભાગીદારીમાં પણ સારો યશ મેળવી શકે છે. ઉચ્ચ પ્રકારના માનવીઓ પોતાના રાશિ નિશાન ધનુષની જેમ દરેક કામમાં સીધાં સડસડાટ ચાલ્યા જાય છે અને પ્રમાણિકતા પૂર્વક તે કાર્ય અદા કરે છે.

ફાલતુ અને નજીવા કામો આ લોકોને ગમતાં નથી. તેઓ એના તરફ પૂરતું ધ્યાન પણ આપતાં નથી. જે ક્ષેત્રમાં તેમને પૂરતો ફાળો મળી રહે છે તેજ ક્ષેત્રમાં પડવાનું તેઓ વધુ પસંદ કરે છે.

ફિલ્મ કંપનીઓમાં પણ આ લોકોને સારો ચાન્સ મળી આવે છે. અનેક વાર્તા લેખકો, નટ—નટીઓ આ તારીખોમાં જન્મેલાં માલમ પડી આવશે.

વકીલો, ડૉકટરો, વ્યાપારીઓ, એજન્ટો, સેક્રેટરીઓ વગેરે આ તારીખોમાં જ જન્મેલા હોય છે. તેમને માટે આ ક્ષેત્રો સારા છે અને પોતાની કાર્યશક્તિ અનુસાર એમાંથી તેઓ સારો લાભ મેળવી શકે છે.

## જીવન—તંદુરસ્તી અને સુખ

આ તારીખોમાં જન્મેલાઓનો શારીરિક બાંધો મજબુત અને દેખાવડો હોય છે. પાતળાંઓ પણ તાકાતવાળા અને

હિંમતવાન હોય છે. સશક્ત શરીર હોવા છતાં પણ આ લોકો અવારનવાર રોગથી પીડાયા કરે છે.

આ લોકોને મુખ્યત્વે ફેફસાંની નિર્બળતાના, સંધિવાના અને જઠરનાં વિવિધ વ્યાધિઓ થાય છે. છાતીના રોગથી, ચિન્તાથી અને જો રવિની અસર નીચે તેઓ પીડાતાં હોય, તો ક્ષય રોગથી પણ તેઓ પીડાય છે.

સ્વસ્થ પ્રકૃતિ રાખવા માટે તેમણે વધુ પડતું કામ છોડી દેવું જોઇએ. શાન્ત ચિત્ત, પ્રફુલ્લ હૃદય અને નિયમિત કામ તેમને માટે ખાસ જરૂરનાં છે. તેઓ ઘોડેસ્વારી, તરવાની કસરત વિગેરે કરે તો તેમનાં શરીરને તે લાભકર્તા થઇ પડે છે.

પૈસાની બાબતમાં આ લોકો ખાસ કાળજીવાળા માલમ પડી આવ્યા છે. તેઓ પૈસા બચાવી જાણે છે, પણ મખ્ખીચુસ કે હલકટ હોતાં નથી. તેમની પાસે પૈસાનો સંગ્રહ સારો જેવો હોય છે. કારણ કે વિપત્તિના સમયને માટે મનુષ્યે સંચય કરી રાખવો જોઇએ, એ નિશ્ચયને સેવનારા તેઓ હોય છે. ધન રાશિમાં જન્મેલી કોઇક જ સ્ત્રી કે પુરુષ ધનવિનાનું મળી આવશે. ઉદ્યોગ અને ધન સંયમ એ આ તારીખમાં જન્મેલાઓનું જીવન સૂત્ર છે.

## તેમનાં ગુણ–અવગુણનું સરવૈયું

### ગુણ

સદાય આગળ વધનારા, ખંતીલા, ઉદ્યમી અને ચીવટથી કાર્ય કરનારા, વિશ્વાસુ, દ્રવ્ય સંચયી, એકમાર્ગી ભવિષ્ય માટે

આશાવાદી અને આનંદથી રહેનારા. મિત્રો માટે વફાદાર તેમજ તેમને માટે ખરી શ્રધ્ધાથી કાર્ય કરનારા. પ્રમાણિક, દ્રઢ મનથી રહેનારા, અને ધાર્મિક મનોવૃત્તિવાળા હોય છે.

## અવગુણ

આત્મવિશ્વાસમાં ઢીલા અને ક્યારેક ભ્રમિત મનોદશાવાળા તોછડા, ધર્મની બાબતમાં દંભી, માન–આબરૂ માટે કામ કરનારા અને ક્યારેક કામનાં ચોદ્દા પણ બની જાય છે. ક્રોધી બોલવામાં કાબુ વગરનાં અને ડંખીલા હોય છે.

## ભાગ્યશાળી રંગ

પીળો.

## ભાગ્યશાળી દિવસ અને આંક

તેમનો ભાગ્યશાળી દિવસ ગુરૂવાર.
તેમનો ભાગ્યશાળી આંક ધન રાશિ માટે ૪.
ગુરૂ માટેનો ભાગ્યશાળી આંક ૩
તેમની ભાગ્યશાળી ધાતુ ટીન

## ભાગ્યશાળી મહિનાઓ

તેમને માટેના ભાગ્યશાળી મહિનાઓ ત્રણ છે. એપ્રિલ ઑગસ્ટ અને અર્ધો માર્ચ.

## સંધિ સમય

ધન રાશિ તા. ૨૨ મી નવેમ્બરે આવે છે અને તેનો પૂરે પ્રવેશ થતાં ૭ દિવસ લાગે છે. તેથી તા. ૨૨ મીથી તે ૨ મી નવેમ્બર સુધીનો સમય એ વૃશ્ચિક અને ધન રાશિને

સંધિ સમય છે. આ સમયમાં જેમનો જન્મ થયો હોય તેઓ બોલવામાં, વ્યહવારમાં મીઠા, વિનયી અને નકલવૃત્તિમાં નિષ્ણાત હોય છે. આ લોકો અનીતિવાળા પણ હોય છે આથી તેમનું પતન પણ તરત જ થાય છે. તેઓમાં ભયનું નામનિશાન હોતું નથી એટલે યોધ્ધા, લડવૈયા, વકીલ કે રાજદ્વારી તરીકે તેઓ સારા ઝળકી ઊઠે છે. આ સમયમાં જન્મનારા મનુષ્યો બુદ્ધિમાં તેજસ્વી અને પ્રતાપી હોય છે. સ્વભાવે તેઓ ઇર્ષ્યાળુ અને સંતાપ કરનારા પણ નીવડે છે.

## આ તારીખોમાં જન્મેલી કેટલીક નામાંકિત વ્યક્તિઓ

જદુનાથ સરકાર
હાજી મહમ્મદ અ. શીવજી
વીન્સ્ટન ચર્ચીલ
વોરન હેસ્ટિંગ્સ
પ્રેસીડન્ટ વુડરો વીલ્સન
સર વૉલ્ટર સ્કૉટ
થોમસ કાર્લાઇલ
'માર્ક ટવીન'



## તા. ૨૧ મી ડીસેમ્બરથી તે
## તા. ૧૯ મી જાન્યુઆરી સુધીમાં જન્મેલાઓ માટે

### મકર



| | |
|---|---|
| રાશિ નિશાની ... ... ... | બકરો |
| રાશિ સ્વામી ... ... ... | શનિ |
| રાશિ અવયવ ... ... ... | ઢીંચણ |
| નંગ ... ... ... ... | ચંદ્રકાન્ત, શ્વેત ગોમેદ |
| લગ્નમાં સૌથી લાયક સાથીઓ ... | તા. ૨૧ મી જુનથી તે ૨૧ મી જુલાઈ અને ૨૨ મી ઑગસ્ટથી તે ૨૧ મી સપ્ટેમ્બર સુધીમાં જન્મેલાઓ. (કર્ક અને કંન્યા રાશિ) |

મિત્રોમાં–ધંધામાં સૌથી લાયક સાથીઓ...... તા. ૨૧ મી એપ્રિલથી તે ૨૦ મી મે, ૨૨ મી ઑગસ્ટથી તે ૨૧ મી સપ્ટેમ્બર અને ૨૨ મી સપ્ટેમ્બરથી તે ૨૨ મી

અકટૉબર સુધીમાં
જન્મેલાઓ.
(વૃષભ, કન્યા અને
તુલા રાશિ)

એક તત્વવાળી રાશિઓ ... ... ... વૃષભ અને કન્યા

સૂર્ય મકર રાશિમાં તા. ૨૧ મી ડીસેમ્બરે આવે છે અને તા. ૧૯ મી જાન્યુઆરીએ વિદાય થઈ જાય છે.

## સ્વભાવ–ગુણ અને કાર્યશક્તિ

આ તારીખોમાં જન્મેલાઓ શનિના ગ્રહની અસર નીચે હોય છે. મકર રાશિની નિશાની બકરો છે. આ પ્રાણી સ્વભાવે જડ હોવા છતાં પણ ઉદ્યમી છે અને તે ઊંચા માર્ગે જ ચઢવાનું પસંદ કરે છે. મોટા મોટા ડુંગરો, ટેકરાઓ પર ચઢવાનું–રખડવાનું તેને બહુ ગમે છે.

આ લોકો સ્વભાવે જક્કી અને હઠાગ્રહી હોય છે. આમ છતાં પણ તેઓ ખંતીલા, મહેનતુ, સેવાભાવી અને ઉત્સાહી હોય છે. તેઓ વિચારવંત, ચપળ અને દ્રઢ નિશ્ચયી હોય છે. અને એટલાજ માટે લીધેલા કોઇપણ કામને તેઓ પૂરૂં કર્યા વગર ઝંપતા નથી. તેઓ મોટા ચિન્તક અને તત્વજ્ઞાની હોય છે. પરન્તુ તેમના જીવનની સફળતા તો ધંધાદારીમાંજ સમાયલી છે.

આ લોકો સ્વભાવે મહત્વાકાંક્ષી હોય છે. તેમની ઇચ્છા એટલી તો તીવ્ર હોય છે કે તેઓ નિષ્ફળતા–પોતાની મર્યાદાને પણ જોતાં નથી અને ઉત્સાહમાં ને ઉત્સાહમાં કામ કરવા મંડી પડે છે. હજારોવાર નિષ્ફળતા મળે, તેમનાં માર્ગમાં અંતરાયો

નાંખવામાં આવે તો પણ તેઓ તેના વિચારોને પોતાનાં મગજ-માંથી દૂર કરતાં નથી. આ તારીખોમાં જન્મેલો એક સાધારણ માણસ પણ પોતાનાં મનમાં લક્ષાધિપતિ બનવાની ઇચ્છા સેવે છે. તેના મનમાં એજ વિચારો રમ્યા કરે છે કે હું ક્યારે મોટો શ્રીમન્ત અને ઉદ્યોગપતિ બનું. આ તારીખોમાં જન્મેલો એક સાધારણ સૈનિક તેમજ નોકર પણ ભવિષ્યમાં મોટો સેનાપતિ તથા વ્યાપારી બનવાની તીવ્ર આકાંક્ષા સેવે છે. આવા મહાન બનવા માટે તેઓ પ્રયત્નો પણ કરે છે, યોજનાઓ પણ ઘડે છે. પરન્તુ જ્યારે તેઓ તેનો અમલ કરે છે ત્યારે તેમાં તેમને ધારેલી સફળતા પ્રાપ્ત થતી નથી. બુદ્ધિની દ્રષ્ટિએ તેઓ અતિ ઉત્સાહી અને આશાવાદી હોય છે, અને તેઓ પોતાને મોટા નેતા કે ઉપરી માને છે.

આ તારીખોમાંના કેટલાકો સ્વભાવે નેતાજ હોય છે. સરદાર બનવાને જ તેઓ જન્મેલા હોય છે. કોઇના હાથ નીચે રહેવું તેમને પસંદ નથી. ધીરે ધીરે તેઓ પોતાનો માર્ગ કાપતાં જાય છે અને અન્તે ટોંચ સુધી પહોંચી જાય છે. ધીરજ અને સહિષ્ણુતાથી તેઓ પોતાનું મુશ્કેલમાં મુશ્કેલ કાર્ય પણ પાર પાડી શકે છે.

આ તારીખોમાં જન્મેલાઓ સ્વભાવે અભિમાની, લોભી, મોટા–મોટા વિચારો કરનારા, કંજુસ, ખંતીલા, પ્રપંચી, ધીમા-શવાળા, સાવધ, સ્વતંત્ર અને પોતાના જાતિબળમાં વિશ્વાસવાળા હોય છે. તેઓ શુધ્ધ અંતઃકરણવાળા અને સ્પષ્ટવકતા પણ બને છે.

આ લોકો અભિમાની, સ્વતંત્ર અને ઊંચા વિચારવાળા હોય છે એ વાત ખરી છે તો પણ તેઓનું અભિમાન અહંકા-

રમાં પરિણમતું નથી. સ્વમાનની બાબતમાં તેમજ શિસ્તમાંજ તેઓ અભિમાની બને છે. કામમાં કદાચ તેઓ કુશળતા ન બતાવી શકે પરન્તુ એની રચના બતાવવામાં તો તેઓ જરૂર જ હોશિયાર હોય છે. ઘણે ભાગે આ લોકો પડદા પાછળજ કામ કરે છે અને જ્યાં સુધી તેમને સફળતા મળ્યા કરે છે ત્યાં સુધી તેઓ પૂરા ઉત્સાહી બને છે પરન્તુ જ્યારે તેમને નિષ્ફળતા મળવા માંડે છે ત્યારે તેમનો ઉત્સાહ ઓછો થતો જાય છે. આ લોકોમાં ઉચ્ચ વર્ગનાં માનવીઓમાં પ્રેમ, સુખ અને સુંદરતાનો સમન્વય થયેલો માલમ પડે છે. અને કુદરતી રીતે જ તેમનામાં ભવિષ્ય દ્રષ્ટા બનવાની શકિતઓ હોય છે. આ લોકોમાં યોગ તેમજ આધ્યાત્મિક ગુપ્ત બાબતોનો સારો શોખ હોય છે અને તે જાણવા માટે ભારે ઉત્સાહી હોય છે. સમાજનું કામ કરવામાં, લોકોને પોતે કેવી રીતે મદદ કરી શકે તે માટે તેમજ બીજાં જનહિત કાર્યો કરવામાં તેમની બુદ્ધિ સદા પરોવાયલી જ રહે છે અને એમાં જ તેમને આનંદ આવે છે. અભ્યાસનો, સાહિત્યનો તેમને શોખ હોય છે, અને આ દિશામાં તેઓ સારી પ્રગતિ પણ કરી શકે છે. વિદ્યાર્થીઓમાં તેઓ સારી પ્રશંસા મેળવે છે. આ લોકો સ્પષ્ટ વકતા તેમજ સાદા હોવાથી બોલવામાં અનેક લોકોને આકર્ષી શકે છે.

સ્વતંત્ર વ્યકિતત્વવાળા હોવાથી તેમનામાં આત્મશ્રધ્ધા તેમજ સ્થિર બુધ્ધિ પણ હોય છે. આથી કામમાં ધારે તો તેઓ સફળતા પણ પામી શકે છે.

આ લોકોની બુધ્ધિનો વ્યય આડે માર્ગે કરવામાં આવે, તેમને સારી સોબત, સંસ્કાર ન મળે તો ઉપર જે ગુણો દર્શાવ્યા છે તેનાથી વિપરીત ગુણો પણ તેઓ ધરાવતાં થઇ જાય એવી

ચોકકસ સંભાવનાઓ રહેલી હોય છે. કારણ તેઓ હલકી મનોવૃત્તિ સેવે તો તેમનામાં ખરાબ કાર્યો કરવાની શકિત આવી જાય છે અને આ શકિત એટલી તો પ્રબળ બને છે કે તેઓ ગમે તેવા દુષ્ટ કાર્યો કરતાં પણ અચકાતાં નથી. આમ થાય તો તેઓ ઘાતકી સ્વભાવનાં, વેરવૃત્તિનાં તરસ્યા અને બીજાંનાં દુ:ખમાં રાચનારા બની શકે છે. જ્યારે તેમને નિષ્ફળતા મળે છે ત્યારે તેઓ ઉદાસ અને નિસ્તેજ બની જાય છે. તેમને જીવવું પણ ઝેર જેવું બની જાય છે અને તેવે વખતે તેઓ ન કરવાનું કરી બેસે છે. આવા લોકો જુવાન અવસ્થામાં હોય તો આપઘાત કરવા પણ તત્પર બની જાય છે. આ તારીખોમાં જન્મેલા પુત્રોના પિતાઓએ પોતાના સંતાનથી સાવધ રહેવું જરૂરી છે.

આ તારીખોમાં જન્મેલાઓ ઘણીવાર એકલપેટા હોય છે. મિત્રમંડળીમાં તેઓ ભળી શકતાં નથી. તેમનાં મન સંકુચિત હોય છે અને એટલે જ તેઓ કેટલીકવાર બીજાંઓનો પ્રેમ–વિશ્વાસ સંપાદન કરી શકવામાં નિષ્ફળ નિવડે છે.

આ લોકો સમર્થ વિચારકો, સ્વાભાવિક વકતાઓ અને શિક્ષકો હોય છે. વગર અટકે આખો દિવસ શ્રમ કરનારા અને બીજાંને આનંદ આપવામાં કુશળ હોય છે. તેઓ માયાળુ, વિશ્વાસુ અને ઉદાર પણ હોય છે. એકવાર મિત્રતા થઇ તો પછી તે મિત્રતા કદાપિ છોડતા નથી. મિત્રો સાથેનાં હદ ઉપરાંતનાં સંબંધને લીધે તેમના ઉપર કેટલીક વખતે સંકટ પણ આવી પડે છે.

આ તારીખોમાં જન્મેલાં સ્ત્રી કે પુરુષનો વિચાર ફેરવવા માટે કદી પણ પ્રયત્ન કરશો નહિ. કારણ આ લોકો પોતાની

કકી વલણુ માટે ઘણાં પ્રસિધ્ધ બનેલાં છે. ઉપરાંત આ લોકો શ્વાસુ અને માલીકને વફાદાર પણ હોય છે. માલીકનાં લાભો ને ગેરલાભો શામાં સમાયલા છે તે તેઓ સારી રીતે જાણે . તેઓ ભાગ્યેજ ટંટો કે ફરિયાદ કરે છે. પોતાનાં કામમાં જ ધ્યા રહેવાનું તેમને પસંદ છે. સોંપેલું કાર્ય પછી ભલેને શ્કેલ હોય તોપણ તેઓ તે પાર પાડે છે જ

પૈસાની લેવડદેવડ અને વ્યહવારમાં આ રાશિવાળાઓ ખ્ત પ્રમાણિક અને નિયમીત હોય છે, પરન્તુ વિચારશકિત કી હોવાને લઇને તેઓ કેટલીક વાર મોટી નુકશાનીમાં પણ તરી જાય છે. આમ છતાં પણ પૈસાની થાપણ મૂકવા માટે, હવાર બાંધવા માટે આ લોકો અતિ વિશ્વાસુ અને ખાત્રીવાળા ય છે. કોઈનું દેવું ડૂબે તેવી તેમની જરાય ઇચ્છા હોતી નથી. મની છેલ્લી પાઇ સુધી પણ તેઓ કરજ ચૂકવે છે.

તેઓ મોટાં પેટનાં હોવાથી ગુપ્ત વાતને પેટમાં રાખી શકે . તેમને વારસો મળવાનો પણ સંભવ હોય છે. પૈસાનો તેઓ ંચય કરે છે અને તેનો નકમો વ્યય કરતાં નથી.

આ તારીખોમાં જન્મેલી સ્ત્રીઓ સુંદર, બુદ્ધિશાળી, સમજુ ને પૈસાની કાળજીવાળી ને ઉત્તમ ગૃહવ્યવસ્થા કરનારી હોય . આ સ્ત્રીઓમાં ઘણીવાર બે અવગુણો નજરે પડે છે. સ્વાર્થવૃત્તિ ને અવિશ્વાસ. એને લઇને તેઓ હદબહારનું બોલે છે અને ધારેક એમાં પોતાનું જ અહિત કરી બેસે છે.

સર્વ રીતે જોતાં આ તારીખવાળાઓ પ્રમાણિક અને મદા દીલનાં હોય છે. આ લોકો પોતાની જાતે જ આગળ વધે

છે. જો કે તેમની પ્રગતિનું પ્રમાણ મંદ હોય છે તો પણ તેઓ પોતાનાં માર્ગમાંથી પાછી પાની કરતાં નથી ને આગળને આગળ વધ્યા કરે છે.

### લગ્ન

આ તારીખવાળાઓએ પોતાનાં લગ્ન જીવનમાં સફળતા મેળવવી હોય તો તેમણે ૨૫ વર્ષની વય પછી જ લગ્ન કરવા હિતકર છે. તેમના લગ્નનાં લાયક સાથીઓ તા. ૨૧ મી જુનથી તે તા. ૨૧ મી જુલાઇ (કર્ક રાશિ અને તા. ૨૨ મી ઑગસ્ટથી તે તા. ૨૧ મી સપ્ટેમ્બર (કન્યા રાશિ) સુધીમાં જન્મેલાઓને જ ગણાવી શકાય. આ તારીખોમાં જન્મેલાઓની સાથે તેમનો લગ્ન સંબંધ બંધાય તો તેમનું લગ્નજીવન સુખી અને સરળ નીવડે છે. આ લોકોએ પોતાનાં લગ્નજીવનને સરળ બનાવવા માટે ઉપરની તારીખોમાં જન્મેલાં સ્રી કે પુરુષો સાથે જ લગ્ન કરવાં જોઇએ.

## કૌટુમ્બિક સુખ

આ લોકોને કૌટુમ્બિક સુખ યોગ્ય પ્રમાણમાં મળતું નથી. સાંસારિક વિપત્તિઓ, ઝગડાઓનો તેમને અવારનવાર સામનો કરવો પડે છે અને તેમાં તેઓને પોતાની સારીય શકિત તેમજ દ્રવ્ય વેડફી નાંખવું પડે છે.

તેમનું ચલિત માનસ, આધ્યાત્મિક વૃત્તિ તેમજ ગેબી વિદ્યા પરત્વેનાં શોખને લઇને પણ તેમને કયારેક કૌટુમ્બિક સુખમાં વિઘ્ન ભોગવવું પડે છે. આ સ્વભાવને લઇને તેઓ ઘણીવાર પોતાનાં ઘર તરફ નિષ્કાળજી બતાવતાં પણ થઈ જાય છે. આવી ત્રિશંકુ સ્થિતિમાં ન તો તેઓ આધ્યાત્મિક અભ્યાસ કરી શકે છે કે ન તો ઘર તરફ પૂરી કાળજી રાખી શકે છે.

## ધંધો

આ લોકોમાં ધાર્મિકવૃત્તિનો અંશ વધુ પ્રમાણમાં રહેલો છે એટલે તેઓ ધર્મગુરૂઓ, પૂજારીઓ, શાસ્ત્રજ્ઞો તેમજ ઉચ્ચાધિકારીઓ તરીકે સારૂં જીવન ગાળી શકે છે.

આ સિવાય આ લોકો સરકારી કે વહીવટી નોકરીમાં પણ સારૂં કામ કરી શકે છે. એક સાધારણ કલાર્ક તરીકે પ્રવેશી તેઓ પોતાની આપમેળે ઉંચા હોદ્દા ઉપર ચઢી જાય છે. જમીન તેમજ મકાનનાં બાંધકામને લગતાં ધંધામાં તેમને સારી યારી મળે છે. આ લોકો વૈજ્ઞાનિક શોધખોળોમાં અને સંશોધનકર્તા તેમજ લેખક તરીકે સારૂં કાર્ય કરી શકે છે. ટૂંકમાં કહીયે તો આ તારીખોમાં જન્મેલા લોકો સ્થિર નોકરી–ધંધામાં સારી રીતે ફાવે છે અને આગળ વધતાં મોટાં હોદ્દા સુધી પહોંચી જાય છે.

આ તારીખોમાં જન્મેલાઓને સંગીત, સિનેમા, નૃત્ય, ચિત્રકામ અને ગુંથણ–ભરત આદિ વૈભવ–વિલાસ અને કળાનાં સાધનોમાં ખાસ રસ પડે છે. પુરુષોને સાધારણ રીતે રાજકીય અને કાયદાકાનૂનને લગતી બાબતો વધુ પ્રમાણમાં ગમે છે. તેઓ કારીગરો, કેમીસ્ટો, શોધખોળ કરનારાઓ પણ બને છે અને પોતાની લાઈનને દીપાવે છે.

આ સમયમાં આંગ્લભાષાનાં કેટલાક શ્રેષ્ઠ વકતાઓ પણ જન્મ્યા છે. ગ્લેડસ્ટન, શેરીડન આજ તારીખોમાં જન્મ્યા હતા.

આ તારીખોમાં જન્મેલી સ્ત્રીઓ ઘરકામમાં પ્રવીણ અને મહેનતુ હોય છે. તેઓ પોતાની ફરજ સારી રીતે સમજે છે.

પતિ પ્રત્યે, ગૃહ પ્રત્યે તેમજ બાળકો પ્રત્યે તેઓ પ્રેમ અને માયાથી વર્તે છે અને તેમને સંતોષ આપે છે. તેમનો સ્વભાવ દયાળુ અને પ્રેમાળ હોય છે. આથી એક નર્સ તરીકેનાં ધંધામાં પણ તેઓ સારી નામના મેળવી શકે છે.

આ લોકોએ પોતાનાં કામમાં સાવધપણું રાખવું અને દ્રઢ મનથી કાર્ય કરી કામો પતાવવા.

## જીવન–તન્દુરસ્તી અને સુખ

આ તારીખોમાં જન્મેલા લોકો ઠીંગણા, શ્યામવર્ણવાળા, કાળા વાળવાળા ને સુંદર તથા આકર્ષક નેત્રોવાળા હોય છે. તેમના શરીરનો બાંધો સાધારણ રીતે મજબુત હોય છે પણ જેમ જેમ પાકટ વય થતી જાય છે તેમ તેમ તે સુધરતો જાય છે.

આ તારીખોમાં જન્મેલાઓનું જીવન તેમનાં કિસ્મત કરતાં તેમના પોતાનાં પર જ વધુ નિર્ભર રહે છે. આ લોકો વયમાં પાકટ થશે પરન્તુ દીર્ઘાયુષી જીવન માટે તેમણે પોતાનાં ફેફસાંઓની વધુ કાળજી લેવી પડશે. ખુલ્લી હવા તેમજ ગ્રામ્યજીવન આ તારીખોમાં જન્મેલાંઓને વધુ અનુકૂળ થઇ પડશે. આ લોકોએ ઠંડી ઋતુમાં સાવચેત રહેવું. હદ ઉપરાંતની મહેનત ન કરવી. કારણ તેથી અજીર્ણ, ઉદાસિનતા આદિ વ્યાધિ થાય છે. તેમને ઢીંચણનાં, ચામડીનાં, લોહી વિકારનાં અને સંધિવાયુનાં દરદો થવાનો સંભવ રહે છે.

ખોરાક મધ્યમ અને પચે એવો જ લેવો જોઇએ નહિ તો પેટની પીડા વધી જશે અને આરોગ્ય જોખમમાં મૂકાશે.

આ લોકોએ નિરાશાને તથા ઉદ્વેગને તિલાંજલી આપી દેવી જોઇએ. આ બન્ને તેમનાં સ્વાસ્થ્યને માટે ઘાતક છે. તેમણે

આનંદી સ્વભાવ રાખવો, સારી સોબતમાં રહેવું અને મનને પ્રફુલ્લ બનાવે તેવા કાર્યો કરવા જોઇએ. આ લોકોએ ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે તેમની અનારોગ્યતા બહારનાં કરતાં મન સાથે ઘણો સંબંધ ધરાવે છે એટલે મન જ જો તંદુરસ્ત હશે તો પછી તેમનું સ્વાસ્થ્ય બગડવાનો જરાપણ સંભવ રહેતો નથી.

આ લોકોને પૈસાનું તેમજ આર્થિક સુખ સારા પ્રમાણમાં છે. એ સુખ તેઓ જે રીતે માંગે છે તે રીતે મળશે નહિ. ઝડપથી પૈસાદાર થવાની કલ્પના કરવી એ ઉન્નતિનો દ્રોહ કરવા જેવું છે. સ્થિર રીતે અને નિયમિતતાથી આ લોકોને દ્રવ્ય મળ્યા કરશે. એટલે એક રીતે કહીએ તો આ લોકોનું આર્થિક જીવન સુખી અને સરળ બનશે.

આ લોકોમાંના કેટલાકો વારસદાર પણ બનશે. વારસામાં તેમને દ્રવ્ય કરતાં મકાન કે જમીન સારા પ્રમાણમાં મળશે. મફતનાં પૈસા મેળવવાનાં પ્રયત્નોમાં જો આ લોકો પડશે તો તેઓ માત્ર નાણાંજ નહિ પરન્તુ કીર્તિ પણ ગુમાવશે. પૈસાનો મોહ તેમને માટે એક અતિ લપસણો માર્ગ બનશે એટલે એનો તેમણે ત્યાગ કર્યેજ છૂટકો છે.

કયારેક આ લોકોને ધનની તૃષ્ણા સતાવે છે પણ ખરી. તે મેળવવા તેઓ પ્રયત્નો કરે છે. એમાં તેમને સફળતા મળી હોય એમ જણાય છે પણ ખરૂં પરન્તુ જ્યારે તે લેવા હાથ લાંબો કરે છે ત્યારે તે તેમનાં હાથમાં આવવાને બદલે દૂર ચાલી જાય છે. અને જ્યારે આવું થાય છે ત્યારે તેમની નિરાશાનો પાર રહેતો નથી. આ બનવાનું કારણ દીર્ઘદ્રષ્ટિની ખામી અને પોતાનાં પરનો અતિ વિશ્વાસ છે. આ દૂર કરવો ઘટે છે.

આ લોકોને અનેક અકસ્માતો થવાનો સંભવ છે. એટલે તેઓએ શસ્ત્રો તેમજ હથિયારોથી સાવચેત રહેવું જરૂરી છે. પાણીનાં અકસ્માતો જેવાં કે ડૂબવું, પડી જવું આદિ પણ થવાની સંભાવના રહે છે. એનાથી પણ ચેતતાં રહેવું. પડી જવાના તેમજ ઇજા પામવાના અકસ્માતો આ લોકોને માટે સાધારણ છે.

વૃદ્ધાવસ્થામાં તેઓને અનેક લીલી–સૂકી જોવી પડશે. જીંદગીના કરૂણ બનાવો તેમને આજ અવસ્થામાં જોવાનાં–સાંભળવાનાં મળશે.

જીવનને સુખમય બનાવવા માટે આ લોકોએ વાંચવાની તથા મનન કરવાની ટેવ વધારવી હિતકર છે. એકી સાથે વધુ કામો કરવા નહિ. એક કાર્ય સંપૂર્ણ થાય બાદ જ બીજું કામ હાથમાં લેવું, નહિ તો બધાંમાંથી હાથ ઘસતાં રહી જશો. ઉદાસ અને ખિન્ન બનવા કરતાં આનંદી અને ઉદાર બનવું. કંજુસાઇ ત્યજવી, હદ ઉપરાંત શ્રમ ન કરવો અને જીવનને એવી રીતે જીવવું કે જેથી લાભ જ મળ્યા કરે.

## તેમનાં ગુણ–અવગુણનું સરવૈયું

### ગુણ

ન્યાયી, ઉદ્યમી, શાંત અને ધીરજવાળા, માન માટે આગ્રહ સેવનારા, કયારેક વિચારક અને સ્વતંત્રતાને ચાહનારા હોય છે. વિચાર, વર્તનમાં પ્રમાણિક અને ખુલ્લા મનનાં તેમજ સ્પષ્ટ વકતા પણ હોય છે. કયારેક નિરાશામાં આનંદ માણનારા અને સંકટોમાં પણ હસતું મુખ રાખનારા હોય છે. ગુપ્ત વાત રાખવામાં

બાહોશ અને જરૂર પડે મિત્રને માટે મરી ફીટવાની પણ તમન્ના ધરાવે છે. નિરાભિમાની, સાવધ અને મોટાં મનોરથો સેવનારા હોય છે.

## અવગુણ

લોભી, શરમ વગરનાં અને કયારેક બીજાંનું અહિત કરનારા પણ હોય છે. સ્વાર્થી, માન ભૂખ્યા અને પોતાનાં કાર્યમાં પૂરા પાવધરા હોય છે. આ લોકો શંકાશીલ અને નિરાશાથી પીડાતાં હોય છે. પહેલી નિષ્ફળતા તેમને માટે એટલી વિઘાતક હોય છે કે તે તેમનાં ઉત્સાહ અને શકિતનો નાશ કરી દે છે. આ લોકો અતિ બોલકણા પણ હોય છે.

## ભાગ્યશાળી રંગ

ભૂરો, કાળો, ઘેરો રાખોડી અને જાંબુડો.

## ભાગ્યશાળી દિવસ અને આંક

તેમનો ભાગ્યશાળી દિવસ શનિવાર

,, ,, આંક ૩

શનિ માટેનો ભાગ્યશાળી આંક ૮

તેમની ભાગ્યશાળી ધાતુ સીસું.

## ભાગ્યશાળી મહિનાઓ

તેમને માટેનાં ભાગ્યશાળી મહિનાઓ ત્રણ છે. મે, સપ્ટેમ્બર અને એપ્રિલની આખરના દિવસો.

## સંધિ સમય

મકર રાશિ ૨૧ મી ડીસેમ્બરે આવે છે અને તેનો પૂરેપૂરો પ્રવેશ થતાં ૭ દિવસ લાગે છે. તેથી ૨૧ મીથી તે ૨૭ મી ડીસેમ્બર સુધીમાં જેમનો જન્મ થયો હોય તેઓનો ધન અને મકર રાશિની સંધિમાં જન્મ થયેલો ગણાય છે. આ સંધિ સમયમાં જન્મેલાં મનુષ્યો વધારે સુખી, મહત્વનાં કામો કરનારા અને બુદ્ધિમાં પાકટ તથા જ્ઞાની હોય છે. સંગીત તેમને આનંદ-કર્તા થઇ પડે છે. પ્રેમને માટે તેઓ લગ્ન કરે છે. આ લોકો સ્વભાવે ચોકકસ, નિયમિત, કુશળ અને લલિતકલાનાં જાણકાર પણ હોય છે.

## આ તારીખોમાં જન્મેલી કેટલીક નામાંકિત વ્યકિતઓ

વ્યોમેશચન્દ્ર બેનરજી
મહાદેવ ગોવિંદ રાનડે
લોર્ડ કર્ઝન
રૂડીયાર્ડ કીપલીંગ
ગ્લેડસ્ટન
વુડરો વીલ્સન
જોન ઑફ આર્ક
બેન્જામીન ફ્રાંકલીન



## તા. ૨૦ મી જાન્યુઆરીથી તે
## તા. ૧૮ મી ફેબ્રુઆરી સુધીમાં જન્મેલાઓ માટે




| | |
|---|---|
| રાશિ નિશાની ... ... ... | પણિયારી, ઘટ, પાણી લઈ જનાર |
| રાશિ સ્વામી ... ... ... | શનિ |
| રાશિ અવયવ ... ... ... | ઢીંચણ નીચેનો ભાગ |
| નંગ ... ... ... ... | શનિ કે લસણીઓ |
| લગ્નમાં સૌથી લાયક સાથીઓ ... ... | તા. ૨૧ મી મે થી તા. ૨૦ મી જુન, અને તા. ૨૨ મી જુલાઇથી તા. ૨૧ મી ઑગસ્ટ અને તા. ૨૨ મી સપ્ટેમ્બરથી તા. ૨૨ મી અકટૉબર સુધીમાં જન્મેલાઓ. (મિથુન, સિંહ અને તુલા રાશિ) |

મિત્રોમાં–ધંધામાં સૌથી લાયક સાથીઓ...તા. ૨૨ મી જુલાઇથી તે તા. ૨૧ મી ઑગસ્ટ અને તા. ૨૨ મી સપ્ટેમ્બરથી તે તા. ૨૨ મી અકટૉબર સુધીમાં જન્મેલાઓ.
(સિંહ અને તુલા રાશિ)

એક તત્વવાળી રાશિઓ ... ... ...મિથુન અને તુલા

સૂર્ય કુંભ રાશિમાં તા. ૨૦ મી જાન્યુઆરીએ આવે છે અને તા. ૧૮ મી ફેબ્રુઆરીએ વિદાય થઈ જાય છે.

## સ્વભાવ–ગુણ અને કાર્યશકિત

આ તારીખોમાં જન્મેલાઓ 'ખરા માણસાઇ' સ્વભાવવાળા હોય છે. પૂરા માણસ થવાને માટે જે તત્વો જરૂરી છે તે બધાં તેમનામાં હોય છે અને તેમને જો યોગ્ય માર્ગદર્શન તેમજ સારી સોબત મળે તો તેઓ જરૂર એક નંબરનાં માનવી બની શકે છે એમાં જરા પણ શંકા નથી.

આ લોકો લોકહિતનાં કાર્યો જ કરે છે અને જો તેમને સારૂં શિક્ષણ આપવામાં આવે તો તેઓ જરૂર માણસજાતનાં સેવકો થઇને રહે છે. તેમનાં મન વિશાળ અને ખુલ્લા હોવાથી તેઓ દરેકને પછી ભલેને તે ગમે તે જ્ઞાતિનો, ગમે તે દેશનો કે ગમે તે રાષ્ટ્રનો હોય તો તેને પણ તેઓ ભાઇ ગણે છે અને તેવી રીતે તેની સાથે વર્તે છે.

પરન્તુ આજ તારીખોમાં જન્મેલા માણસો કે જેઓને પૂરૂં શિક્ષણ મળ્યું નથી, જેમની બુધ્ધિએ વિકાસ સાધ્યો નથી

તેઓ સંકુચિત મનનાં બને છે અને તેમની લોકકલ્યાણની ભાવના માત્ર જ્ઞાતિ કે અમુક સમુદાય પૂરતી જ બને છે.

આ તારીખોમાં જન્મેલાઓ સ્વભાવે પરગજુ અને ઉમદા સ્વભાવનાં હોય છે. તેઓ પોતાના પરોપકારી અને દયાવાન સ્વભાવને લઇને લોકોમાં પ્રિતિપાત્ર બને છે. આ લોકો એટલા બધાં લાગણીવશ હોય છે કે, કોઇનું દુઃખ તેઓ ખમી શકતાં નથી અને એ જાણે પોતાને જ થયું હોય એમ માની લે છે. સ્વભાવે તેઓ નરમ હોવાથી તેમનાથી કંઇ પણ દુઃખ, શોક કે આઘાત ખમી શકાતો નથી. આ લોકો ઉર્મિલ, ભોળા અને નીતિવાન હોય છે. તેઓ વિચાર અને વર્તનમાં આદર્શવાદી અને સાચ્ચા હોય છે. તેમના વિચારો ઉચ્ચ અને જનહિતને લાભદાયી થઈ પડે એવા જ હોય છે.

આ લોકોમાં બુધ્ધિ અને ન્યાયવૃત્તિ સારા પ્રમાણમાં હોય છે. સુધારા માટે તેઓ મરી ફીટે છે અને જુનવાણી તત્વોનો નાશ કરવા પ્રયત્નો આરંભે છે. તેમના સુધારા પ્રથમ ઘરથી જ શરૂ થાય છે અને તે બાદ દેશવ્યાપી બને છે.

મિત્રચારીમાં આ તારીખોમાં જન્મેલાઓ ખાસ ધ્યાન ખેંચે એવા હોય છે. આ લોકો મિત્રતાને અંત સુધી નિભાવી રાખે છે. અને તેમને સંપૂર્ણ વફાદાર રહે છે. જરૂર પડે ત્યારે કોઇપણ પ્રકારની મદદ આપતાં તેઓ અચકાતાં પણ નથી. તેમની સહનશકિત અજબ હોય છે. તેઓ કોઇનાં સખ્ત શબ્દો કે કાવત્રાં સહી શકે એવા હોતાં નથી. અપમાનને તેઓ ભૂલી શકતાં નથી અને વારે ઘડીએ તેને યાદમાં રાખી સામાને તે સંભળાવ્યા કરે છે. તોપણ એટલું તો ચોકકસ છે કે મિત્રાચારીમાં આ લોકો નિર્મળ અને લાભકર્તા જ થઇ પડે છે.

આ લોકો સ્વભાવે શાન્ત, વિશ્વાસુ, માયાળુ, નિરપરાધી, કુદરત પ્રેમી અને સારી સમજવાળા હોય છે. હુન્નર–ઉદ્યોગોને ચહાય છે અને તેમાં કંઇને કંઈ સુધારા કર્યા કરે છે. તેમનામાં અસાધારણ ગુણો અને શક્તિઓ છે છતાં પણ તેઓ આળસુ અને પ્રમાદી હોય છે. ધનનો સંચય કરવો તેમને ગમે છે.

તેમને સંગીત, કલા અને સાહિત્યનો શોખ હોય છે છતાં પણ આ લોકોમાંનો ઘણો ભાગ તત્વજ્ઞાન અને આધ્યાત્મિકતા તરફ જ વળે છે. માણુસને સમજવાની ચાવી તેમની પાસે હોવાથી તેઓ સ્હામાને તરત જ પિછાની જાય છે અને તેનાં સ્વભાવ અનુસાર વર્તન ચલાવી તેનું દીલ જીતી લેછે. આ લોકોમાં પવિત્ર ભાવો હોવાથી ધાર્મિક સાહિત્ય તરફ તેમની રૂચિ હોય છે અને એમાંના કેટલાક તો સારા જ્યોતિષીઓ, અગમ્યવાદીઓ તેમજ તત્વ-જ્ઞાનીઓ પણ બને છે.

તેઓ સારા વિવાદકર્તા અને વાતચીતમાં સચોટ હોય છે. તેમને હરાવવા એ મુશ્કેલ કાર્ય છે. તેમની બુધ્ધિ મુખ્યત્વે યાંત્રિક કારીગરીનાં કામમાં અને તેમાંય ઇલેકટ્રીકને લગતાં કામમાં સારી ખીલી ઊઠે છે.

વ્યાપાર–ધંધા અને નાણાખાતામાં તેઓ ઝળકી ઊઠે છે. એ દિશામાં તેમની બુદ્ધિ આશ્ચર્યકારક કાર્ય કરી બતાવે છે. પરન્તુ તેમને વધુ સફળતા તો બીજાનું કામ કરવામાં જ મળે છે.

આ તારીખોમાં જન્મેલાઓ પોતાનાં લાગણી પ્રધાન સ્વભાવને કાબુમાં રાખે અને મનશકિત પર વિજય મેળવે તો એવું એક પણ કાર્ય નથી કે જે તેઓ ન કરી શકે. જવાબ-દારીવાળા કામોમાં તેઓ સારા પ્રકાશી ઊઠે છે.

લોકસભાઓમાં, મેળાવડાઓમાં અને જાહેર સમારંભોમાં આ લોકો સારો ભાગ લે છે. નાટક–સિનેમા અને મિજલસોને તેઓ ચહાય છે. લોકસમૂહમાં આનંદથી ભળે છે છતાં પણ તેમને હૃદયમાં લાગ્યા કરે છે કે તેઓ એકલાં–અટૂલાં છે. કોઇ તેમને પૂછતું જ નથી.

લોકોને નમાવવા માટે, તેમને વશ કરવા માટેનું એક અમોઘ શસ્ત્ર તેમની પાસે છે અને તે શસ્ત્ર છે–આંખ. તેમની આંખમાં આકર્ષણ છે અને આ આકર્ષણને લઇને જ તેઓ ભલભલાંને પોતાને વશ બનાવી શકે છે–તેમની પાસેથી ધાર્યું કામ કરાવી શકે છે.

આ તારીખોમાં જન્મેલા બાળકોને નિયમિતતાની ટેવ પાડવી. તેમની પાસેથી ઠરાવેલા સમયે જ કામો કરાવવાં. ધાકધમકી તેમને બતાવવી નહિ. તેમ કરવાથી તેમની બુદ્ધિનો વિકાસ ન થશે અને તેઓ નરમ બનવાને બદલે લાંઠ બની જશે. બાળકોને ખુલ્લી હવા આપવી જરૂરની છે.

## લગ્ન

આ તારીખોમાં જન્મેલાઓએ પોતાનાં લગ્ન તા. ૨૧ મી મે થી તા. ૨૦ મી જુન, (મિથુન રાશિ) તા. ૨૨ મી જુલાઇથી તે તા. ૨૧ મી ઑગસ્ટ (સિંહ રાશિ) અને તા. ૨૨ મી સપ્ટેમ્બરથી તે તા. ૨૨ મી અક્ટૉબર (તુલા રાશિ) સુધીમાં જન્મેલાઓ સાથે કરવા જોઇએ.

આ તારીખોમાં જન્મેલાઓ લગ્ન કરતાં મિત્રાચારીનો સંબંધ વધુ રાખતાં જણાય છે. લગ્ન તેમને મન માત્ર લગ્ન જ

નથી પરન્તુ જીવનભરની ગાઢ મૈત્રીનું ચિન્હ છે અને આથી જ તેઓ પતિ કે પત્નિ તરીકે સારા નીકળે છે, અને પોતાના ગૃહજીવનને ઉજાળે છે. ઘર અને બાળકો પ્રત્યે તેમની દ્રષ્ટિ પ્રથમ હોય છે. પ્રેમાળ પિતા અને પ્રેમાળ માતા તરીકે આ લોકો મુખ્ય કરીને સફળ નિવડે છે. તેમનાં બાલકો પણ સાધારણ રીતે હોશિયાર અને બુધ્ધિવાળા હોય છે.

## કૌટુમ્બિક સુખ

કૌટુમ્બિક સુખ શું છે તેનાથી આ લોકોમાંનો ઘણો ભાગ અજ્ઞાન જ હોય છે. અસંતોષ અને તકરાર તેમનાં જીવનમાં મુખ્ય ભાગ ભજવે છે. કુટુમ્બ કલેશને લઇને તેઓને જે શાન્તિ મળવી જોઇએ તે મળતી નથી પરિણામે તેમનું જીવન અકારૂં જેવું બની જાય છે. આમ છતાં પણ તેઓ આ અશાન્તિને નભાવી લે છે અને સહનશીલતાથી તેનો સામનો કરે છે. કેટલાક લોકો કે જેઓમાં આ સહનશીલતાનો અભાવ હોય છે તેઓ કોઇ વિઘાતક કામ પણ કરી બેસે છે.

## ધંધો

આ તારીખોમાં જન્મેલાઓ લેખકો, ડૉકટરો, કર્ત્તાઓ, કવિઓ અને કેળવણીકારો હોય છે. મશહૂર કવિ યીટ્સ, પ્રસિદ્ધ લેખક રોબર્ટલુઇ સ્ટીવન્સન અને ફિલ્સુફ રસ્કીન આજ તારીખોમાં જન્મ્યા હતા. આ તારીખોમાં જન્મનારા સ્ત્રી અને પુરુષો બન્નેની વૃત્તિ લખવાની પ્રવૃત્તિ તરફ વિશેષ પ્રમાણમાં માલમ પડે છે.

મોટા રાજદ્વારીઓ અને અર્થશાસ્ત્રીઓ પણ આ તારીખોમાં જન્મેલા માલમ પડી આવે છે. આ તારીખોમાં જન્મેલાઓની બુદ્ધિ

વિજ્ઞાનવાદ તરફ વિશેષ પ્રમાણમાં વળેલી હોવાથી મોટા વૈજ્ઞાનિકો પણ આ રાશિમાં જ માલમ પડી આવે છે. ગેલીલીઓ, ન્યુટન, ડારવીન આદિ વૈજ્ઞાનિકો પણ આજ તારીખોમાં જન્મ્યા હતા.

આ લોકોની બુદ્ધિમાં નવિનતા હોવાથી તેમજ તેમનો સ્વભાવ સુંદર અને સરળ હોવાથી તેઓને ફિલ્મ–નાટકમાં પણ સારો ચાન્સ મળી શકે છે. આવા કામોમાં તેમની બુધ્ધિ સ્વતંત્ર સર્જન કરે છે અને લોકોમાં તે વખણાય છે પણ ખરૂં.

જે કામમાં તેમને સ્વતંત્રતા હોય છે, જેમાં જવાબદારીનું તત્વ હોય છે તે કામમાં તેઓ સારી સફળતા મેળવે છે. ગુલામીને–આધીનતાને તેઓ ધિક્કારે છે. કોઇના તાબેદાર બનીને કામ કરવામાં તેમનો વિકાસ રૂંધાય છે અને એને લઇને તેમને નિષ્ફળતા જ મળે છે. જે ધંધામાં મન અને બુધ્ધિનો સંયોગ થયેલો હોય છે તે કામમાં તેઓ સંપૂર્ણ સફળતા પ્રાપ્ત કરે છે.

આ લોકો સંગીતશાસ્ત્રી, મંત્રી, હુન્નરી, ભાષા–જ્ઞાની, ઇલેક્ટ્રીક ધંધાદારી, રેલ્વે નોકરીયાત તેમજ એન્જીનીયરો તરીકે સારા ઝળકી ઊઠે છે.

વ્યાપારીઓ અને ધંધાદારીઓ તરીકે પણ તેમને સારી સફળતા મળે છે. તો પણ જે ધંધાદારી કુનેહ તેમજ ગુપ્તતા હોવી જોઇએ તેનો તેમનામાં અભાવ હોવાથી તેઓ કેટલીકવાર નિષ્ફળ જાય છે અથવા તો તેમને મોટી ખોટ સહેવી પડે છે.

## જીવન–તન્દુરસ્તી અને સુખ

આ તારીખોમાં જન્મેલાઓ આરોગ્યની દ્રષ્ટિએ સુખી હોય છે. તેઓ ઉંચા, સુંદર, પ્રતાપી અને નિર્મળ હોય છે. તેમના

શરીરનો બાંધો મજબુત અને કસાયલો હોય છે પરન્તુ મુખ્યત્વે કરીને તેમનું હૃદય નરમ હોય છે. આ તારીખવાળાઓ હૃદય-રોગથી પીડાતાં પણ મળી આવે છે. ૪૦ વર્ષની વય પછી આ લોકોએ ખાસ સંભાળવું. લોહીની મંદ ગતિ, કંપારી, પગમાં કળતર, જ્ઞાનતંતુની નબળાઇ અને તેને લઇને વ્યાધિ આદિ રોગો સહેવા પડે છે.

આ લોકોએ આંખની સંભાળ લેવી ખાસ જરૂરની છે. યુવાવસ્થામાં જો આંખની સંભાળ ન લેવામાં આવે તો વૃધ્ધા-વસ્થામાં એ પીડા કરનારી થઇ પડે છે.

આ તારીખવાળાઓ ભાગ્યેજ પૈસાનો વ્યય કરનારા અને ઉડાઉ હોય છે. સાધારણ રીતે પોતાનાં અંગત ખર્ચ માટે જેટલી રકમ તેઓ વાપરતાં નથી તેટલી તેઓ પારકાંને માટે વાપરે છે. એકંદરે તેઓ પોતાના પૈસાનો ઉપયોગ માણસજાતનાં ભલા માટે અને સદ્‌માર્ગોમાંજ કર્યા કરે છે.

આ લોકોએ ચોખ્ખી હવા તેમજ વ્યાયામ કરવો જરૂરી છે. સારી સોબત રાખવી, મધ્યમ ખોરાક લેવો, ચિંતા, સંશય તેમજ વ્યાકુળતાને ત્યજી દેવી.

## તેમનાં ગુણ–અવગુણનું સરવૈયું

### ગુણ

લોકસેવકો, સુધારકો, બીજાનું ભલું કરવાની તમન્ના રાખનારા, સાદું જીવન અને ઉચ્ચ વિચારો ધરાવનારા, દયાળુ, માયાવાળા, નરમ અને કામમાં પરિશ્રમી હોય છે. તેમની યાદ

દાસ્ત શકિત તીવ્ર અને વિચારમાં મજબુત મનવાળા હોય છે. મિત્રાચારી ટકાવી રાખનારા અને પારકાંનું દુઃખ સહન ન કરી શકે એવા સ્વભાવવાળા પણ હોય છે.

## અવગુણ

પોતાના દેખાવમાં અભિમાન ધરાવનારા, થયેલું માન–અપમાન ન ભૂલનારા, કેટલીક વાતોમાં જક્કી અને વૈરવૃત્તિવાળા હોય છે. કયારેક ગુપ્ત ઇચ્છાઓ સેવનારા, કપટી અને કામમાં ધીરા પણ હોય છે. કંજુસ અને એકલવાયા સ્વભાવને લઇને તેઓ લોકોનાં ટીકાપાત્ર પણ બને છે.

## ભાગ્યશાળી રંગ

રૂપેરી, આકાશી ભૂરો અને રાખોડી.

## ભાગ્યશાળી દિવસ અને આંક

તેમનો ભાગ્યશાળી દિવસ સોમવાર અને શનિવાર છે.
તેમનો ભાગ્યશાળી આંક ૨.
તેમની ભાગ્યશાળી ધાતુ પ્લેટીનમ.

## ભાગ્યશાળી મહિનાઓ

તેમને માટેનાં ભાગ્યશાળી મહિનાઓ ત્રણ છે. મે, જુન અને અકટૉબર.

## સંધિ સમય

કુંભ રાશિ તા. ૨૦ મી જાન્યુઆરીએ આવે છે અને તેનો પૂરો પ્રવેશ થતાં ૭ દિવસ લાગે છે. તેથી તા. ૨૦ મીથી તે તા. ૨૬ મી જાન્યુઆરી સુધીનો સમય એ મકર અને કુંભ

રાશિનો સંધિ સમય છે. આ સમયમાં જેમનો જન્મ થયો હોય તેઓ સુખી, બુદ્ધિશાળી અને ચોકકસાઇભર્યા સ્વભાવવાળા હોય છે. સ્વભાવમાં શાંત અને કામકાજમાં પણ ચાલાક નીવડે છે. કયારેક વધુ પડતા ઉદાર તેમજ હઠીલા પણ બને છે. આ સમયમાં જન્મેલી સ્ત્રીઓ પણ ઘરકામમાં કુશળ અને બોલવામાં ચતુર હોય છે.

## આ તારીખોમાં જન્મેલી કેટલીક નામાંકિત વ્યક્તિઓ

નાના ફડનવિસ
દિનબંધુ એન્ડ્રૂઝ
કવિશ્વર દલપતરામ
કવિયત્રી સરોજિની નાયડુ
પંડિત ગટુલાલજી
સ્વીડનબર્ગ
ચાર્લ્સ ડીકન્સ
અબ્રાહમ લિંકન
જ્યોર્જ વોશિંગ્ટન

☆

## તા. ૧૯ મી ફેબ્રુઆરીથી તે
## તા. ૨૦ મી માર્ચ સુધીમાં જન્મેલાઓ માટે

# મીન



| | |
|---|---|
| રાશિ નિશાની ... ... ... | માછલી, મત્સ્ય |
| રાશિ સ્વામિ ... ... ... | ગુરુ |
| રાશિ અવયવ ... ... ... | પગના તળીયાં |
| નંગ ... ... ... ... | લસણીઓ, હીરો |
| લગ્નમાં સૌથી લાયક સાથીઓ ... | તા. ૨૧ મી જુનથી તા. ૨૧ મી જુલાઇ અને તા. ૨૩ મી અક્ટોબરથી તે તા. ૨૧ મી નવેમ્બર સુધીમાં જન્મેલાઓ. (કર્ક અને વૃશ્ચિક રાશિ) |
| મૈત્રોમાં–ધંધામાં સૌથી લાયક સાથીઓ... | તા. ૨૨ મી ઑગસ્ટથી તે તા. ૨૧ મી સપ્ટેમ્બર, તા. ૨૧ મી જુનથી તે તા. ૨૧ મી |

જુલાઇ અને તા. ૨૩ મી અકટૉબરથી તે તા. ૨૧ મી નવેમ્બર સુધીમાં જન્મેલાઓ (કન્યા, કર્ક અને વૃશ્ચિક રાશિ)

એક તત્વવાળી રાશિઓ ... ... ... કર્ક અને વૃશ્ચિક

સૂર્ય મીન રાશિમાં તા. ૧૯ મી ફેબ્રુઆરીએ આવે છે અને તા. ૨૦ મી માર્ચે વિદાય થઇ જાય છે.

## સ્વભાવ–ગુણ અને કાર્યશકિત

આ તારીખોમાં જન્મેલા મનુષ્યો દેખાવડા, લાગણીશીલ, અસ્થિર મનોદશાવાળા તથા ચીવ્વટવાળા હોય છે. પરંતુ જ્યારે તેઓનો જુસ્સો નરમ પડી જાય છે–કામમાં જ્યારે તેઓ એકદમ જ બાજી ખોઇ બેસે છે ત્યારે તેઓ ચિંતાતુર, ઉદાસ અને હતાશ બની જાય છે.

આ તારીખોમાં જન્મેલાઓ બે પ્રકારનું જીવન જીવતાં જોવામાં આવે છે. અને એ બે પ્રકાર એકબીજાંથી તદ્દન ઉલટાં જ માલમ પડી આવે છે. ફત્તેહ અને નિષ્ફળતા, અંધકાર અને પ્રકાશ જેમ એક બીજાંથી વિરૂધ્ધ જાય છે તેમ આ લોકો પણ બે પ્રકારનાં માનસવાળા મળી આવે છે. એક વર્ગ એવો છે કે જે કામમાં મહેનતુ, ખંતીલો, ઉતાવળીયો તેમજ તક માટે વલખાં મારતો હોય છે જયારે બીજો વર્ગ શાન્ત સ્વભાવવાળો, જુવાન માનસ ધરાવનારો, વિજ્ઞાનને ચાહનારો અને ઇતિહાસ, મુસાફરી આદિ વિષયો પ્રતિ રસ લેનારો હોય છે.

સામાન્ય રીતે જોતાં આ લોકો શાંતિવાળા, દયાળુ, ઉદાર, ચાલાક અને બીજાંનું દુઃખ જાણનારા હોય છે. દ્રવ્યની બાબતમાં આ લોકો ખાસ સાવચેત હોય છે અને ભવિષ્યની તૈયારી પણ રાખવાનું ચૂકતાં નથી તેમને કોઈનાં આશ્રય નીચે રહેવાનું ગમતું નથી. આ વિચારજ તેમને ચિન્તા જેવો થઈ પડે છે અને એટલે કેવી રીતે આખી જીંદગી સ્વાશ્રયી જાય તેનીજ તૈયારીમાં તેઓ રચ્યા રહે છે. પોતાનાં બાલ–બચ્ચાંઓ પણ સ્વતંત્ર જીવન ગુજારે, તેમને કોઈનાં ઓશિયાળા ન થવું પડે તે ચિન્તા પણ તેમને નિરંતર સતાવે છે. પોતાના વ્યવહારમાં તેઓ સીધા, ન્યાયી અને પ્રમાણિક હોય છે અને આથી જ કયારેક તેમને સખ્ત અને જક્કી સ્વભાવવાળા પણ ગણી લેવામાં આવે છે.

આ લોકોને અનેક પ્રકારનાં વિષયોનું જ્ઞાન હોય છે. દરેક વિષયનાં તત્વોને તેઓ જાણતાં હોય છે અને આથી જ કેટલીક-વાર તેમને 'ડીક્ષનેરી' પણ કહેવામાં આવે છે. ઇતિહાસ, જ્યોતિષ, ફિલ્સુફી આદિ વિષયોમાં તેમને રસ હોય છે અને તેઓ તેનો અભ્યાસ કરવા પણ લલચાય છે.

આ લોકોમાંના કેટલાક લુચ્ચા, કપટી અને પ્રપંચી યુક્તિ-વાળા પણ મળી આવે છે. જ્યારે કેટલાક પ્રમાણિક અને સારા પણ હોય છે. તેમનાં હૃદય વિશુધ્ધ હોય છે છતાં બીજાંના વિશ્વાસે રહી તેમનાથી ખોટું કાર્ય પણ થઈ જાય છે. તેઓમાં ઊંડા ગુપ્ત પ્રેમ, પ્રમાણિકપણું ને હદ ઉપરાંત વિશ્વાસ હોય છે. એને લઈને તેમને કેટલીકવાર ઠગાવાની ધાસ્તી પણ થાય છે.

તેમનામાં અમુક કામ કરવાની તમન્ના તેમજ શકિત પણ હોય છે. પરન્તુ પોતાના પરનાં આત્મવિશ્વાસના અભાવને

લઇને તેઓ એ કામ કરવામાં નિષ્ફળ જાય છે. પોતાની જાત પર તેમને વિશ્વાસ આવતો નથી અને આથી કયારેક તો તેઓ એ કામ પાછળ ચિન્તા પણ કરી તેની પાછળ જ રાત–દિન ગાળે છે. આ લોકોમાં એક ગુણ મુખ્ય છે અને તે એ કે જે કામ તેમને સોંપવામાં આવ્યું હોય છે તેને તેઓ ખંત–ચીવટથી પાર પાડયા વગર રહેતાં નથી. સમૂહમાં કામ કરવા કરતાં તેમને એકલાંજ કામ કરવાનું પસંદ છે.

આ તારીખોમાં જન્મેલા ઉદાર હોય છે એ વાત ખરી છે પણ તેઓની ઉદારતાનો સદુપયોગ થતો નથી અને કેટલીક વખતે તેમની ઉદારતાનો ગેરલાભ પણ લેવાઇ જાય છે. આ લોકો બીજાંઓની અસર નીચે દબાઇ જાય છે. કારણ તેમનામાં પોતાના વિશ્વાસનો અભાવ હોય છે અને એને લઇને કયારેક ખત્તા પણ ખાઇ બેસે છે.

બીજી તારીખોમાં જન્મેલાઓ કરતાં સૌથી વધુ મુશ્કેલી, જોખમો--ત્રાસ વગેરે આ તારીખોમાં જન્મેલાઓને જ ભોગવવા પડે છે અને એને લઇને જ તેઓ ઘડાય છે. દરેક જોખમે–મુશ્કેલીએ તેમની કસોટી થાય છે. તેમને નવું જાણવાનું અને શીખવાનું મળે છે અને આમ તેમનામાં અજબ પમાડે એવી સહનશકિત અને તાકાત આવે છે. આ લોકો સૌથી વધુ વિશ્વાસુ અને ભરોસાદાર માનવીઓ છે. તેમને કહેલી ગુપ્ત વાત સચવાઇ રહે છે અને તે બહાર જવા પામતી નથી. આ લોકો પરોપકારી હોય છે. દુઃખીને મદદ કરવામાં તેઓ પોતાનું કામ પણ છોડી દે છે.

આ લોકો સ્વભાવે ઉદાર છે પરન્તુ જ્યારે તેઓને પોતાનાં ભવિષ્યનો વિચાર આવે છે ત્યારે તેઓનું મન સંકુચિત

બની જાય છે. અને બોલ્યા કરતાં થોડું તેઓ આપે છે. આ માટેનું મુખ્ય કારણ ભવિષ્ય માટેની બ્હીક જ છે.

પૈસાના વ્યયમાં પણ આ લોકો એક રીતે વિચિત્ર માલમ પડયા છે. કેટલીક વખતે તેઓ પોતાને માટે કંજુસાઇ કરે છે, કરાવે છે, ત્યારે કેટલીક વખતે તેઓ લખલૂટ ખર્ચ પણ કરે છે. કયારેક આ લોકો ભોળાપણાને લઇને બીજાઓના શિકાર જલદી બની જાય છે.

આગળ જણાવ્યું તેમ આ લોકોમાં બે પ્રકારનાં માનવીઓ મળી આવે છે. એક પ્રકારનાં માનવીઓમાં મોજશોખની વૃત્તિ હોય છે અને તેઓ બહારના આડંબર, ભપકા અને મોજવિલાસને તાબે થઇ જઇ મનમાન્યો વૈભવ ભોગવી લે છે. બીજા પ્રકારનાં માનવીઓ એવા મોજશોખને નાપસંદ કરે છે અને સખ્ત રીતે તેને દાબી દઇ સંયમવૃત્તિ બતાવે છે. પહેલા પ્રકારના માનવીઓમાં લુચ્ચા, વિષયી, નાહિંમતવાન, તકરારી તેમજ છળકપટવાળા માનવીઓ મળી આવે છે જ્યારે બીજા પ્રકારનાં માનવીઓમાં સાધુ પુરુષો, મહાત્માઓ, ઉદ્યોગવીરો, સાચ્ચાબોલા અને પ્રતાપી માણસો મળી આવે છે.

આ તારીખવાળાઓએ મુખ્યત્વે કરીને એક વાત ખાસ ધ્યાન રાખવાની છે. અને તે સ્વભાવ ઉપર કાબુ મેળવવાની. જો તેઓ પોતાના સ્વભાવ ઉપર કાબુ મેળવી લે, વાસનાઓને, ખોટી ઇચ્છાઓને દાબી દે તો તેઓ જરૂર પોતાની જાતને સારે માર્ગે વાળી શકે છે. પરન્તુ એમાં જો તેઓ જરા ઢીલું મૂકે તો તેઓ ઇચ્છાઓનાં ગુલામ બની જાય છે. અને પછી એ નાવ કયાં જઇ અટકે તે કહી શકાય નહિ.

આ લોકોને દરિયાનો શોખ હોય છે. પાણીમાં તરવું, મુસાફરી કરવી, પાણી પાર ધંધો કરવો તેમને ખૂબ ગમે છે. આવા લોકો પોતાનું રહેવાનું સ્થાન પણ દરિયા કે નદી કિનારે જ બાંધે છે.

આ લોકોમાં કલાનો પણ શોખ હોય છે અને આથી જ આ તારીખોમાં જન્મેલાઓ કવિઓ, ચિત્રકારો, સંગીતકારો તથા સાહિત્યકારો તરીકે સારા પ્રમાણમાં મળી આવે છે.

આ તારીખોમાં જન્મેલી સ્ત્રીઓ પુરુષો કરતાં ઘણી જ બેદરકાર, ઘરમાં બગાડ કરનારી અને ધાંધલભર્યા સ્વભાવવાળી હોય છે.

## લગ્ન

આ તારીખોમાં જન્મેલાઓએ પોતાનાં લગ્ન તા. ૨૧ મી જુનથી તા. ૨૧ મી જુલાઈ (કર્ક રાશિ) અને તા. ૨૩ મી અકટૉબરથી તે તા. ૨૧ મી નવેમ્બર (વૃશ્ચિક રાશિ) સુધીમાં જન્મેલાઓ સાથે કરવા જોઇએ. આ લોકોએ તુલા તથા ધન રાશિવાળાઓ સાથે લગ્ન કરવાં નહિ.

ઉપરની તારીખોવાળા સાથે લગ્ન કરવાથી તેમનું લગ્ન-જીવન સુખી, સરળ અને આનંદી બને છે. પતિ–પત્નિ વચ્ચે સારો બનાવ રહે છે અને એકબીજાનું માન પણ જળવાય છે.

આ એક જ રાશિની તારીખોમાં જન્મેલાઓનાં લગ્ન એક–મેકની સાથે કરવામાં આવે તો તે નિષ્ફળ નીવડે છે એ ખાસ ધ્યાન રાખવા જેવું છે.

## કૌટુમ્બિક સુખ

આ લોકો પોતાનાં કૌટુમ્બિક જીવનમાં ખાસ સાવચેત રહે છે. કુટુમ્બ પ્રત્યે તેઓ પ્રેમાળ હોય છે. સ્ત્રી-બાળકોને ચહાય છે તોપણ તેમની સાથે કયારેક સખ્ત રીતે પણ વર્તે છે. તેમની આ સખ્તાઇ કુટુમ્બના ભલા માટે જ હોય છે એ પણ એક ધ્યાન ખેંચવા જેવી બીના છે. કુટુમ્બનું ગૌરવ જાળવવામાં તેમજ તેની શિસ્ત જાળવવામાં તેઓ મકકમતાથી સખ્ત રીતે કામ લે છે અને એ શિસ્ત તેઓ પોતાના માણસો પાસેથી પળાવે છે પણ ખરા. કુટુમ્બનો સંતોષ એ તેમનો સંતોષ હોય છે. એકંદરે આ લોકોનું કૌટુમ્બિક જીવન સુખી અને ખટરાગ વગરનું હોય છે.

## ધંધો

આ તારીખોમાં જન્મેલાઓ ખાસ કરીને જળમાર્ગના પ્રવાસીઓ હોય છે. ધંધામાં ખલાસી, સફરી, વ્યાપારી, કેન્વાસર, કમીશન એજન્ટ કે પછી મુસાફરો તરીકે આવી તારીખોમાં જન્મેલાઓ સારા પ્રમાણમાં મળી આવે છે. હોટલ માલીકો, શેર દલાલો તેમજ રખેવાળો પણ તેઓ બને છે.

ખાસ કરીને નામાના મહેતાજીઓ, ખજાનચીઓ, કારકૂનો આ લોકો અધિક પ્રમાણમાં હોય છે. તેમને જો સારૂં શિક્ષણ આપવામાં આવે અને તેમના ઉપર પૂરો વિશ્વાસ મૂકવામાં આવે તો આ લોકો ઊંચા જવાબદાર ઓધ્ધાઓ અને જોખમી કામો-વાળી જગ્યાઓ પણ શોભાવે છે. પાણી અને દરિયાને લગતાં દરેક કામમાં તેઓ સફળ નીવડે છે. કેપ્ટન તરીકે તથા દરિયાઇ અમલદાર તરીકે આ લોકો સારૂં કામ કરી શકે છે. દરિયાપારના

ધંધામાં કે પછી વહાણવટામાં તેમનો સિતારો સદા તેજ જ નીવડે છે.

આ લોકોને સાહિત્ય તરફ પણ રૂચિ હોય છે. એટલે ઘણાં વાર્તાકારો, કવિઓ સંગીતશાસ્ત્રીઓ પણ બને છે. સ્વાભાવિક રીતે જ આ લોકો અગમ્યવાદ તરફ ઝુકેલા હોય છે એટલે તેમને એમાં શ્રધ્ધા હોય છે એટલું જ નહિ પરન્તુ જ્યોતિષ, નસીબ, વગેરેને પણ માને છે. ઇતિહાસ, તત્વજ્ઞાન અને ગેબી સૃષ્ટિનું જ્ઞાન એ તેમનાં પ્રિય વિષયો છે. આ તારીખોમાં ઘણાં ભવિષ્યવેત્તાઓ પણ જન્મે છે.

## જીવન–તન્દુરસ્તી અને સુખ

આ તારીખોમાં જન્મેલાઓનાં મુખ ભરાવદાર, નેત્ર સૌમ્ય ને જરા માદકભર્યાં હોય છે. તેમની આંખમાં એક પ્રકારનું આકર્ષણ છે અને એને લઇને તેઓ સ્હામા માનવીને આકર્ષી શકે છે. તેમનાં ખભા ગોળ હોય છે. શરીરનો બાંધો મજબુત હોતો નથી.

આ લોકોએ ખાસ કરીને પગ અને ઘુંટણો તેમજ તળીયાંઓ સંભાળવા જરૂરી છે. કારણ આજ ભાગોમાં તેમને વારંવાર નાની મોટી ઇજાઓ થયા કરે છે.

આ લોકોને દમ, ક્ષય, અપચો, લોહી વિકાર, શરદી, સંધિવા આદિ દરદો થવાનો સંભવ રહે છે. મસ્તક અને પીઠ પણ વારંવાર દુખ્યા કરે છે. આ બધી પીડાઓનું મૂળ કારણ તેમની પાચનશકિતની ન્યૂનતા જ છે. તેમણે સાત્વિક ભોજન, રૂચિકર ખોરાક લેવો. સ્વચ્છ હવા અને થઇ શકે તેટલો જ શ્રમ વેઠવાની

ટેવ પાડવી. ચિન્તાથી પણ આ લોકોનાં સ્વાસ્થ્યને ખૂબ નુકશાન પહોંચે છે. માટે તબીયત સાચવવા તેમણે ચિન્તાને પણ તિલાંજલી આપી દેવી જોઇએ.

ડૉકટરી દવાઓ લેવાનું તેમણે ત્યજી દેવું જોઇએ. કારણ દવાઓનું વધુ પડતું સેવન તેમની તન્દુરસ્તીને નુકશાન પહોંચાડે છે. આ લોકોએ સારી સોબતમાં રહેવું પણ આવશ્યક છે. કારણ સોબત તેમના પર જલદી અસર કરે છે. સ્વચ્છ અને ચોકખા રહેવાથી પણ તેમના સ્વાસ્થ્યને લાભ મળે છે.

આર્થિક લાભાલાભનો વિચાર કરીએ તો તેમનું આર્થિક જીવન ઘડી–ઘડીએ બદલાતું માલમ પડશે. એક સમયે તેઓને સારો તડાકો પડતો જણાશે તો બીજી જ પળે તેઓ મુશ્કેલીમાં મૂકાયલા માલમ પડશે. ટૂંકમાં કહીએ તો આ માનવીઓનું ભાગ્ય સદા ફરતું જ રહેશે. પરન્તુ એકંદરે જોતાં આ લોકોને નાણાંની અછત નડશે નહિ.

ક્રોધ, ઈર્ષ્યાને ત્યજી સર્વદા વિશુધ્ધ જીવન ગુજારવું. સારી સોબત રાખવી ધાર્મિક તેમજ ઇતિહાસ–જીવનચરિત્રો આદિને લગતાં ગ્રન્થોનું અધ્યયન કરવું. ચીઢીયા થવું નહિ. કોઈનાં કામની આડે ન આવવું અને પોતાનાં જ કામમાં રચ્યા રહેવું. તેમના જીવનને સુખી અને ઉન્નતમય બનાવવા માટેની આ સોનેરી ચાવીઓ છે.

## તેમનાં ગુણ–અવગુણનું સરવૈયું

### ગુણ

દીર્ઘદ્રષ્ટિવાળા, વિશ્વાસુ, ખંતીલા, ઊંચી આશા સેવનારા, ઉદાર તેમજ નિઃસ્વાર્થી, દરેકનું ભલું ઇચ્છનારા, પરોપકારી,

શાન્તિને ચાહનારા, ચાલાક તેમજ લાગણીવશ હોય છે. સોંપેલું કામ પાર પાડનારા તેમજ ભવિષ્યની ચિન્તા ધરાવનારા હોય છે.

## - અવગુણ

આત્મશ્રધ્ધાનો અભાવ, આગળ પડીને કામ કરવામાં શિથિલતા બતાવનારા તેમજ મુશ્કેલીના સમયે વ્યાકુલ બની જનારા હોય છે. શબ્દોમાં આ લોકો અતિ ઉદાર માલમ પડે છે પરન્તુ કાર્યમાં થોડી શિથિલતા બતાવે છે. તેઓ કંજૂસ પણ હોય છે.

## ભાગ્યશાળી રંગ

રાખોડી, લીલો, ગુલાબી અને શ્વેત છે.

## ભાગ્યશાળી દિવસ અને આંક

તેમનો ભાગ્યશાળી દિવસ ગુરૂવાર
,, ,, આંક ૬
તેમની ભાગ્યશાળી ધાતુ ટીન

## ભાગ્યશાળી મહિનાઓ

તેમને માટેનાં ભાગ્શાળી મહિનાઓ ત્રણ છે. જુલાઇ અને નવેમ્બર.

## સંધિ સમય

મીન રાશિ તા. ૧૯ મી ફેબ્રુઆરીએ આવે છે અને તેનો પૂરો પ્રવેશ થતાં ૭ દિવસ લાગે છે. તેથી તા. ૧૯ મી થી તે

તા. ૨૫ મી ફેબ્રુઆરી સુધીનો સમય એ કુંભ અને મીન રાશિનો સંધિ સમય છે, આ સમયમાં જેમનો જન્મ થયો હોય તેઓ સ્વભાવે વિલક્ષણ બને છે. તેઓ કાન્તિવાન, પરાક્રમી તેમજ આપબળે ઝઝુમવાવાળા બને છે. ધન પ્રાપ્તિની ઇચ્છાથી તેઓ ધંધામાં નિયમિત અને સચ્ચાઇ તથા પ્રમાણિકપણાને વળગી રહે છે. કયારેક તેઓ વચન આપવામાં બેદરકારી પણ બતાવે છે અને ભળતાંજ વિષયો તરફ રસ બતાવી પોતાની જાતને વિવિધરંગી પૂરવાર કરી બતાવે છે. વૈભવ વિલાસને તેઓ ચહાય છે અને સમય આવે તો તેઓ એના છંદમાં પૂરા લપેટાયલા પણ રહે છે.

## આ તારીખોમાં જન્મેલી કેટલીક નામાંકિત વ્યક્તિઓ

રાજકવિ કલાપી
કાર્ડીનલ ન્યુમેન
ઇમ્સન
ડેવીડ લીવીંગ્સ્ટન
રોબર્ટ કલાઇવ
જ્યોર્જ વોશિંગ્ટન



# ઋતુ, માસ, તિથિ, વાર, નક્ષત્ર ઉપરથી સ્વભાવ લક્ષણ



જે પ્રકારે માણસની જન્મ તારીખ ઉપરથી સ્વભાવ--ગુણ આદિ પારખી શકાય છે તેવી જ રીતે એ કઇ ઋતુમાં, કયા માસમાં કઇ તિથિએ તથા કયા નક્ષત્ર આદિમાં જન્મ્યો છે તે પરથી પણ તેનું ચારિત્ર્ય, તેનાં ગુણ-લક્ષણ આદિ પારખી શકાય છે. આપણા પ્રાચીન સંસ્કૃત ગ્રન્થોમાં આ વિશેનું જ્ઞાન અતિ પ્રમાણમાં સમૃદ્ધ થયેલું છે. અહીં નીચે એ વર્ણવામાં આવે છે.

## ઋતુ ઉપરથી સ્વભાવ લક્ષણ

ઋતુ છ છે. આ છ ઋતુ જુદા જુદા ગુણ ધરાવે છે. એટલે સ્વભાવિક રીતે જ એમાં જન્મનાર પર તે ઋતુની અસર આવે છે. આ ઋતુઓ માણસમાં નીચેનાં લક્ષણો આણે છેઃ—

**વસંત ઋતુ** — આ ઋતુમાં જન્મનાર બુધ્ધિશાળી શિક્ષિત, નીતિવાન, સંપત્તિશાળી, રૂપવાન તથા સંગીત, નૃત્યનો શોખીન અને વૈભવ વિલાસ ભોગવવાની ઇચ્છાવાળો થાય છે.

**ગ્રીષ્મ ઋતુ** — આ ઋતુમાં જન્મનાર ઐશ્વર્યવાળો, શ્રીમન્ત, લાંબા વાળવાળો, તેજસ્વી, હિમ્મતવાન અને જળમાં રમણ કરનારો થાય છે.

**વર્ષા ઋતુ** — આ ઋતુમાં જન્મનાર કરૂવાયુની અસર-વાળો, સ્રી પ્રેમી, ગાડી ઘોડાનો શોખીન તથા ઠાઠ-ભપકો રાખવાની વૃત્તિવાળો થાય છે.

**શરદ ઋતુ** — આ ઋતુમાં જન્મનાર લડાઇ–ટંટાનો રસિક, લાલચુ, ધાર્મિકવૃત્તિવાળો, વાયુપ્રકૃતિવાળો તથા ક્રોધી થાય છે.

**હેમંત ઋતુ** — આ ઋતુમાં જન્મનાર રાજ્યમાં મોટો ઓધ્ધો ભોગવે અથવા તો પ્રસિધ્ધિ પામે, ઉદાર બુદ્ધિવાળો, સુકર્મો કરનારો, નરમ અને સદા આનંદમાં મગ્ન રહેનારો બને છે.

**શિશિર ઋતુ** — આ ઋતુમાં જન્મનાર અતિ આહાર કરનારો, મિષ્ટાન્ન શોખીન, માન અપમાન સમજનારો તથા વિનયી થાય છે.



## માસ ઉપરથી સ્વભાવ લક્ષણ

માસ બાર છે. આ બાર માસ જ્યોતિષની દ્રષ્ટિએ જુદા જુદા ગુણ ધરાવે છે. એમાં જન્મનાર તે ગુણની અસર નીચે આવે એ સ્વાભાવિક છે. આ માસ માણસમાં નીચેના ગુણો જન્માવે છે:—

**ચૈત્ર માસ** — આ માસમાં જેનો જન્મ થયો હોય તે માણસ સત્કર્મી, વિનયી, સુખી, ભોકતા, વિવિધ પ્રકારના ભોજનનો શોખીન, દાનશીલ અને મોટો ઓધ્ધાદારી બને છે.

**વૈશાખ** — આ માસમાં જેનો જન્મ થયો હોય તે માણસ સારા લક્ષણવાળો, ગુણી, સશક્ત, વિષયી, ચતુર અને દાનશીલ થાય છે.

**જયેષ્ઠ** — આ માસમાં જેનો જન્મ થયો હોય તે ચંચળ ચિત્તવાળો બને છે. કામમાં એ મંદ હોય છે તો પણ ક્ષમાવાન અને પર્યટનનો શોખીન બને છે.

**અષાઢ** — આ માસમાં જેનો જન્મ થયો હોય તે ખર્ચાળ, સહેજ ઉડાઉ અને વિલાસ–વૈભવનો શોખીન બને છે. બોલવામાં એ સંયમી હોય છે. શુભ કર્મ કરનારો તથા ઉપ-કારનો બદલો વાળવાવાળો બને છે.

**શ્રાવણ** — આ માસમાં જેનો જન્મ થયો હોય તે પુત્રવાન, મિત્રો–સંબંધીઓ ધરાવનારો, વાત–કફ પ્રકૃતિવાળો અને સાધારણ મોજીલો બને છે.

**ભાદ્ર** — આ માસમાં જેનો જન્મ થયો હોય તે સુખ-દુઃખમાં સમાન બુધ્ધિ દાખવનારો, પાતળાં શરીરવાળો, કફ પ્રકૃતિવાળો, મંદ તબીયતવાળો અને નરમ સ્વભાવ ધરાવનારો બને છે.

**આશ્વિન** — આ માસમાં જેનો જન્મ થયો હોય તે રાજ્યમાં હોદ્દો ભોગવનારો, વિદ્વાન, ગુણી, શ્રીમન્ત, દાની તથા અનેક સુગુણો ધરાવનારો બને છે.

**કાર્તિક** — આ માસમાં જેનો જન્મ થયો હોય તે ધનિક સત્કર્મી, શૂરવીર, દીર્ઘ દ્રષ્ટિવાળો અને બુદ્ધિશાળી બને છે.

**માર્ગશીર્ષ** — આ માસમાં જેનો જન્મ થયો હોય તે સારા શીલવાળો, કુશળ, જ્ઞાની, ધર્મ ઉપર શ્રદ્ધાવાન, પુણ્યશાળી અને દાનેશ્વરી બને છે.

**પોષ** — આ માસમાં જેનો જન્મ થયો હોય તે અાસ બળવાળો, ગુપ્ત ચિન્તાથી પીડાતો, યોગિક શકિતવાળો અથવા તો તે વિદ્યા પ્રતિ રસ ધરાવનારો અને શ્રધ્ધાળુ બને છે.

**માઘ** — આ માસમાં જેનો જન્મ થયો હોય તે સમયને સમજી આચરણ કરનારો, બુદ્ધિશાળી, ઔષધી જાણનારો, ચકોર અને શત્રુને દમનારો થાય છે.

**ફાગણ** — આ માસમાં જેનો જન્મ થયો હોય તે રંગકળાઓમાં કુશળ, સંગીત શોખીન, વિલાસી સ્વભાવવાળો, શ્રીમન્ત અને બધા પ્રકારની કળાઓનો ચાહક બને છે.



## પક્ષ ઉપરથી સ્વભાવ લક્ષણ

પક્ષ ૧૫ દિવસનો બને છે અને તે બે છે. કૃષ્ણપક્ષ અને શુકલ પક્ષ આ પક્ષમાં જન્મનાર પણ અમુક ખાસ ગુણો ધરાવે છે, અને તે નીચે મુજબનાં છેઃ—

**કૃષ્ણ પક્ષ** — આ પક્ષમાં જેનો જન્મ થયો હોય તે સદા આનંદમાં રહેનારો થાય છે. એનામાં વિનય, શીલ અને ખંત હોય છે. સ્વભાવે એ ચંચળ તથા કાન્તિવાન પણ બને છે.

**શુક્લપક્ષ** — આ પક્ષમાં જેનો જન્મ થયો હોય તે સદા પ્રતાપી અને શીલવાન રહે છે. કયારેક નબળી ક્ષણોમાં તે નિર્બળ પણ બની જાય છે. સંતતિ સુખ ભોગવનારો તથા સ્વભાવે તે દાનશીલ અને નરમ બને છે.



## તિથિ ઉપરથી સ્વભાવ લક્ષણ

તિથિ પંદર છે. એમાં પણ કેટલાક ખાસ ગુણ રહેલા છે. એની અસર એમાં જન્મનાર ઉપર પડે છે અને તે નીચે મુજબની હોય છે.

**પ્રતિપદા** (પડવો) — આ તિથિએ જન્મનાર રાજ્યમાંથી નાણા મેળવનારો, વિદ્વાન, સારા ગુણવાળો તથા બુધ્ધિશાળી બને છે.

**દ્વિતીયા** (બીજ) — આ તિથિએ જન્મનાર આનંદી, પ્રસન્ન ચહેરાવાળો, સંગીત-કળા વગેરેમાં પ્રવીણ દયાળુ અને નરમ બુદ્ધિવાળો બને છે.

**તૃતીયા** (ત્રીજ) — આ તિથિએ જન્મનાર શ્રીમન્ત, વિકારી બુદ્ધિવાળો, બળવાન, દૃઢ, ચંચળ તથા ધીર બને છે.

**ચતુર્થી** (ચોથ) — આ તિથિએ જન્મનાર વાદવિવાદનો શોખીન, અધર્મ દ્વારા દ્રવ્ય પ્રાપ્ત કરવાની કામનાવાળો, ચપળ, કંજુસ તથા દેવાદાર બને છે.

**પંચમી** (પાંચમ) — આ તિથિએ જન્મનારો રાજ્યમાં માન પામનારો બને, કુટુમ્બ-વિસ્તારવાળો, દયાળુ, શ્રીમન્ત તથા બુધ્ધિશાળી બને છે.

**ષષ્ટી** (છઠ) — આ તિથિએ જન્મનારો ચામડીના દર્દથી અવારનવાર પીડાતો રહે છે. આમ છતાં પણ તે બળવાન, કીર્તિવાન અને ચતુર પુરુષ બને છે.

**સપ્તમી** (સાતેમ) — આ તિથિએ જન્મનારો જ્ઞાની, ગુણી, પ્રભુ પ્રતિ વિશ્વાસ ધરાવનારો અને સુપાત્ર બને છે.

**અષ્ટમી** (આઠેમ) — આ તિથિએ જન્મનારો વિજયી, દયાળુ, માન-કીર્તિ મેળવનારો, સંતાન-કુટુમ્બ પર પ્રેમ રાખનારો અને કુનેહબાજ બને છે.

**નવમી** (નોમ) — આ તિથિમાં જન્મનાર સખ્ત શબ્દો બોલનારો, સ્પષ્ટ વકતા, સ્વભાવે તીખો, વિતંડાવાદી અને લોકોને અકારો થઇ પડે તેવો હોય છે.

**દશમી** (દશેમ) — આ તિથિમાં જન્મનાર સ્વભાવે ઉદાર, વિનયી, પ્રભુ પ્રત્યે આસ્થા–ભકિત રાખનારો અને ધર્મ–કર્મમાં ચોકખો બને છે.

**એકાદશી** — આ તિથિમાં જન્મનારો સ્વભાવે ક્રોધી, દાનશીલ, જય મેળવનારો અને નિર્મળ બુધ્ધિવાળો બને છે.

**દ્વાદશી** (બારેસ) — આ તિથિમાં જન્મનારો કીર્તિ મેળવનારો, વતનને વફાદાર રહેનારો, સુખી તથા વિવિધ શોખ ભોગવનારો બને છે.

**ત્રયોદશી** (તેરસ) — આ તિથિમાં જન્મનારો ગુણી, રૂપવાન, સશકત અને સારાં ગુણોવાળો બને છે.

**ચૌદસ** — આ તિથિમાં જન્મનારો સાહસિક, ક્રૂર, શૂરવીર, ખેલાડી બુધ્ધિવાળો, જરા અભિમાની તથા ગુમાની હોય છે. એ કોઇનું પણ સહન ન કરી શકે એવો બને છે.

**પૂર્ણિમા** (પૂનેમ) — આ તિથિમાં જન્મનારો ધાર્મિક, આનંદમાં રહેનારો, નરમ, સુંદર શબ્દો બોલનારો તથા પ્રભુ પ્રતિ શ્રધ્ધા ધરાવનારો બને છે.

**અમાવસ્યા** — આ તિથિમાં જન્મનારો દુ:ખી બને છે તો પણ ધનિક હોય છે જ. તેનું આ ધન કલેશ–કંકાસથીજ પ્રાપ્ત થયેલું હોય છે. માતા–પિતાનો ભક્ત બને છે.



# વાર ઉપરથી સ્વભાવ લક્ષણ

વાર સાત છે. જ્યોતિષની દ્રષ્ટિએ દરેક વારમાં કંઇ ને કંઇ ગુણ છૂપાયલા છે. એટલે જન્મનારની ઉપર એ ગુણો ઊતરે છે, અને તે નીચે મુજબનાં છે:—

**રવિવાર** — આ દિવસે જેનો જન્મ થયો હોય તે માણસમાં પિત્ત પ્રકૃતિની અસર હોય છે. સ્વભાવે એ તામસી અને જરા જરા વારમાં ક્રોધી બની જાય છે. શૂરવીર, લડાઇ-ઝઘડામાં અગ્રગામી અને કયારેક વિનયી તથા પ્રમાણિક પણ હોય છે.

**સોમવાર** — આ દિવસે જેનો જન્મ થયો હોય તેનામાં કફ પ્રકૃતિની ખાસ અસર હોય છે. સ્વભાવે એ શાન્ત, સુશીલ અને નરમ બને છે. સુખ–દુ:ખમાં એ સમતાવાળો થાય છે.

**મંગળવાર** — આ દિવસે જેનો જન્મ થયો હોય તે ધનિક, સાહસ કરનારો અને સત્વગુણો ધરાવનારો બને છે. શરીર નરમ હોય છે તો પણ સમય આવે તે લડાઇ તકરારમાંથી પાછો હઠતો નથી.

**બુધવાર** — આ દિવસે જેનો જન્મ થયો હોય તેઓ સુંદર, ધીર વચન કહેનારા, શ્રીમન્ત તથા કુનેહબાજ હોય છે. વ્યાપાર–ધંધામાં તેઓનું ચિત્ત ખાસ લાગે છે.

**ગુરૂવાર** — આ દિવસે જેનો જન્મ થયો હોય તે પંડિત લક્ષણવાળો બને છે. બધાં ગુણો તેનામાં હોય છે. બોલવાની છટાવાળો, કંઇક સંયમી અને સ્વતંત્ર બુધ્ધિવાળો બને છે.

**શુક્રવાર** — આ દિવસે જેનો જન્મ થયો હોય તેના વાળ

કાળા ભમ્મર હોય છે. મુખ પર સદા હાસ્ય ફરકતું રહે છે. કળા–કૌશલ્યમાં એ ચતુર હોય છે.

**શનિવાર** — આ દિવસે જેનો જન્મ થયો હોય તે શરીરે દુબળા દેહવાળો થાય છે. તેનામાં તમો ગુણની અસર ખાસ પ્રમાણમાં રહે છે. વૃદ્ધાવસ્થા એને ઝડપથી આવે છે.



## નક્ષત્ર ઉપરથી સ્વભાવ લક્ષણ

**નક્ષત્ર** ૨૮ છે. જ્યોતિષની દ્રષ્ટિએ દરેક નક્ષત્રમાં કંઇને કંઇ ખાસ ગુણ રહેલા છે. જેનો જે નક્ષત્રમાં જન્મ થાય છે તેનામાં એ નક્ષત્રનાં ગુણની અસર વધતા ઓછા પ્રમાણમાં જરૂર છૂપાયલી હોય છે.

**અશ્વિની** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તેનામાં સત્વગુણ મુખ્યપણે રહેલો છે. એ વિનયી, સંપત્તિશાળી, ધનિક અને વૈભવવિલાસ ભોગવનારો બને છે.

**ભરણી** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તે માણસ ધૂર્ત બુદ્ધિવાળો, રમત-ગમત શોખીન, અપવાદી તથા કીર્તિને કલંક લાગે તેવા કામો કરનારો થાય છે.

**કૃત્તિકા** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તે માણસમાં અનેકવાર ખોટાં લક્ષણો હોય છે. એ અસત્ય પ્રિય, ભટકનારો તથા અસ્થિર મનોદશાવાળો બને છે.

**રોહિણી** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તે ધાર્મિક બુદ્ધિવાળો, સર્વ વિદ્યા સંપન્ન તથા બોલવા ચાલવામાં ચતુર અને મિતભાષી બને છે.

**મૃગશિર્ષ** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તેનામાં શિકારી તત્વો મુખ્યપણે રહેલા છે. એ નીતિવાન, ગુણી, તથા મોટા--મોટા માનવીઓની સાથે મિત્રાચારી બાંધનારો બને છે.

**આર્દ્રા** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તેનામાં ક્રોધ મુખ્યપણે દ્રષ્ટિગોચર થાય છે. કરેલાં ઉપકારોને તે ભૂલી જાય છે. તૃષા, ભૂખ તેને સતાવે છે. ઉપરાંત તેજહિન દેહવાળો પણ તે હોય છે.

**પુનર્વસુ** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તે ક્રોધી, પ્રતાપી તથા સર્વ રીતે સુખી થનારો નીવડે છે. એ કયારેક ઉપકારને ભૂલી જનારો પણ નીવડે છે.

**પુષ્પ** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તે પ્રસન્ન વદનવાળો, સુશરીરવાળો, માતૃપિતૃ ભક્ત, સ્વધર્મનું પાલન કરનારો તથા નીતિવાન બને છે.

**આશ્લેષા** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તે ખરાબ ચેષ્ટાંવાળો બને છે. દુઃખ અને કષ્ટથી તેનું ગુજરાન થાય છે. સ્વભાવે ભટકેલ તથા વિકારી મનોદશાવાળો એ બને છે.

**મઘા** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તે પિતૃભકત, કઠોર સ્વભાવવાળો, કામી તથા કંઇક ધર્મભિરૂ પણ બને છે.

**પુર્વા ફાલ્ગુની** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તેનામાં સાહસિક ગુણો હોય છે. સ્વભાવે એ શૂરવીર, ત્યાગી, ધૂર્ત તથા ક્રૂર બને છે. એ પણ કામી હોય છે.

**ઉત્તરા ફાલ્ગુની** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય

તે વિશાળ બુધ્ધિવાળો, કીર્તિમાન, સુશીલ તથા દયાળુ હોય છે.

**હસ્ત** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તે પ્રભુ ભજનમાં મગ્ન રહેનાર, શ્રધ્ધાળુ, કુશળ તથા નીતિમાં રહેનારો હોય છે.

**ચિત્રા** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તે વિચિત્ર બુદ્ધિવાળો, પ્રતાપી, ચતુર તથા ઉડાઉ બને છે.

**સ્વાતિ** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તેનું શરીર ઘાટીલું તથા કાન્તિવાળું હોય છે. એ શ્રીમન્ત તથા માન મરતબો મેળવનારો બને છે.

**વિશાખા** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તે માતૃપિતૃ ભકત, વિનયી તથા સંપત્તિશાળી બને છે.

**અનુરાધા** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તે કીર્તિ તથા કાન્તિવાળો અને બુધ્ધિશાળી બને છે.

**જયેષ્ઠા** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તે મહા પ્રતાપી, યશવાન તથા તેજસ્વી બુધ્ધિવાળો બને છે.

**મૂળ** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તે શ્રીમન્ત, સુખી, સત્કર્મ કરનારો તથા પ્રતાપી બને છે.

**પૂર્વાષાઢા** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તે વાક્ચાતુરીવાળો, સુશીલ, મધુરવચની, શ્રીમન્ત તથા ચંચળ પ્રકૃતિવાળો બને છે. તેનામાં બીજા પણ કેટલાક સારા ગુણો છૂપાયલા હોય છે.

**ઉત્તરાષાઢા** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તે સત્કર્મી, વિજયની પ્રાપ્તિ કરનારો, દાની, શૂરવીર અને સમજુ બુદ્ધિવાળો બને છે.

**અભિજિત** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તેનામાં સુંદર સ્વભાવ માલમ પડે છે. એ પ્રભુ ભજનમાં આસ્થા ધરાવે છે તથા ધાર્મિકવૃત્તિવાળા કામો કરે છે.

**શ્રવણ** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તેનામાં સ્વભાવ મેળ સારા પ્રમાણમાં હોય છે. એ ધનિક પણ બને છે.

**ધનિષ્ટા** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તેનામાં શીલ, નમ્રતા, દયા, વિનય આદિ સારા પ્રમાણમાં હોય છે. એ કીર્તિ મેળવનારો પણ બને છે.

**શતભિષા** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તે સાહસિક બુદ્ધિવાળો, સાચું બોલનારો, સુશીલ તથા ચાલાક બને છે.

**પૂર્વા ભાદ્રપદા** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તે વિજયી, શત્રુને દમનારો, ઇન્દ્રિયો પર કાબુ મેળવનારો તથા સંયમી બને છે.

**ઉત્તરા ભાદ્રપદા** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તે કુળવાન, આકર્ષક, સુકર્મી તથા કાન્તિવાળો હોય છે.

**રેવતી** — આ નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તેનામાં કેટલાક સદ્‌ગુણો ખાસ તરી આવે છે. એ સાચું બોલનારો,

વિનયી, સર્જનશીલ સ્વભાવવાળો તથા માન–આબરૂ મેળવનારો બને છે.

માણસની જન્મકુંડળી બનાવતી વખતે ઉપર દર્શાવેલા ઋતુ, માસ, તિથિ, વાર આદિનાં ગુણો પણ ખાસ જોવામાં આવે છે અને જેમાં જેનો જન્મ થયો હોય છે તેનામાં એ ગુણો પ્રવેશે છે. આ સિવાય યોગ, કરણ આદિ પણ આવે છે પરન્તુ ઉપર દર્શાવેલા કરતાં એનું મહત્વ વિશેષ ન હોવાથી તેનાં ગુણ–દોષ અહીં વર્ણવામાં આવ્યા નથી.



# મસ્તક વિજ્ઞાન



## વિભાગ બીજો

★ પ્રાણધારી પ્રાણીઓનાં પ્રાણો,
તેમજ સર્વ ઇન્દ્રિયોનાં સ્થાનો
જ્યાં આશ્રય કરી રહેલા છે
અને જે બધાં અંગોમાં સર્વથી
ઉત્તમ અંગ છે, તે શિર અથવા
મસ્તક જ છે. — ચરક ★

# મસ્તક અને મન



## મસ્તક વિજ્ઞાનનો શોધક કોણ?

મસ્તકવિજ્ઞાન—Phrenology એ માનવીના મસ્તક ઉપરથી તેનું ભવિષ્ય, તેનો સ્વભાવ, તેની શકિતઓ તથા તેનું ચારિત્ર્ય પારખવાની વિદ્યા છે. આ વિદ્યાનો મૂળ શોધક ડૉકટર ફ્રાન્સીસ જોસેફ ગૅાલ છે. એનો જન્મ સને ૧૭૫૮ ના માર્ચની ૯ મી તારીખે થયો હતો. મૂળ જાતનો તે ઓસ્ટ્રીયન હતો. નિશાળમાં ભણતાં ભણતાં આ શાસ્ત્રની રૂપરેખા તેણે શોધી અને જ્યારે તે પુખ્ત વયનો થયો ત્યારે શારીર વિજ્ઞાનની મદદ

લઇ મન સંબંધી અનેક શોધખોળો કરીને તેણે માનસશાસ્ત્રની પધ્ધતિમાં ક્રાન્તિ આણી.

આ શાસ્ત્રને જાહેર કરવા માટે ડૉ. ગૅાલેએ અનેક ખોપરીઓનો અભ્યાસ કર્યો હતો. સંખ્યાબંધ માણસોનાં મસ્તકો તેણે તપાસ્યાં હતાં. જુદા જુદા સ્વભાવ તથા ધંધાવાળા માનવીઓને તેણે અવલોકી તેમની ઉન્નતિનું સામુદ્રિક કારણ શું છે તે તપાસ્યું હતું અને આમ અનેક વર્ષોની મહેનત બાદ તે જે શીખ્યો તે તેણે પુસ્તકો દ્વારા જાહેર કર્યું. તેનાં આ પુસ્તકોએ અનેક દેશોમાં ખ્યાતિ મેળવી અને ટૂંક સમયમાં જ તે પ્રસિધ્ધ પણ બની ગયો.

## મસ્તકમાં છૂપાયલું ભવિષ્ય

મનુષ્યના મસ્તકમાં પણ તેનું ભવિષ્ય છૂપાયું છે. આ ભવિષ્ય જાણવા માટે મસ્તકના જુદા જુદા ભાગોનો, તેની રચના કેવા પ્રકારની છે તેનો તથા તેના આકાર આદિનો અભ્યાસ કરવો જરૂરી છે. એ અભ્યાસ બાદજ અભ્યાસી માથાં ઉપરથી માણસની શક્તિઓ, તેની કાર્યકુશળતા અને તેની સારી–નરસી ટેવો પારખી શકે છે. આ સંબંધમાં ડૅાકટર વીલીયમ વેર કે જેઓ ગ્લાસગો મેડીકલ જર્નલના તંત્રી હતા તેમનો અભિપ્રાય જાણવો ઠીક થઇ પડશે. તેઓ કહે છે કેઃ—"છેલ્લાં વીસ વર્ષ થયાં હું માણસનાં મસ્તક તરફ તથા તેનાં શરીર તરફ ખૂબ ધ્યાન આપતો આવ્યો છું. મને જીવતા મનુષ્યોના માથાના આકાર અને કદની સાથે તેમની બુદ્ધિ અને માનસિક ચારિત્ર્યની સરખામણી કરવાની ઘણી તક મળી છે. મરી ગયેલા માણસોનાં માથાનાં બીબાં તથા ખોપરીઓને હું હંમેશાં તપાસતો રહયો છું; અને તેઓ જીવતા હતા તે વખતે તેમણે કરેલાં કાર્યોની

અને તેમના ચારિત્ર્યની સરખામણી કરતાં મેં શોધી કાઢયું કે કે તેઓની બુધ્ધિની શક્તિઓ તથા સ્વાભાવિક વલણો અને માથાના કદ અને આકાર સાથે સંબંધ રહેલો માલમ પડયો છે. આ તપાસને અંગે હું જરાપણ ક્ષોભ વગર કહું છું કે મગજના કદ અને આકાર વડે મનુષ્યનાં સ્વાભાવિક લક્ષણો જ નહિ પરન્તુ તેનું આખું ચારિત્ર્ય દીવાની જેમ સ્પષ્ટ જોઇ શકાય છે."

## મસ્તકશાસ્ત્ર અને મનની શકિત

મસ્તક પરીક્ષામાં મન અગત્યનું સ્થાન પ્રાપ્ત કરે છે. માણસની ઇચ્છા અને વિચાર તેના મગજ ઉપર લખાયલા હોય છે. કારણ ઇચ્છા અને વિચારોની શરૂઆત મગજમાંથી જ થાય છે. તે બાદ શરીરના અવયવમાંથી તે પસાર થઇ વિરામ પામે છે. આથી જે જે મનમાં હોય તે તે મગજમાં હોય છે અને મગજમાંથી શરીરના અવયવોમાં ક્રમ મુજબ રહે છે. આવી રીતે એક માણસ પોતાના શરીરના બંધારણમાં પોતાનું જીવન આલેખે છે અને આ પ્રમાણે તેના શરીરનાં બંધારણમાંથી જ ભવિષ્યશાસ્ત્રીઓ તેનું ભવિષ્ય આદિ પારખી કાઢે છે.

## મગજ અને મન

મગજની મદદ સિવાય કોઇ જ્ઞાનની મનની ક્રિયા થઇ શકતી નથી. મગજ દરેક કામમાં મદદ કરે છે. મગજને લઇને જ માનવી ચિંતન કરે છે, ચમત્કારિક કાર્ય કરી શકે છે. મહાભારત કામો કે પછી હુન્નર–કલા કે ઉદ્યોગનાં કાર્યો પણ તેને જ આભારી છે. ખરી રીતે કહીએ તો મગજ એ વિચાર ચિકીર્ષા, પ્રત્યક્ષ અને ઉપલબ્ધિ એ માટેનું એક યંત્ર છે. એના દ્વારા જ આ વિષયનાં બધાં કામો થઇ શકે છે.

## મગજમાં વિકાર થાય તો?

મગજમાં વિકાર થાય તો મનોવૃત્તિનો પણ વિકાર થઈ જાય છે. મગજમાં વધારે લોહી ભેગું થઇ જાય તો મૂર્છાનો રોગ પણ થઇ આવે છે. શરીરનું કોઇ અવયવ પ્રફુલ્લિત થાય તો તરત જ તેની અસર બુદ્ધિમાં થાય છે અને માણસની અનુભવ શકિત સતેજ બની જાય છે. મગજમાં વિકાર થાય તો ગાંડપણનો રોગ પણ જન્મે છે. અફીણ તથા ઉત્તેજક પીણા શરીરમાં પ્રવેશે તો તેની મન ઉપર ઘણી ગાઢ અસર થાય છે. મગજની વૃત્તિમાં એ પરિવર્તન કરાવી દે છે અને તેના યંત્રોમાં જડતા આણી દે છે. આવી જ રીતે પ્રગાઢ વિચાર, શોકાવેશ, આશાભંગ અથવા બીજા કોઇ જાતના મનનો અવિશ્રાંત પરિશ્રમ ઉત્પન્ન થાય તો મગજ કોમળ બની જાય છે. આ સિવાય મગજમાં ઘા પડે તોપણ ઘણીવાર બેભાન બની જવાય છે.

## મગજ અથવા ભેજું કેવી રીતે કામ કરે છે?

માણસના માથામાં જે નરમ માંસ અને ચરબીનું નસ અને નળીઓનું નાનું સરખું ગુંછળું છે તેને મગજ તરીકે ઓળખવામાં આવે છે. એને જ ભેજું પણ કહે છે. આ મગજની શકિત ચમત્કારિ જ છે. મગજ ખૂબ જ નાનું છે. અને આટલું નાનું સરખું મગજ જ્યારે મહાભારત અને કલ્પનામાં ન આવે તેવાં કામો કરે છે ત્યારે ખરેખર આપણને એની શકિત ઉપર અચંબો ઉપજે છે. મનુષ્ય પૃથ્વી ઉપર, પૃથ્વીની બહાર જે કંઇ કરી શકયો છે તે તેનાં ભેજાનાં બળથી જ કરી શકયો છે.

આટલું નાનું પરન્તુ અગત્યનું અવયવ કેવી રીતે કામ કરે છે તે જાણવાને માટે અનેક પ્રયત્નો કરવામાં આવ્યા છે. અનેક વિદ્વાનોએ તેની શકિત ઉપર, તેની કાર્ય કરવાની રીત ઉપર તર્કો ચલાવ્યા છે પરન્તુ કોઇપણ વિદ્વાન હજુ સુધી ચોક્કસ અનુમાન ઉપર આવી શકયો નથી. માનવીની ઇચ્છાનું મથક ભેજું છે. એને દરેક હીલચાલનો સરદાર પણ કહી શકાય. હાથ પગની એક પણ હીલચાલ મગજના હુકમ વગર થતી નથી. માણસને લકવો થાય છે, એટલે હાથપગ ચાલતા બંધ થઇ જાય છે. તે વખતે મગજની સરદારી આપણે સમજી શકીએ છીએ. જ્યારે મગજ બગડી જાય છે ત્યારે હાથપગ ઉપરનો તેનો કબજો અને સરદારી બંધ પડે છે. એ જ મુજબ બધું ઇન્દ્રિય જ્ઞાન પણ મગજથી જ થાય છે. આંખ જુવે છે, કાન સાંભળે છે, નાક સૂંઘે છે, જીભ ચાખે છે અને ચામડી ચૈતન્ય પ્રસરાવે છે. આ બધી લાગણીની બેઠક મગજમાં જ છે. મગજ બગડી જાય, એની શકિતઓ નરમ પડે એટલે માણસ ગાંડો બની જાય અથવા તો તે તદ્દન નકામો બની જાય છે.

હવે મગજ કેમ કામ કરે છે તે તપાસીએ. મગજમાં પણ અનેક વિભાગો છે. આ વિભાગો ખાસ ખાસ શકિતઓ ધરાવે છે. ડહાપણ મગજનાં એક ભાગમાં, તો ખ્યાલ શકિત, તર્કશક્તિ તથા યાદશક્તિ તેના બીજા ભાગોમાં સમાયલી હોય છે. મગજની એક બીજી શક્તિ છે તેને આપણે સ્મરણશક્તિના નામથી ઓળખીએ છીએ. આ સ્મરણશક્તિ પણ ખૂબ જ ચમત્કારિક કામ કરે છે. એ અનેક બનાવો, વાતો, સેંકડો માણસોને, દૂર–દૂરનાં દ્રશ્યોને તથા લખાણો આદિને સલામત રીતે સાચવી રાખે છે, અને માનવીને જ્યારે જરૂર પડે છે ત્યારે તરતજ તે

જ્ઞાન તેનામાં પ્રકટાવી દે છે. આ જ્ઞાનનો–સ્મરણ શકિતનો જ્યારે લોપ થઇ જાય છે ત્યારે તેને વિસ્મૃતિ કહેવામાં આવે છે.

મગજમાંના જુદા જુદા જ્ઞાનતંતુઓ આખા શરીર ઉપર ફરી વળેલા હોય છે. આ જ્ઞાનતંતુઓને વીજળીના તારની જેમ મગજનાં મુખ્ય મથકમાંથી નીકળતા સંદેશાઓ પહોંચી જાય છે. એમાં એક ક્ષણનો પણ વિલંબ થતો નથી. મગજ જે વિચાર કરે છે તેનો અમલ તરતજ આંખના પલકારામાં શરીરના અવયવો પર થઈ જાય છે, આથી જ વિદ્વાનોએ મગજની શક્તિને વિજળીક શક્તિ તરીકે ઓળખી તેને વિદ્યુતવેગી કહ્યું છે.

## મસ્તકનાં કદ સાથે બુદ્ધિનો સંબંધ

મનુષ્યનો સર્વથી અમૂલ્ય ગુણ જ્ઞાન છે. આ જ્ઞાનનો આધાર મગજ ઉપર જ છે. જેવું મગજ તેવું જ્ઞાન. મોટાં મગજમાં વધારે જ્ઞાન અને નાના મગજમાં ઓછું જ્ઞાન હોય છે એમ કહીએ તો પણ ચાલે. પરન્તુ આ નિયમ સર્વમાન્ય અને અન્તિમ નથી. એમાં પણ તફાવત માલમ પડી આવે છે. મસ્તક મોટું હોવા છતાં પણ કોઇ વ્યકિતમાં વિશેષ બુદ્ધિ હોય છે એ વાત ન પણ માની શકાય. ઇંગ્લન્ડનાં સુપ્રસિધ્ધ રાજનીતિજ્ઞ મી. બોનાર લોકાનું મસ્તક બહુ જ નાનું હતું તો પણ તેની બુધ્ધિ બહુ તેજ અને પાણીદાર હતી.

નેપોલિયનનું મસ્તક ૫૬૪ મીલીમીટર અને ડાવરનું ૫૬૩ મીલીમીટર હતું છતાંપણ તેઓ જોહેન્સ મુલર અને રીચાર્ડ વેગ્નર કે જેઓ ૬૦૦થી પણ વધુ મીલીટરવાળું માથું ધરાવતા હતા તેમનાથી પણ વધુ તેજ અને બુદ્ધિશાળી હતા.

ઑસ્ટ્રીયાના આદિ નિવાસીઓનાં શિર નાના હોય છે અને એમની બુધ્ધિ પણ મંદ હોય છે. એસ્કિમો જાતિનાં લોકોનાં મસ્તક બહુ જ મોટાં હોય છે. જ્યારે બુધ્ધિબળમાં તેઓ અત્યન્ત મંદ માલમ પડ્યા છે.



**મહાન નેપોલિયન**

કે જેનું મસ્તક ૫૬૪ મીલીમીટર જ
હતું છતાં પણ તે મહા બુધ્ધિશાળી
અને ચકોર ભેજું ધરાવતો હતો.

સાધારણ રીતે જુવાન પુરુષોનાં મગજનું વજન ૪૯ ૧/૨ ઔંસ હોય છે. જ્યારે સ્ત્રીઓનાં મગજનું વજન ૪૪ ઔંસ હોય છે. મૂર્ખ અથવા જડ ભેજાંનું વજન ૨૮, ૨૫ ૧/૪, ૨૨ ૧/૨, ૧૯ ૨/૩, ૧૮ ૧/૪, ૧૫, ૧૩ અને ૮ ૧/૨ ઔંસ હોય છે. ફ્રાન્સનો મશહૂર વાર્તા લેખક આનાતોલ ફ્રાન્સના મગજનું વજન માત્ર ૨૮ ઔંસ જ હતું.

# મસ્તકનાં જુદા જુદા વિભાગોની રચના અને તેની શક્તિઓ



## મસ્તકને કેવી રીતે મપાય?

મનુષ્યનું મસ્તક તપાસવા માટે ખોપરીનું માપ લેવા માટેની પ્રથા છે. ખોપરીનાં માપ ઉપરથી તેનું મગજ કેટલું છે એ નક્કી કરી શકાય છે. અને આથી જ મસ્તકશાસ્ત્રીઓ પોતાની શરૂઆત માથાનો ઘેરાવો માપવાથી કરે છે. આ ક્રિયા માપવાની પટીથી કરવામાં આવે છે. પટી આંખની પાંપણો ઉપરથી શરૂ થઇ કપાળની પાછળના ભાગ સુધી લઇ જવામાં આવે છે. અને પછી જે માપ આવ્યું હોય તેના ઉપરથી તે માણસનું મગજ કેટલું છે. તેની શકિત કેટલી છે તે બતાવી આપવામાં આવે છે.

## માથું કેટલું મોટું હોવું જોઇએ?

સાધારણ રીતે માનવીનું મસ્તક ૨૨ા ઇંચ ગોળાકારનું હોય છે. જો તમારૂં મસ્તક એથી વધુ મોટું હોય તો જાણી લેજો

કે તમારૂં મગજ પણ સરેરાશ કરતાં મોટું છે. તમારૂં માથું ૨૨॥ ઈંચ કરતાં ઓછું હોય તો તમારૂં મગજ બીજાઓનાં કરતાં નાનું જાણવું. સ્ત્રીઓનાં માથાનો ઘેરાવો ૨૧॥ ઈંચ હોય છે.

થોડાંક વર્ષ પહેલાં બે અંગ્રેજ વૈજ્ઞાનિકોએ સ્વીડીશ, બાવેરીયન, હેસીયન, બોહેમીયન અને અંગ્રેજ પ્રજાજનો મળીને ૨૦૦૦ પુરુષો અને ૧૦૩૪ સ્ત્રીઓ તેમજ બાળકોનાં મસ્તકની તપાસ કરી હતી. આ તપાસને અન્તે તેમણે શોધી કાઢ્યું હતું કે અંગ્રેજોનાં મગજ બીજી પ્રજાઓનાં કરતાં નાના હતાં, જ્યારે બોહેમીયનોનાં મસ્તક વધુ મોટાં માલમ પડયા હતાં.

## અંગ્રેજોની ટોપીનું માપ કેટલું હોય છે?

અંગ્રેજો અને અમેરિકનો પોતાના શિરનું માપ વારંવાર લેવડાવે છે. તેમને એ લગભગ મોઢે જ હોય છે. માત્ર મસ્તકનું જ નહિ પણ છાતી, પગ, હાથ, મુઠી વગેરે શરીરના દરેક અવયવોનું માપ તેઓ જાણતાં હોય છે. એક સાધારણ અંગ્રેજના શિરનું માપ સરેરાશ ૭ ઈંચથી ૯ ઈંચ સુધીનું હોય છે. આ માપ ટોપી સાથેનું છે. ત્યાંના મસ્તકશાસ્ત્રીઓ આ માપને સારૂં ગણે છે. તેઓ માને છે કે અનેક પ્રસિદ્ધ રાજનીતિજ્ઞોના મસ્તકનું માપ આ માપની અંદર જ આવે છે. ઈંગ્લન્ડનાં વડા પ્રધાન મી૦ ચર્ચીલની ટોપીનું માપ ૭॥ ઈંચ છે. લૉઈડ જ્યોર્જની ટોપીનું માપ ૭ા ઇંચ છે અને મરહૂમ મેકડૉનાલ્ડની ટોપીનું માપ ૭॥ ઇંચ હતું.

ઇંગ્લન્ડનાં ટોપીના બજારમાં સૌથી મોટા માપની ટોપી ખરીદવાનો રેકર્ડ જર્મન રાજદૂત પ્રિન્સ લિચનોસ્ટીએ કર્યો હતો.

આ વાત ગયા મહાયુદ્ધ વખતની છે. એની ટોપીનું માપ ૮ા ઇંચ હતું. એનું મસ્તક આટલું મોટું હોવા છતાં પણ તેની બુધ્ધિમાં કંઇપણ ઝમક જોવામાં આવી નહોતી. ઉલટું જર્મનો એની મંદબુદ્ધિ અને શિથિલ કાર્યશકિત માટે ફરિયાદ કર્યા કરતા હતા.

## મસ્તકની કુમાશ

આમ છતાંય મગજ કેટલીક વખતે ઘણું નાનું પણ હોય છે અને તે સારામાં સારૂં કામ આપે છે. આટલા માટે જ મસ્તકશાસ્ત્રીઓ વાળ અને ચામડીની કુમાશ તપાસે છે. કુમાશને અંગ્રેજીમાં Organic Quality કહે છે. શારીરિક કુમાશ ઉપર કાર્ય કરવાની શકિતનો આધાર રહેલો છે. નબળા સ્નાયુઓ વડે બળની આશા રાખવી અથવા તો મંદ મગજમાં ઉત્તમ માનસ કાર્યોની આશા રાખવી ફોકટ છે. વાળના પ્રકાર ઉપરથી, ચામડીની જાત ઉપરથી પણ માણસને માટે ઘણું કહી શકાય છે.

તમારા વાળ અને ચામડી કુમાશદાર છે ખરાં? જો હોય તો તમારૂં મગજ સારા પ્રકારનું કહી શકાય; પરન્તુ તે ખરબચડાં હોય તો જાણવું કે તમે મંદબુધ્ધિના અને તેજહિન છો.

આ તો કદ અને પ્રકારની વાતો થઇ. હવે એ શોધી કાઢવું જોઇએ કે તમારામાં કઇ શક્તિઓ અને કઇ ખામીઓ છે.

## મસ્તકમાં વહેંચાયલા વિભાગો

આ શોધી કાઢવા માટે મસ્તકશાસ્ત્રીઓ માથાને પાંચ મુખ્ય વિભાગોમાં વહેંચી નાંખે છે. આ વિભાગો નીચે મુજબ છે:—




મસ્તકના મુખ્ય પાંચ વિભાગો

૧ — બુદ્ધિ  ૩ — સ્વાર્થવૃત્તિ

૨ — નૈતિક મનોભાવ  ૪ — લાલસા

૫ — વ્યવહારિક ભાવ

આ પાંચ વિભાગને પુનઃ ૪૨ નાના વિભાગોમાં વહેંચી નાખવામાં આવે છે. (જુઓ ચિત્ર : પાનું ૧૭૬ ઉપર)

આ વિભાગો અલગ અલગ પ્રદેશ બતાવે છે. આ પ્રદેશ ખાસ ગુણોવાળા હોય છે. અને તેની રચના દ્વારા એ ગુણો પારખી શકાય છે.



મસ્તકના ૪૨ વિભાગો.

આ પાના ઉપર જુદા જુદા વિભાગની ઓળખ બતાવતું જે ચિત્ર રજુ થયું છે તે ધ્યાનથી અવલોકતાં જણાશે કે




**મસ્તકના ૪૨ વિભાગોમાં છૂપાયલી**

**ભિન્ન ભિન્ન શક્તિઓ.**

માથાની આગળના ભાગમાં બુધ્ધિ વિષયક શક્તિઓ કેન્દ્રિત

થયેલી છે. કાનની નજીકના ભાગમાં સ્વાર્થી શક્તિઓ આવેલી છે. નૈતિક મનોભાવ મસ્તકના તાળ તરફ પથરાયલો છે અને તેની સહેજ પાછળ લોભી ઇચ્છાઓવાળો વિભાગ આવેલો છે. જ્યારે વ્યવહારિક લાગણીઓ માથાની પાછળના ભાગમાં આવેલી છે. આમ માણસની બધી શક્તિઓ જુદા જુદા વિભાગોમાં વહેંચાયલી છે.

આ વિભાગોની પહોળાઇ અને ઢેકાના ક્ષેત્ર ઉપરથી આપણે જુદી જુદી શક્તિઓનું માપ કાઢીયે.

દાખલા તરીકે–ક્રિયાત્મક શક્તિવાળો પ્રદેશ પહોળો અને મુખ્ય હોય તો તમારી શક્તિઓ રચનાત્મક અને શોધકવૃત્તિની હોવી જોઇએ. જો તે પ્રદેશ નાનો હોય તો તમે આ જીવનમાં સારૂં જીવી શકશો નહિ.

## એક વિભાગનો બીજા વિભાગો સાથે સંબંધ

પરન્તુ આથી એમ ન સમજવું કે માણસનો સ્વભાવ માત્ર એક જ વિભાગના પર આધાર રાખે છે. ઘણાં દાખલાઓ એવા પણ છે કે એક વિભાગની શકિતઓ બીજા વિભાગથી તદ્દન વિરોધાભાસ બતાવે છે અને આવી બાબતોમાં ચોકકસ અભિપ્રાય આપી શકતો નથી. કેટલીક વખતે તો માણસની એક શકિત વધુ પ્રબળ બનતાં બીજી શકિતના ગુણને દાબી દે છે અને વિરોધી પરિણામ લાવે છે. એટલે જ્યાં સુધી બધા વિભાગોની ચર્ચા ન થાય ત્યાં સુધી એક વિભાગ ઉપરથી નિશ્ચય બાંધવો એ યોગ્ય નથી.

એક ઉદાહરણ લઇએ. માણસની બુધ્ધિ વિષયક શકિતઓ વધુ તેજ હોય અને તે વિભાગ બરાબર વિકસેલો હોય તો

સ્વાભાવિક છે કે એ માણસ બુદ્ધિવાન બને. પરન્તુ જો આ જ વિભાગ વ્યહવારિક લાગણીવાળા ભાગની સાથે જતો હોય તો એ માણસ ઊંડા વિચારવાળો, એકાન્તપ્રિય અને સામાજિક જીવનથી પર રહેનારો બને છે.

બુધ્ધિ વિષયક શકિતઓ ઉપરાન્ત તેની ઇચ્છાશકિત અને રચનાત્મક શકિતઓવાળો ભાગ જો સરખું પરિણામ દાખવતો હોય, તો માણસ પોતાના માર્ગમાં કોઇને આડો આવવા દેતો નથી, અને સ્વતંત્ર બુધ્ધિથી પોતાનું કામ કર્યે જાય છે. પણ જો આ બે વિભાગો ખોડ ધરાવતા હોય, તો સમજવું કે એ માણસ તેજદાર અને નવીન વિચારશૈલીનો હોવા છતાં પણ તેના અમલ માટે તે નિષ્ફળ બને છે.

## ઊંચુ અને મોટું કપાળ શું બતાવે છે?



**શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ**

**જેમનું વિશાળ કપાળ તીવ્ર યાદદાસ્ત શકિત તથા કુનેહબુધ્ધિ બતાવે છે.**

તમારા મસ્તકનું તમે પૃથક્કરણ કરવા માંગતા હો તો એક દર્પણ સામે ઊભા રહો, અને તમારા માથાનું બારીક અવલોકન કરો. શું તમારૂં કપાળ તમને મોટું અને ઊંચુ દેખાય છે ખરૂં? જો ખરેખર જ તમારૂં કપાળ તેવું હોય તો તે સારા ભાગ્યની નિશાની સમજવી. મોટા કપાળવાળો માણસ મહેનતુ, પ્રમાણિક અને સુખી નીવડે છે. લાંબા સમયની વાતો પણ તેના મગજમાંથી ખસતી નથી. આવા માણસો સ્વાભાવિક રીતે જ ધંધામાં વધુ ફત્તેહમંદ નીવડે છે.



**શ્રી. મોન્ટેગ્યુ**

કુનેહબુધ્ધિનો બીજો સૂચક પૂરાવો.

## અવલોકન શકિત કયાં છે?

નાકની ઉપરના ભાગમાં એટલે કે આંખનાં બે ભવાંની વચ્ચે જે નાની જગ્યા રહેલી છે, એ અવલોકન–શકિતનું સૂચક

ચિન્હ છે. કેટલાક માણસોનાં મુખ ઉપર આ જગ્યા એક નાની ટેકરી જેવા રૂપમાં હોય છે. જો આવો કોઈ માણસ તમારા જોવામાં આવે તો તમે જાણી લેજો કે એ બારીક અવલોકનવાળો



**મહાત્મા ગાંધીજી**

જેમનું વિશાળ કપાળ તથા ટેકરાવાળો મસ્તક પ્રદેશ કે જે ચિંતક શક્તિ અને અવલોકન શક્તિ બતાવે છે.

અને ટૂંકમાં જ બધું જોઈ જવાની શક્તિવાળો હોવો જોઈએ. જો એ જગ્યા નાની અને નહિ જેવી હોય તો એ ભૂલકણા સ્વભાવવાળો અને મંદબુધ્ધિનો બને છે.

કપાળની ઉપરના ભાગમાં ચિન્તન શક્તિ રહેલી છે. આ શક્તિ સાચી–ખોટી વસ્તુને તરતજ પારખી શકે છે. કરવાનાં કામો પણ એ દીર્ઘ–દ્રષ્ટિથી વિચારીને જ કરે છે.

## સ્વતંત્ર વિચારોની શકિત

જો તમારું માથું આ ભાગ તરફ આગળ આવતું હોય તો તમે ચિંતક હોવા જોઇએ. કંઇપણ કામ લીધાં પછી તમે તેને પૂરી રીતે જાણી–સમજી લો છો. જ્યાં સુધી એ તમારી



**કાકાસાહેબ કાલેલકર**

જેમનામાં સ્વતંત્ર વિચારો તથા ગૂઢ
અવલોકન શકિત ભારોભાર ભરેલી છે.

સમજમાં ન ઉતરે ત્યાં સુધી તમે તેને હાથમાં જ લેતા નથી. ધંધાનો કે પછી બીજા વિષયનો ગમે તે પ્રશ્ન હોય તો પણ તેના પર પૂરો વિચાર ચલાવવાની તમને ટેવ પડી ગયેલી હોય છે. પરિણામ એ આવે છે કે જે વિચારો તમે ધરાવો છો એ તમારા પોતાના જ હોય છે. નહિ કે બીજાંઓના. કોઇના

ઉછીના વિચાર લેવાની તમને ટેવ પડી નથી. વ્યાપારની અંદર, સાહિત્યિક વિષયમાં અને કારીગરીના કામમાં તમે સારી રીતે ફાવો એમ છો.

જો તમારૂં માથું ચિન્તનશકિત, સ્હમજશકિત અને નૈતિક-શકિતવાળા ભાગ તરફ વધતું હોય તો તમે ધંધાદારી બનો છો. ખાસ કરીને વકીલ કે ડૉકટરના ધંધામાં તમે સારી રીતે ફાવી શકો એમ છો. આ ઉપરાન્ત જો ભાષાવાળો (આંખ નીચેનો ભાગ) બરાબર સ્પષ્ટ રીતે જણાતો હોય તો તે એક સારા વકતાની, રાજદ્વારીની કે પછી મોટા પાર્લામેન્ટરીયનની સચોટ આગાહી કરાવે છે.

## સફળ ધંધાદારી બનાવનારી શકિતઓ

આ બે પ્રદેશોની સાથે ક્રિયાત્મક વિભાગ, કે જે કપાળની બાજુના ભાગ પર આવેલો છે તેનો જો સંયોગ થતો હોય તો તે કાર્યની વ્યવસ્થાશક્તિ અને યુક્તિરચનાની કુશળતા સૂચવે છે. જો મક્કમતા, દ્રઢ ઇચ્છાશક્તિ અને સામર્થ્ય બરાબર રીતે વ્યાપક બને તો વ્યાપારમાં તમે જરૂર ફત્તેહમંદ થાવ છો. કારણ તમે એવા પ્રકારના માણસ છો, કે સામાને શું જોઇએ છે—તેની શી ઇચ્છા છે, એ તરતજ સમજી શકો છો. વ્યાપાર–ધંધામાં ગ્રાહકનું મન જાણવાની કુનેહ અજબ ગણાય છે અને જો તમારા મસ્તકનો આ વિભાગ બરાબર રીતે વિકસેલો હોય તો તમે ધંધામાં સારી રીતે ફાવી શકો એમાં આશ્ચર્ય નથી.

બુદ્ધિવિષયક શક્તિઓવાળો ભાગ તપાસ્યા પછી હવે આપણે માથાની ઉપરનો ભાગ, કે જે નૈતિક મનોભાવનાના ભાગથી ઓળખાય છે તેની તપાસ કરીએ. (જુઓ ૧૭૫ માં પાના ઉપરની પાંચ

વિભાગોવાળી આકૃતિ ) આમ એક પછી એક વિભાગો તપાસ્યા પછી જ આપણે કોઇપણ નિર્ણય ઉપર આવવું યોગ્ય છે. એક વિભાગની રચના ઉપરથી જ નિર્ણય બાંધવો એ અજુગતું છે. કારણ એ વિભાગની શક્તિઓ જો બીજા વિભાગની શક્તિઓ સાથે મેળ ન ખાતી હોય તો પરિણામ ઉલટું જ આણે છે.

## હદ બહારની પરોપકારી વૃત્તિઓ કેવી રીતે પારખી શકાય ?

દાખલો લઇએ. તમારામાં સમજશક્તિવાળા ભાગનો અભાવ હોય અને થોડી લાલસા હોય અને તેની સાથે જો મજબુત



**દેશબંધુ દાસ**

જેમની પરોપકારી વૃત્તિઓ સુપ્રસિધ્ધ છે.

પરોપકારવૃત્તિનો સંયોગ થયેલો હોય તો તમારા પૈસા તમે એટલી હદ સુધી બીજાંઓને પરોપકારીવૃત્તિથી આપવામાં વેડફી

નાંખો છો કે અન્તે તમે લેનારના કરતાં પણ ગરીબ બની જાવ છો. પૈસા આપતી વખતે પરોપકારવૃત્તિ તમારા મનમાં દઢ રીતે વસી જાય છે અને તે એટલી હદ સુધી કે તે તમારી સ્થિતિનો પણ વિચાર કરવા દેતી નથી. એનું પરિણામ શું આવે છે તે તમે સારી રીતે સમજી શકો એમ છો.

આજ રીતે વધુ પડતી આશા કે જેને દલીલ, ચિન્તન અને સામર્થ્યનો ટેકો નથી હોતો, તે તમને કઇ ઘડીયે અંધારામાં ફેંકી દેશે તેનો તમને ખ્યાલ પણ નથી આવતો. વધુ પડતી આશા રાખવાથી તમે બીજા પ્રયત્નો ન કરતાં એની ઉપર જ મદાર રાખો છો. પરિણામ એ આવે છે કે, તમારી આશા પોકળ બને છે અને તમને નિરાશા પ્રાપ્ત થાય છે. જો તમારી એજ આશા ઉપર વર્ણવેલી શકિતઓ ઉપર આધાર રાખતી હોય તો તમને નિરાશા મળવા છતાં પણ તમે ખંતથી કામ કરી એ આશાને મૂર્ત સ્વરૂપ આપી શકો એમ છો.

અને આટલા માટે જ આપણાથી એક વિભાગની શકિતઓ ઉપર પૂરો મદાર બાંધી શકાય નહિ.

## સ્વાર્થી ઇચ્છાઓવાળો વિભાગ

નૈતિક મનોભાવનાવાળો વિભાગ અવલોકયા પછી આપણે એવી જ રીતે સ્વાર્થી ઇચ્છાવાળો ભાગ તપાસીયે અને તે બાદ ઉપર દર્શાવી ગયા તે શકિતઓને તે કેવી રીતે ફેરવે છે કે વધારે છે તે અવલોકીયે.

સ્વાર્થી મનોવૃત્તિવાળા વિભાગમાં આવેલા લાલસાના ભાગ તરફ પૂરૂ ધ્યાન આપો. આ શકિત ધારે તો તમને ડાહ્યા માનવી પણ બનાવી શકે અને ધારે તો કંજુસ

પણ બનાવી શકે. જો ક્રિયાત્મક અને વિનાશક (કાનની ઉપરના) ભાગો સારા હોય તો તમારામાં ક્રિયાત્મક અને વ્યવસ્થાત્મક શકિતઓ સારી હોવી જોઈએ અને એને લઇને તમે તમારી લાલસાવૃત્તિ તૃપ્ત કરવા માટે જે કંઇ તરકીબો અમલમાં મૂકવા માગતા હો, તે વિચારીને મૂકી શકો એમ છો.

આજ ક્ષેત્રમાં વિનાશક શકિતની ઉપર ગુપ્ત શકિત અને કુનેહ શકિત રહેલી છે. જો આ પ્રદેશ બરાબર વિકસેલો હોય અને દીર્ઘસ્થાન સાથે દલીલ શકિત સંલગ્ન થયેલી હોય તો જાણવું કે માણસ કુશળ રાજદ્વારી બને છે.

લોભી ઇચ્છાવાળા પ્રદેશની આપણે મુલાકાત લઇએ. આ પ્રદેશ જોતાં તમારામાં કેટલી લોભવૃત્તિ છે તેનું તેમજ કેટલી લડાયકવૃત્તિ તમારામાં છે તેનું માપ નીકળી આવે છે.

ભકિતભાવવાળા પ્રદેશની પાછળ જ તમે દ્રઢતાવાળો ભાગ જોઇ શકશો. આ શકિત તમારામાં દ્રઢ મનોબળ પૂરે છે. જ્યારે આ વિભાગ મોટો હોય ત્યારે આ શકિત હઠવાળી બને છે અને તે એટલે સુધી કે એ ધરાવનાર બીજા કોઇને પણ પોતાનું ફરમાન નાકબૂલવા દેતો નથી.

દલીલ શકિતવાળો પ્રદેશ જો દ્રઢતાવાળા ભાગની સાથે જોડાયલો માલમ પડે તો તે ઘણું સારૂં પરિણામ લાવે છે.

માથાની પાછળના ભાગવાળો વ્યવહારિક પ્રદેશનો ભાગ તમારો બાલકપ્રેમ, સામાજિક કાર્યશકિત, લગ્નઇચ્છા તેમજ બીજી એવી પરચુરણ બાબતોને પ્રકાશમાં લાવે છે.

જો પરોપકાર વૃત્તિવાળો ભાગ નૈતિક ભાગની સાથે બાલકપ્રેમ (વ્યવહારિક પ્રદેશ) અને સાવધાનતા (સ્વાર્થવૃત્તિ-

વાળો પ્રદેશ) સૂચવતો હોય તો તમારો બાલકપ્રેમ મજબુત બને છે.

ઉપરના આ બધા મુદ્દાઓ બરાબર ધ્યાનમાં રાખવા જરૂરી છે. એ પછી જ સંભાળપૂર્વક તમારે જોવાનું છે કે એક ભાગ બીજા ભાગ કરતાં કેટલો વધુ તેજદાર કે ઓછા પ્રભાવવાળો હોય છે; અને તે પછી જ નિર્ણય આપવો.

## કેવી સ્ત્રી સાથે લગ્ન ન કરવાં

મસ્તકશાસ્ત્ર લગ્ન જીવનને સુખી બનાવવા માટે પણ ઉપયોગી થઇ પડે છે.

જે સ્ત્રીના મસ્તકનો વ્યવહારિક પ્રદેશવાળો ભાગ ન્યૂન હોય અને જેની સ્વાર્થી શકિતઓવાળો ભાગ બહાર નીકળી ગયો હોય એવી સ્ત્રી સાથે કોઇએ પણ લગ્ન ન કરવાં. આવી સ્ત્રી સાથે લગ્ન કરવાથી સંસારજીવન નિષ્ફળ નીવડે છે.



# મસ્તકનાં વિવિધ લક્ષણો



## બુદ્ધિશાળી માનવીનું મસ્તક

હવે. સામુદ્રિકશાસ્ત્રની દ્રષ્ટિએ મસ્તકનાં લક્ષણો ઉકેલીયે.

બુદ્ધિશાળી અને ઉત્તરાવસ્થામાં જગતભરમાં પ્રસિધ્ધ થનારા પુરુષોના મસ્તકમાં ૨૭–૨૮ કે ૨૯ મા વર્ષની શરૂઆતમાં સફેદ વાળ નીકળવાની શરૂઆત થઇ જાય છે. આવા પુરુષોને ભવિષ્યમાં પોતાના કાર્યક્ષેત્રમાં ઉત્તમ કીર્તિ સાંપડે છે. તેઓ અઢળક લક્ષ્મીના સ્વામી પણ બને છે. બહુ મોટી વયે તેમના મસ્તકની ખોપરીનો ઘેરાવો સાવ નાનો બની જાય છે.



**મહર્ષિ ટાગોર**

જેમનું ઊંચું મસ્તક કવિત્વ શકિત તથા કલ્પના શકિતસૂચક હતું.

માથું ઊંચું અને સાંકડું હોય તથા પાછળ કરતાં આગળનો ભાગ ઘણો વધારે હોય ત્યારે તે વ્યકિતમાં માનસ જીવન તથા કવિત્વશકિત તથા કલ્પનાશકિત સારા પ્રમાણમાં હોય છે.

## સ્ત્રીઓનું માથું કેવું હોવું જોઇએ?

સ્ત્રીઓનું મસ્તક ઉન્નત હોય તો તેના સૌન્દર્યમાં અપ્રતિમ વધારો થાય છે વળી મસ્તક ત્રણ આંગળ ઊંચું તથા કપાળ પ્રદેશ અર્ધ ચન્દ્રાકાર જેવો હોવો જોઇએ. આવું મસ્તક ધરાવનારી સ્ત્રીનું સૌભાગ્ય, આરોગ્ય તથા શોભા વધે છે અને તે દરેકને પ્રિય થઇ પડે છે.

## ચોર, ખૂનીઓનાં મસ્તક કેવાં હોય છે?

ચોરી કરનાનાઓની તથા ચોર સ્વભાવવાળાઓની ખોપરી પર્વતાકારની ઊંચી તથા તેના મધ્ય વિભાગને છેદતી ચંદ્રાકારની ફાડવાળી હોય છે. જો કે તેનામાં બુદ્ધિનું ક્ષેત્ર વિશાળ હોય છે, કિન્તુ તેના મસ્તકમાં રહેલાં નીતિ મર્યાદાને લગતાં તંતુઓ બળવાન નહિ હોવાને અભાવે તેનામાં અનીતિમય ભાવનાઓ પ્રવેશે છે. ચોરના ચક્ષુઓમાં ખોટી ચપળતાનું પ્રમાણ વધારે હોય છે. ચોર બળવાન હોતો જ નથી. જાડા માણસથી ચોરી થવી અશકય છે. ઠીંગણા માણસો અથવા બહુ જ ઊંચા અને પાતળા માણસોના માથામાં છળકપટથી પારકી વસ્તુઓનું હરણ કરવાનાં તત્વો છૂપાયલાં હોય છે. ખૂની, ચોર અને ડાકુઓમાં મનુષ્યત્વને લગતી સ્પષ્ટ ઉણપ હોય છે. તેમના મુખનો રંગ શ્યામ, પાતળું નાક, કાળા રંગની આંખોની કીકીઓ, અને માથાપરના કાળા વાળ તથા બુધ્ધિનાં ઘણા તત્વોમાં ઉણપ જોવામાં આવે છે. જેના કપાળના બન્ને બાજુના છેડા પર શીંગડા જેવા પર્વત હોય, તેવા માણસો ભાન ભૂલી જનારા, ખૂની તેમજ થોડો સમય સુધી ટકી રહે તેવી જાતની વફાદારીનું કામ કરનારા હોય છે.

## દેશ–વિદેશમાં મસ્તક પરીક્ષા

પ્રાચીન સંસ્કૃત ગ્રન્થોમાં પણ મસ્તકના લક્ષણો માટેનો ઉલ્લેખ મળી આવે છે. એમાં લખ્યું છે કે–જે મનુષ્યનું મસ્તક ગોળ હોય તે ગાયોનો પાળનાર થાય છે. છત્રીના આકારનું માથું હોય તો તે રાજા બને. ચપટું માથું હોય તો તે માબાપને મારનાર થાય છે. માથું પાઘડી કે ટોપીના જેવું હોય તો તે દીર્ઘાયુષી બને છે. ઘડાનાં જેવું મસ્તક હોય તો તે મુસાફરી કરનાર અને પ્રવાસી બને છે. બે માથાવાળો હોય તો તે દુષ્ટ અને પાપી થાય છે. જે માણસના માથાનો ભાગ ઊંડો હોય તે માણસ ઉત્તમ સ્વભાવ ધરાવનારો થાય છે. પરન્તુ જો માથું અતિ ઊંડુ હોય તો તેથી વિપરીત સ્વભાવવાળો તે બને છે.

## મસ્તક માટે ન્યુઝીલેંડવાસીઓનો મત

ન્યુઝીલેન્ડના મસ્તક પરીક્ષકો માને છે કે સ્ત્રીનું માથું જેમ બને તેમ નાનું હોય તો વધુ સારૂં. નાનું મસ્તક ભાગ્યશાળી બનાવે છે અને તે સંતાન તેમજ ધનવૈભવ અપાવે છે. જ્યારે મોટાં મસ્તકવાળી સ્ત્રી વાંઝણી અને નિર્ધન રહેવા પામે છે.

તેમના મત અનુસાર મનુષ્યોનું મસ્તક નહિ બહુ મોટું કે નહિ બહુ નાનુ હોવું જરૂરનું છે. સપ્રમાણ મસ્તકવાળો માનવી સ્ત્રીનો પ્રેમ જીતવામાં સફળ નીવડે છે અને તે સારા પૈસા તેમજ માન–આબરૂ પણ અપાવે છે. અતિ મોટાં મસ્તકવાળો માનવી સ્વભાવે જડ અને કંગાળ નીવડે છે. તેનામાં બુધ્ધિનું પ્રમાણ નહિ જેવું જ અને જડતા વધુ પ્રમાણમાં હોય છે.

જ્યારે એકદમ સાંકડા મસ્તકવાળો માનવી બુધ્ધિમાં નરમ અને સારૂં નરસું સમજવામાં તદ્દન બુડથલ હોય છે.

## મસ્તક માટેની રોમનોની માન્યતા

પ્રાચીન રોમનો વિશાળ મસ્તકવાળા માનવીને ભાગ્યશાળી માનતા હતા. તેમના મત મુજબ ગોળ મસ્તક વધું પ્રતાપી અને તેજસ્વી મનાતું હતું. રોમનોની માન્યતા હતી કે જેનું મસ્તક સમપ્રમાણમાં અને જરા અગ્ર ભાગથી ખીલેલું હોય–તેમજ તે ટોચ પર જતાં સહેજ ઊંચુ હોય, તેવા મસ્તકવાળો માનવી મહાપ્રતાપી અને લોકો પર શાસન કરનારો નિવડે છે.

## ગ્રીસવાસીઓની માન્યતા

ગ્રીસ દેશના રહેવાસીઓ શરીરનાં બીજા ભાગો કરતાં મસ્તકને વધુ અગત્ય આપે છે. તેમના મત મુજબ મસ્તક આગળથી વધેલું હોય અને પાછળથી તે સાંકડું થઇ જતું હોય તો તેવું મસ્તક ધરાવનારો માનવી સ્વભાવે કડક પરન્તુ સત્તાધીશ બને અને લોકો પર તે પોતાનું વર્ચસ્વ જમાવે છે. મસ્તક બહુ જ મોટું હોય તો તે આળસુ સ્વભાવ બતાવે છે. માથું બે બાજુથી અણીયાળું થઇ જતું હોય તો તેવું મસ્તક ધરાવનાર માનવી બેઇમાન અને લુચ્ચો નીવડે છે પરન્તુ જો મસ્તકના બે છેડા બરાબર જ સરખા પ્રમાણમાં થઇ જતા હોય તો તેવું મસ્તક ધરાવનારો ભાગ્યશાળી થાય છે.



# માથાનાં વાળ ઉપરથી ભવિષ્ય



હાથની રેખાઓ, મસ્તકનો દેખાવ અને કુંડળીના ગ્રહો ઉપરથી જેવી રીતે ભવિષ્યવાણી કહી શકાય છે તેવીજ રીતે મનુષ્યનાં વાળ ઉપરથી પણ ભવિષ્ય ભાખી શકાય છે. અહીં આ સ્થળે એની ચર્ચા કરવામાં આવી છે.

## વિવિધ પ્રકારનાં વાળ

મસ્તકનાં વાળ એક સરખાં હોતાં નથી. કોઇના વાળ શ્વેત, કોઇના ઝાંખા ભૂરા, કોઇના કાળા, કોઇના રૂપેરી કે તખખીરીયા માલમ પડે છે. આવી જ રીતે વાળની જાતમાં પણ તફાવત હોય છે. કોઇના વાળ બરછટ તો કોઇના નરમ, તો કોઇના સુંવાળા હોય છે. આમ વિધવિધ ફેરફારનું કારણ શું? ફ્રાન્સના પ્રસિધ્ધ વૈજ્ઞાનિક લાવેટરના મત મુજબ આ બધા ફેરફાર મનુષ્યની પ્રકૃતિ—તેના સ્વભાવ અને તેની રહેણીકરણીને લઇને જ થાય છે. એ કહે છે કે—નરમ વાળવાળો માનવી સ્વભાવે નરમ જ અને



અજંટાના સમયની રમણીનું ચિત્ર. જેણે પોતાના મસ્તકનાં વાળને સુંદર રીતે અંબોડામાં ગૂંથ્યા છે.

છે; જ્યારે જાડા વાળવાળો મનુષ્ય જાડી અને સંકુચિત વૃત્તિવાળો બને છે.

## વાળનાં લક્ષણો

કાળા, લીસા વાળ અને તે ગુંચળા કે જાડાઇ વગરના સીધા હોય તો તે ધરાવનારો મનુષ્ય હોશિયાર, મહત્વાકાંક્ષી અને ધારેલા કામમાં ફતેહમંદ નીવડનારો બને છે. આવા વાળવાળા માનવીઓ આર્થિક દ્રષ્ટિએ થતાં કામો સહેલાઇથી પાર ઊતારી શકે છે અને ધાર્યો લાભ મેળવે છે.

પ્રેમમાં આવા મનુષ્યો વફાદાર નીવડે છે અને જ્યારે તેઓ કોઇની સાથે પ્રેમસંબંધથી જોડાય છે, ત્યારે તેઓ તેને હૃદયપૂર્વક ચાહે છે. સ્ત્રીઓ પ્રત્યે આવા વાળવાળાઓ અજબ આકર્ષણ ઉત્પન્ન કરે છે, એમાં જરાય શંકા નથી.



અજંટાના સમયની રમણીનું ર જું ચિત્ર. એનો કેશકલાપ નીચો છે. જે લજ્જાશીલતા, અને રૂપમાધુરીનું સૂચન કરાવે છે.

આવા વાળ ધરાવનારાઓમાં સાહિત્યિક બુદ્ધિ અને ફળદ્રુપ કલ્પના શકિત હોય છે. કોઇ યુવતીના વાળ આવા જ રંગના અને આવા જ પ્રકારના હોય તો તે જોઇતી કીર્તિ પોતાના

પ્રયત્નથી જ મેળવી શકશે; પરન્તુ આમ કરતાં તેને બીજી કોઇ સ્ત્રી તરફથી વારંવાર વિરોધ અનુભવવો પડશે.

## ખરબચડા અને કરચલીવાળા વાળ

કાળા પણ સાધારણ ખરબચડા અને કરચલીવાળા વાળ જે મનુષ્ય ધરાવતો હશે તે બહાદુર અને હિંમતવાન સ્વભાવવાળો બને છે. સ્વભાવે એ જેટલો બહાદુર હશે તેટલો જ તે માનવજાત માટે નરમ અને લાગણી-વશ પણ હશે. ખાસ કરીને સ્ત્રીઓ માટે તે વધુ સન્માન દાખવનારો નીવડશે. આવા વાળ ધરાવ-નારો મનુષ્ય એક-વચની અને વિશ્વાસ રાખનારો હશે. કોઇને આપેલું વચન એ તોડશે નહિ અને જેઓ તેના ઉપર વિશ્વાસ મૂકશે તેઓને તે કદાપિ પણ નિરાશ કરશે નહિ. શરીરે એ તંદુરસ્ત તેમજ આગળ ઉપર કીર્તિ મેળવનારો થશે.



આધુનિક યુગની ગુજરાતી નારી. જેનાં વાળની છટા તેનાં અનેક ગુણોને પ્રકટ કરાવે છે.

વાંકડીયા, કાળા જાડા અને ટૂંકા વાળ ધરાવનારી સ્ત્રી ગરમ, સહનશીલ અને સ્વાર્થવિહોણા સ્વભાવવાળી હોય છે. આવી સ્ત્રીઓ માંદગીના સમયમાં સારવાર કરવામાં નિષ્ણાત હોય છે. પરિણીત જીવનમાં પણ તેઓ સુખી અને ભાગ્યશાળી નીવડે છે. આવા વાળ ધરાવનારી સ્ત્રીઓ જો ઊંચા અને દેખાવડા માણસ સાથે લગ્ન કરે તો તેમનું લગ્ન--જીવન યશસ્વી નીવડવામાં જરાય શંકા નથી.



ટૂંકા અને કપાવેલા વાળવાળી ગુજરાતી નારી. આધુનિક ઢબના પોશાકમાં એના મુખ ઉપર કેવા ભાવ જણાય છે?

## લીલા—ભૂરાવાળ

લીલા—ભૂરા વાળવાળો, અને જેનાં માથાના વાળ એક પ્રકારના લાલાશ પડતાં પ્રકાશની છાયા આપતા હોય, એવો કોઇ મનુષ્ય તમારા જોવામાં આવે તો તે જરૂર જ હોશિયાર અને ચાલાક હોવો જોઇએ. આમ છતાં પણ આવો મનુષ્ય દ્રવ્યની મુશ્કેલીમાં વારંવાર મૂકાશે અને પોતાની સ્ત્રી તરફ એ કદી પણ સચ્ચાઇપૂર્વક વર્તશે નહિ. આવા વાળવાળો મનુષ્ય તેની ૩૨ વર્ષની વય પછી સ્વભાવમાં પલટો ખાશે અને પોતાની સ્ત્રી તરફ એ પ્રેમ બતાવતો થશે. આવા

વાળવાળો કોઇ ડૉક્ટર કે વૈદ્ય હોય તો તે જરૂર જ પરદેશમાં કીર્તિ મેળવશે એમાં જરાય શંકા નથી.

આવા વાળવાળી સ્ત્રીઓ કપડાં–વસ્ત્રો અને અલંકારોની શોખીન બનશે. નિત્ય એ નવા ઠાઠથી રહેશે અને એનું ચાલશે તો એ ખર્ચમાં પાછું વળીને પણ જોશે નહિ.

## કપાળ પ્રદેશ પર નમતા વાળ

જેના વાળ કપાળ પ્રદેશ પર નમતા હોય અને દેખાવમાં એ બહુ સુંદર અને આકર્ષક હોય, તો તે માનવી વ્યાપારમાં નિષ્ફળતા જ મેળવ્યા કરે છે. આવા વાળ-વાળો માનવી અનેક પલટા જોશે અને પોતાનાં નાણાંની મોટી ખુવારી અનુ-ભવશે. એનું ભાગ્ય કાળા રંગની સ્ત્રી સાથેનાં લગ્નથી પલ-ટાય એવું આ શાસ્ત્રના જાણકારોનું કહેવું છે.



ભરાઉદાર અને સહેજ જાડા વાળ શું લક્ષણ બતાવે છે?

કોઇ સ્ત્રીને જો આવા આકર્ષક વાળ હોય તો તે ભાગ્ય-શાળી અને ફત્તેહમંદ નિવડે છે. એ દરેક કાર્યમાં વિજય અનુભવશે અને તેને અનેક ઠેકાણેથી કીર્તિ મળશે. સ્વભાવે તે

સંગીતપ્રિય અને લીધેલું કામ ખંતથી પૂરૂં કર્યા વગર રહેશે નહિ.

## લાલ વાળ શું સૂચવે છે?

લાલ વાળવાળો અને તે વાળ મૂળના કરતાં છેડા આગળથી વધુ પડતા ઘેરા હશે, તો એવા વાળ ધરાવનારો પોતાના જીવનનો મુખ્ય ભાગ દ્રવ્યનો સંચય કરવામાં જ વ્યતિત કરનારો થશે. આવા વાળવાળો સ્વબળથી જ સારી જેવી મુડી સંગ્રહિત કરશે. ગૃહજીવનમાં એ પૂરો પ્રેમી અને કાબેલ નિવડશે. સ્ત્રી પ્રત્યે અપૂર્વ પ્રેમ બતાવશે અને તેને વફાદાર નીવડશે.



આછા, અવસ્થિત અને નરમ વાળ શું લક્ષણ બતાવે છે?

લાલ વાળ ધરાવનારી સ્ત્રી પોતાના જીવનમાં અનેક ચિત્રવિચિત્ર બનાવો અનુભવશે. એ પોતાના જીવનકાળમાં અનેક સ્થળે મુસાફરીની મઝા મારી શકશે.

## રાતા—ભૂરા વાળ

રાતા-ભૂરા પરન્તુ ઘેરા રંગના વાળવાળો મનુષ્ય બીજાઓનો નેતા થશે. લોકો ઉપર તે હૂકમ કરનારો અને હંમેશા તે પોતાનું સ્થાન આગળ જ રાખનારો નીવડશે. સ્વભાવે એ દેખાવડો અને ગુલાબી હશે

આવા વાળ ધરાવનારી સ્ત્રી રંગભૂમિ ઉપર કે સ્ક્રીન ઉપર ભાગ્યશાળી નીવડે છે. ધન ઉપાર્જન કરવામાં તે સદા સફળતા જ મેળવે છે. પુરુષ અને સ્ત્રી એમ બન્ને જાતિના મિત્રો તે મોટી સંખ્યામાં ધરાવશે.

જેના ડાબા લમણા તરફના ભાગ ઉપર કાબરચિતરા કે પછી શ્વેત વાળ ઉગેલા હોય અને બાકીના ભાગ ઉપર જુદા જ રંગના વાળ હોય, તો તેવો મનુષ્ય તેની પાછલી અવસ્થામાં જરૂર જ ભાગ્યશાળી નિવડે છે. આવી રચના મુજબના વાળ ઘણાં ઓછા જ માણસોને હોય છે. આવા વાળવાળાઓ શુકનવંતા અને ભાગ્યશાળી ગણાય છે. તેમને જોવા એ પણ એક ખૂશ નસીબીની વાત છે.

આવા વાળ ધરાવનારી સ્ત્રી પણ ભાગ્યશાળી હોય છે. તેનું લગ્નજીવન સુખી અને યશસ્વી નીવડે છે.

## કાળા અને સુંવાળા વાળ

જેના વાળ ઘણા સ્યામ પણ સુંવાળા હોય, વળી તે ખભા ઉપર ઝુલતા હોય, ઘીચ હોય તે માનવી મક્કમ સ્વભાવનો

અને ધીરી પ્રકૃતિવાળો બને છે. એ તરત તપી જાય છે તેવોજ એ શાન્ત પણ બની જાય છે.

આવા વાળ કોઇ સ્ત્રીના હોય તો તે પ્રેમનાં વિષયમાં મકકમ સ્વભાવ ધરાવતી નથી. શરીર સુખાકારીમાં તે નરમ–ગરમ રહ્યા કરે છે.

વાળ કાળા, ટૂંકા અને ઝુલફા જેવા હોય તો તે વ્યસની હશે. ગમે તે ચીજનું તેને વ્યસન વળગેલું હશે. આવા વાળવાળો માનવી ઢીલા મનનો અને અસંતોષી બને છે.

## રેતાળ રંગના વાળ

કેટલાક માણસોના વાળ રેતાળ રંગના હોય છે. આવા માનવીઓ પોતાનું જીવન સરળ રીતે ચલાવી શકે છે. તેમના માર્ગમાં જે મુશ્કેલીઓ આવે છે તેનો તેઓ મજબુતાઇથી સામનો કરે છે અને તેને વટાવી દે છે. જો વાળ ખરબચડા અને સખ્ત હોય તો તે મુસાફરીના ધંધામાં કે પછી કેન્વાસીંગ જેવા ધંધામાં સારી સફળતા મેળવે છે. આવા માનવીઓ જીવનમાં બે વાર પરણે છે. તેમને કોઇ અણધારેલા સ્થળેથી વારસો પણ મળે છે અને તેઓ પોતાનું જીવન શાન્ત રીતે ચલાવી શકે છે.

આવા વાળવાળી સ્ત્રી પ્રાથમિક નિષ્ફળતા પછી સારી જેવી સફળતા દરેક ક્ષેત્રમાં મેળવી શકશે. ધનનો એ સંચય કરશે અને પોતાની જાતને આબાદ બનાવશે. રેતાળ રંગ જેવા વાળ પછી તે નમતા કે ઊભા હોય એવી સ્ત્રીઓએ મંગળવારને

દિવસે કોઇપણ નવાં કામની શરૂઆત કરવી નહિ. સોમવાર અને બુધવાર એ તેમને માટેના ભાગ્યશાળી દિવસો છે.

## ગૂંછળા–કરચલીવાળા વાળ

ગૂંછળા કે કરચલીવાળા વાળ સ્ત્રી કે પુરુષ કોઇનામાં પણ નજરે પડે તો તે ઇર્ષ્યાળુ પણ પ્રેમાળ સ્વભાવ બતાવે છે. જ્યારે ઘણા સુંદર સુંવાળા રેશમ જેવા વાળ કે જે સીધા ઉગેલા હોય તે ધરાવનાર માનવી ઉદ્વિગ્ન મનોવૃત્તિ સેવનારો નીવડશે. પરન્તુ પોતાની જીંદગીનાં પાછલાં વર્ષોમાં એ સુખી જીવન ગાળશે. વાળ ઊભા રહેતા હોય અને જે તેલ નાખ્યા પછી જ વળતા હોય તો તેવા વાળ ધરાવનારો મનુષ્ય વ્યાપારી બુધ્ધિનું પ્રમાણ ઘણું જ મોટું ધરાવનારો નીવડે છે.

આવાજ વાળવાળી કોઇ સ્ત્રી હોય તો તેની પ્રશંસા કરનારા અનેક જણ હશે. આ સ્ત્રી પોતાની ખ્યાતિ માટે પ્રસિધ્ધ થશે અને તે ખૂબસૂરત તેમજ દેખાવડી પણ નીવડશે.

## ઝુલ્ફાં

વાળ ઝુલ્ફામાં હોય, તો તેવા વાળ ધરાવનારી સ્ત્રી આકર્ષક સ્વભાવની હોય છે. આવી સ્ત્રીઓ ધારેલું કામ સહેલાઇથી બીજાંઓ પાસે કરાવી શકે છે.

વાળ ઘણાં નીચા ભાગમાં ઉગતા હોય અને તે કપાળ તરફના ભાગથી સીધી લાઇનમાં જતા હોય તો તેવા વાળ ધરાવનાર સ્ત્રી કે પુરુષ મક્કમ સ્વભાવવાળા અને ધારેલું કામ પાર ઉતારે એવા હોય છે. આવા વાળવાળાઓને અનેક કામો

પ્રતિ રસ હોય છે. અને તેઓ જે કાર્ય પરત્વે મન લગાવે છે તેને પાર પાડયા વગર રહેતાં નથી. કેટલીક વખતે તો અંગનું જોખમ ખેડતાં પણ તેઓ અચકાતાં નથી.

જ્યારે વાળ લમણાંની પાછળના ભાગમાંથી ઉગતા જણાય અને તે કપાળ પ્રદેશની તરફ નીચાણમાં હોય તો તેવા વાળ ધરાવનાર સ્ત્રી કે પુરુષ બુધ્ધિશાળી હોય છે. તેઓ દીર્ઘાયુષી અને પોતાની મધ્ય અવસ્થામાં ભારે આબાદીભર્યું જીવન વિતાવી શકે છે.

હલકા, નરમ અને સુંદર વાળવાળો બાળક તથા મોટી વયવાળો પુરુષ નબળા મગજવાળો હોય છે. કાળા કે પછી ભુરા વાળ સહનશીલતા અને મક્કમ સ્વભાવ પ્રદર્શિત કરે છે.

ચંચળ સ્વભાવ ભુરા કે કાળા વાળવાળા માનવીમાં જોવામાં આવે છે; જ્યારે સહનશીલ કે પછી નિષ્ક્રિય સ્વભાવ ગોરા વાળ-વાળા માણસોમાં જોવામાં આવે છે.

એકસવીરોલ નામના વિદ્વાનનો મત છે કે કાળા—ઘેરા વાળવાળા માણસો ગોરા અને સુંદર વાળવાળાઓનાં કરતાં વધુ ધૂની હોય છે.

જે માણસના વાળ વધુ હોય તેનામાં શક્તિ પણ વધુ હોય છે. જેના વાળ બહુજ ઘીચ ઉગેલા હોય તે માણસ, પછી તે સ્ત્રી કે પુરુષ હોય તો પણ તે સક્રિય સ્વભાવવાળો બને છે. ટૂંકા વાળ લાગણી શૂન્ય અને મજબુત મનોવૃત્તિનું પ્રદર્શન કરાવે છે.

## વાંકડીયા વાળ

ગુંચળાવાળા કે પછી વાંકડીયા વાળ વિચારપૂર્ણ અને માયાળુ સ્વભાવ પ્રદર્શિત કરે છે. સફેદ કરતાં શ્યામ વાળ વધુ પોષક હોય છે. જ્યારે શ્વેત વાળ કાળા કરતાં વધારે ફળદ્રુપ પણ હોય છે. શ્વેત વાળવાળો માનવી ઠંડી પ્રકૃતિનો જણાય એ સ્વાભાવિક છે, તો પણ ખરી રીતે તેમ નથી. વખત આવે એ ઉગ્ર અને તેજ પ્રકૃતિનો પણ બને છે અને તે બીજાંઓ કરતાં વધુ તીખો હોય છે.

શણના જેવા વાળવાળો મનુષ્ય કીર્તિવાન અને સારી ખ્યાતિવાળો હોય છે.

## વાળનો સેંથો

તમારા વાળનો સેંથો ડાબી બાજુએ પડતો હોય તો તે મક્કમ અને નિશ્ચયાત્મક બુધ્ધિ બતાવે છે. જો એ જમણી બાજુએ પડતો હોય તો તે નરમ સ્વભાવ બતાવે છે.

## વાળનાં સામુદ્રિક લક્ષણો

હિન્દી સામુદ્રિક શાસ્ત્રની દ્રષ્ટિએ વાળનાં લક્ષણ નીચે મુજબનાં જણાવેલાં છેઃ—

જે માણસનાં માથાંના વાળનાં એક જ છિદ્રમાં (રોમકુપમાં) માત્ર એક જ વાળ ઉગેલો હોય તો તે મનુષ્ય રાજા થાય છે. અથવા તો તેને રાજાનાં જેવું સુખ મળે છે. જેના વાળ કાળા

અને ઘુંઘરવાળા હોય અને આગલા ભાગમાં વાળ સરખા પ્રકારે હોય તેમજ તે અતિ કોમળ ન હોય તેવો પુરુષ પણ રાજા થાય કે પછી રાજાશાહી વૈભવ ભોગવે. નિર્ધન માણસનાં માથાનાં વાળ–એચાર સાથે ઉગેલા હોય છે અને તે વિષમ અને કોકીલ-વર્ણનાં હોય છે.

વાળ કઠોર, નાના, આગળના ભાગ તરફ ઓછાવત્તા ને ઘણાં બચ્છડ હોય તો તેવા વાળ ધરાવનારો મનુષ્ય નિર્ધન બને છે કે પછી નિર્ધન હોય છે.

## શ્રીમન્ત અને નિર્ધનના વાળ

સમુદ્રમુનિ કહે છે કે:–શ્રીમંતોના મસ્તકનાં વાળ એક–એક ( છુટા–છુટા ) ઉગે છે. અને તે ઘણાં સ્નિગ્ધ, નરમ અને ઘણાં–કાળા નહિ એવા હોય છે. એથી વિપરીત લક્ષણવાળા કેશ નિર્ધન અને કંગાળ માણસના હોય છે.

આપણા પ્રાચીન ગ્રંથોમાં સ્ત્રીઓના વાળ કેવા હોવા જોઇએ તેનું વર્ણન પણ કરવામાં આવ્યું છે:—

"જે સ્ત્રીનો ચોટલો મોટો અને જાડો હોય તે સ્ત્રી વિધવા થાય. લાંબા કેશવાળી સ્ત્રી વાંઝણી રહે અને વિશાળ ચોટલાવાળી-દુર્ભાગિણી થાય છે.

જે સ્ત્રીના વાળ કઠોર અને છૂટા–છૂટા વાંકા–ભૂરા રંગવાળા અને લુખા એવા હોય તો તે સ્ત્રી દુઃખી, દુર્ભાગ્ય, દરિદ્રતા અને બંધન અપાવે છે. આવી સ્ત્રીને પરણવું નહિ એવી શાસ્ત્રકારોની સ્પષ્ટ આજ્ઞા છે.

માથાના વાળ તદ્દન ઝીણા અને બાજરીયા રંગના હોય, આવી સ્ત્રીને માથું ઓળવાની ચીવટ ન હોય, ગાલો ઉપસેલા દડા જેવા દેખાય, મૂછોને સ્થાને સહેજ વાળ ઉગેલા હોય, તેવી સ્ત્રીને સામુદ્રિકશાસ્ત્રે જારિણી કહી છે.

નાની વયમાં જે સ્ત્રીને માથામાં શ્વેત વાળ આવે તે સ્ત્રીનાં સંતાનો સદા સુખી થાય છે.

જે પુરુષનાં માથામાં ભમ્મર કે ટાલ હોય તેને ભાગ્યશાળી ગણવામાં આવ્યો છે. બહુ જ જાડા, બરછડ જેવા વાળ આળસુ અને જડતાની નિશાની રૂપ છે. આમ છતાં પણ આવા માનવીઓ સ્વભાવમાં નિખાલસ હોવાનું જણાયું છે.



# મુખ ઉપરથી માનવીને પિછાનો



## વિભાગ ત્રીજો

★ ચહેરો એ માણસનાં ગુણ-
દોષ જોવાની આરસી છે.



Man is the archit-
-ect of his own
Fortune. મનુષ્ય પોતેજ
પોતાના ભાગ્યનો વિધાતા છે. ★

# માનવીને કેવી રીતે પિછાનશો?



'તમારો ચહેરો કેવો છે?'

આ પ્રશ્નના ઉત્તર પર તમારા સુખ—આનંદનો આધાર રહેલો છે.

લોકો કહે છે કે પ્રથમ દેખાવે મનુષ્યની શક્તિઓ તેમજ તેનું ભવિષ્ય ભાખવું એ યોગ્ય નથી. પરન્તુ જે ધાંધલીયા યુગમાં આપણે જીવીયે છીયે તે જમાનામાં આપણને ફરજીઆતપણે આવી જ રીતે લોકોનું માપ કાઢવું પડે છે.

# મુખલક્ષણશાસ્ત્રની અગત્ય

જ્યોતિષશાસ્ત્ર અને હસ્તરેખાશાસ્ત્ર કરતાં પણ મુખ-લક્ષણશાસ્ત્ર વધુ સચોટ અને સાચું પૂરવાર થયું છે. આ શાસ્ત્રની અવગણના કરવી એ પાલવે એમ નથી. એની અગત્ય દિને દિને વધતી જાય છે. વ્યાપાર–ધંધામાં, નોકરી–ચાકરીમાં કે પછી ગમે તે ક્ષેત્રમાં માણસ જો હોશિયાર અને આ શાસ્ત્રનો જાણકાર હશે તો તે સામી વ્યક્તિનું મુખ જોતાંની સાથે જ તેની પરીક્ષા કરી લઇ તેની શક્તિઓનું માપ કાઢી શકે છે.

હૃદયના વિચારો મન ઉપર ઊતરે છે અને એનાથી મુખ ઉપરના હાવભાવોને અસર પહોંચે છે. આ અસર તેના જેવા વિચાર હોય છે તેવી જ છાપ મુખ પર આણે છે. આથી જ આપણને કોઇ વેળા મનુષ્યના મુખ પર ભયંકરતા તો કોઇ વેળા તેના મુખ પર રમણીયતા દેખાય છે.

મુખ, હોઠ, હડપચી, આંખ, નાક, કાન વગેરે મુખ ઉપરના તમામ ભાગો ઉપરથી માણસનું ચારિત્ર્ય, તેનું ભવિષ્ય અને તેની ખાસિયતો જણાઇ આવે છે. માનવીનો ચહેરો એક ખુલ્લા દર્પણ જેવો છે, જે એનો જાણકાર હોય છે તે તરતજ એ દર્પણની મુખાકૃતિને પિછાની લે છે.

**आकृतिर्गुणानकथयति** માણસ તેના ચહેરા ઉપરથી વર્તાય છે એ લોકોક્તિ જ આ શાસ્ત્ર કેટલું પ્રાચીન અને અગત્યનું છે તે પૂરવાર કરે છે. ચહેરો કદી પણ ઢાંકી શકાતો નથી. માણસ બુરખો પહેરીને રસ્તાઓમાં ફરી શકે નહિ. એને તો એનું મુખં ખુલ્લું જ રાખવું પડે છે. જ્યારે હાથ તો ઢાંકયા પણ રહી શકે. વળી એ સ્હામો માણસ બતાવે ત્યારે જ જોઇ શકાય.

પરન્તુ ચહેરા માટે તેમ નથી. માણુસ સ્હામેથી આવતો જણાય અને તમે જો મુખલક્ષણ પરીક્ષામાં પાવરધા હો તો તરત જ તેની કાબેલીયતનું માપ કાઢી શકો છો. એની આંખની પાંપણો જોઇ તમે કહી શકો કે એ આવો છે. એની હડપચી, એના ઓષ્ઠો, એનું વિશાળ કપાળ વગેરે પરથી તમે એના સ્વભાવની પણ માહિતી મેળવી શકો છો. મહા કવિ શેકસપીયરે આટલા માટે જ એક સ્થળે કહ્યું છે કે:— 'I saw his heart in his face' મેં તેનું હૃદય તેનાં મુખમાં જોયું.

## મુખ દ્વારા નોકરોનો સ્વભાવ જાણો!

વ્યાપાર ઉદ્યોગનાં આ ધીકતાં ધાંધલીયા જમાનામાં આ શાસ્ત્ર ઘણું અગત્યનું પૂરવાર થયું છે. તમારે ત્યાં નોકરીએ રહેવા આવનાર માણુસનું, તમારા પોતાના નોકરોનું તેમજ તમને બીજા જે માણુસો સાથે કામ પડે તે બધાનું તમે તેના ચહેરા ઉપરથી જ માપ કાઢી શકો એમ છો. તમારો નોકર વિશ્વાસુ છે કે નહિ, એ કામ કરી શકે એવો છે ખરો? એની દાનત કેવી છે વગેરે બધા પ્રશ્નોનું નિરાકરણ એના ચહેરા ઉપરથી જ તમને થઇ જાય છે. તમે આ શાસ્ત્રનાં જાણકાર હો, તો માણુસની પરીક્ષા કરી તે તમારે લાયકનો છે કે નહિ તે જાણી શકો છો અને જે લાયક હોય તેને જ તમે નોકરીએ રાખી તમારા ધંધાની પ્રગતિ સાધી શકો છો. આમ આ શાસ્ત્ર વ્યાપાર–ધંધાને પણ લાભકર્તા થઇ પડે છે.

તમે ટ્રેનમાં હો, બસમાં હો કે પછી કોઇ સિનેમા–થીએટરમાં બેઠા હો તો પણ તમારી પાસે બેઠેલા પાડોસીઓના ચહેરા જોઇ તેઓ કેવા સ્વભાવના છે, તેમની ખાસિયત શી છે

અને તેમનું ભવિષ્ય શું છે તે તમે સહેલાઇથી જાણી શકો છો. આવી રીતે ચહેરા–ઉકેલમાં તમને એક પ્રકારનો આનંદ આવશે. અનેક સ્વભાવનાં માણસો તમને મળશે, એમાં કોઇ ચોર હશે, કોઇ મોટો રાજદ્વારી હશે તો કોઇ મોટો વ્યાપારી પણ હશે, એ બધાને તમે માત્ર તેમનાં ચહેરા ઉપરથી જ વર્તી કાઢશો.

## આ શાસ્ત્રને કેવી રીતે શીખવું ?

મુખલક્ષણશાસ્ત્ર કેવી રીતે શીખવું તે માટે અનેક નિષ્ણાતોએ જુદા જુદા મત પ્રદર્શિત કર્યા છે. પરન્તુ સૌથી સરળ માર્ગ તો એ છે કે પ્રથમ એક ચહેરાનું બારીક અવલોકન કરવું, ચહેરાના તમામ ભાગો જોઇ જવા અને તે બાદ મુખ પરની રેખાઓ, ચિન્હો, લક્ષણોને કાળજીપૂર્વક નોંધવાં.

બીજો કોઇ ચહેરો ન મળે તો તમે તમારો પોતાનો ચહેરો જુઓ. એ માટે આરસી સમીપ જાઓ. તમને તમારૂં આબેહૂબ પ્રતિબિંબ એમાં જણાશે. અને પછી તમારો ચહેરો અવલોકવા માંડો.

કહેતી છે કે 'પ્રથમ તમારી જાતને પિછાનો' મુખલક્ષણ-શાસ્ત્ર શીખવા માટે પણ આ કહેવત બરાબર લાગુ પડે છે. જ્યારે તમે તમારા પોતાના ચહેરાને ઓળખી શકશો, તમારી ખામીઓનો તમને પરિચય થશે અને તમારા ભાવિની ભિતરમાં તમે જ્યારે ડોકીયું કરી શકશો ત્યારે જ બીજાંઓના ચહેરા તમે વાંચી શકશો–એ સિવાય નહિ.

મોટી મોટી કંપનીના મેનેજરો, ડીરેકટરો, તથા બીજા મોટા ધંધાદારીઓ સ્હામા માણસોની ખાસિયતો, તેમનાં લક્ષણો

વગેરે ચહેરો જોઈને જ કહી બતાવે છે. કારણ તેમને રોજની અનેક મુલાકાતો લેવાની હોય છે, અનેક પ્રકારનાં માણસોના સંસર્ગમાં તેઓ આવે છે. આવાઓ જો આ શાસ્ત્રનો સામુદ્રિક દ્રષ્ટિએ ઊંડો અભ્યાસ કરે તો તેઓ પોતાની ધારણામાં સો ટકા સાચા પડે એમાં જરાપણ આશ્ચર્ય નથી.

મુખલક્ષણશાસ્ત્રનો સૂક્ષ્મ અભ્યાસ થઇ શકે તે માટે હવે મુખના એક પછી એક અંગોનું આપણે અવલોકન કરીએ.



# કપાળ–લલાટ પ્રદેશ



## કપાળનું ત્રિવિધ કાર્ય

મુખલક્ષણ પરીક્ષામાં કપાળનું મહત્વ વધુ પ્રમાણમાં ગણવામાં આવ્યું છે. કપાળ પરથી સચોટ ભવિષ્ય ભાખી શકાય છે, તેની રેખાઓ ઉપરથી આયુષ્યની ગણત્રી થઇ શકે છે અને તેના ઉપરથી બુધ્ધિનું માપ પણ નીકળી શકે છે–આમ કપાળ ત્રિવિધ રીતે કાર્ય કરે છે.

## ગોળાકાર કપાળ

કપાળ અવલોકતાં પહેલાં તેની પહોળાઇ, તેનું કદ વગેરે પણ જોવું આવશ્યક છે. જેનું કપાળ સાધારણ રીતે ગોળાકાર ગુમ્બજ જેવુ હોય તેનામાં વિચાર–શકિત, તુલના–શકિત અને ચારિત્ર્યની ન્યૂનતા હોય છે. આવા કપાળ ધરાવનારની આંખો ઊંડી અને વિશાળ ભવાં નીચે છૂપાયલી હોય તો તે ધરાવનાર માયાળુ અને ભલા સ્વભાવવાળો બને છે.

## સીધું કપાળ

જો કપાળ સીધું હોય અને વળાંક ન હોય અથવા તો ઉપરના ભાગમાં ગાંઠ હોય તો તે ધરાવનાર ઉત્તમ પ્રકારની શકિતઓ

પામે છે અને ખાસ કરીને તે એન્જીનીયર કે મીકેનીક કામમાં નિષ્ણાત બને છે.

## કપાળના વિવિધ પ્રકાર



૧ ૨ ૩

૧ — ગોળાકાર ગુમ્બજ જેવું કપાળ. આવા કપાળવાળાઓમાં વિચાર–શકિત, તુલનાત્મક–શકિત અને ચારિત્ર્યની ન્યૂનતા હોય છે.

૨ –– આવું કપાળ ધરાવનારાઓની આંખો ઊંડી અને વિશાળ ભવાં હોય તો તે ભલો અને માયાળુ સ્વભાવ બતાવે છે.

૩ — આવા કપાળવાળો સંગીતને ચાહનારો બને છે.



૪ ૫ ૬

૪ — આવું સીધું કપાળ ધરાવનાર એન્જીનીયર કે મીકેનીક બને છે.

૫ — આવું ઊંચું અને સાંકડું કપાળ ઉત્સાહ અને દ્રઢ મનોવૃત્તિ બતાવે છે.

૬ — આવું કપાળ હોય એ માણસ મૂર્ખ અને જડ બુધ્ધિવાળો નીકળે છે.

## મોટું, ગોળ અને લીસું કપાળ

મોટું, ગોળ અને લીસું કપાળ કોઇ સ્ત્રી કે પુરુષનું હોય તો તે સ્પષ્ટ વિચાર, ઉદારતા અને માયાળુ સ્વભાવ દર્શાવે છે. આવું કપાળ ધરાવનારો પોતાનાં વચનોમાં પ્રમાણિક રહે છે અને મુલાકાતોમાં નિયમિતપણે વર્તે છે. આવા કપાળ-વાળો માનવી વ્યાપાર–ચાકરીમાં આગળ વધે છે અને સારી કીર્તિ સંપાદન કરે છે. તેની જીવન–સિદ્ધિનો પાયો પ્રમાણિકતા અને નિયમિતતા ઉપર જ રચાયલો હોય છે.

## કપાળનો મધ્ય ભાગ



લૉઈડ જ્યોર્જ
જેમનું વિશાળ અને પહોળું કપાળ તેજસ્વી બુધ્ધિ અને પ્રખર વ્યકિતત્વ બતાવે છે.

કપાળનો મધ્ય ભાગ એડેલો હોય તો તે ધરાવનાર સ્ત્રી યા પુરુષનો સ્વભાવ લડાઇખોર અને કંજુસ નીવડે છે. આવા માણસો પોતાની વડી-લાઇને ચીવ્વટાઇથી વળગી રહે છે અને પોતાના વડવાઓની જ યશગાથા ગાયા કરે છે. એ સાહિત્યશોખીન અને વર્તમાનપત્રો, કાવ્યો, વાર્તાઓનો રસીયો નીવડે છે. પારકી પંચાતમાં પડવાનું તેને બહુ ગમે છે.

કપાળની મધ્યમાં ખાડો કે પોલાણ હોય તો તે ધરાવનાર

સારો વિદ્વાન નીવડે છે. આવી નિશાની કોઇ સ્ત્રીને હોય તો તે કહ્યાગરી અને સોંપેલા કામમાં હોશિયાર બને છે. આવું કપાળ ધરાવનારાઓ વાર્તાલાપમાં ચતુર અને નક્કર વિચારવાળા નીવડે છે.

## સાંકડું કપાળ

સાંકડું કપાળ સાંકડી બુદ્ધિ બતાવે છે. આવું કપાળ ધરાવનારાઓના મગજમાં બુદ્ધિનો અભાવ હોય છે અને તેમને કંઇ જ વિચારો સૂઝતા નથી. આમ છતાં પણ આ લોકો પારકાનાં કાર્યો પર ટીકાઓની ઝડીઓ વર્ષાવે છે અને તેમના કામની નિંદા કરે છે.



**શ્રી રાજાજી**

જેમનું ઊંચું અને સાંકડું કપાળ દ્રઢ મનોવૃત્તિ અને ઉત્સાહી સ્વભાવનું સુચન કરાવે છે.

કપાળ ઊંચું અને સાંકડું હોય તો તે સારી નિશાની ગણાય છે. તો પણ આવું કપાળ ધરાવનારાઓની કાર્યશક્તિ કંઇક અંશે દબાઇ જવા પામે છે. તેઓ એક જ દિશામાં પોતાની બુધ્ધિ દોડાવે છે અને એક જ કામ હાથમાં પકડી રાખે છે. બહુ જ ઊંચુ અને સાંકડું કપાળ ઉત્સાહી અને દ્રઢ મનોવૃત્તિ દર્શાવે છે. આવું કપાળ ધરાવનારાઓ એક જ આદર્શ રાખી પોતાની જીવનનૌકા સફળ રીતે ચલાવે છે.

## પાછળના ભાગ તરફ ઢળતું કપાળ

કપાળ પાછળનાં ભાગ તરફ ઢળતું અને ઉલટું હોય તો તે મૂર્ખાઇ અને જડ બુદ્ધિ પ્રદર્શિત કરે છે. આવા માણસોમાં વિચાર શકિતનો અભાવ હોય છે અને તેઓ પોતાનાં મગજને તસ્દી આપવા આતુર બનતાં નથી. વાંદરાઓનું કપાળ આવા જ પ્રકારનું હોય છે.



**શ્રીમતી એની બેસન્ટ**

જેમનું ઊંચુ અને પહોળું કપાળ ખંતથી કાર્ય કરવાની શકિત બતાવે છે. આજ ચિન્હ પ્રખર વ્યકિતત્વ પણ પ્રદર્શિત કરે છે.

## કપાળના જુદા જુદા લક્ષણો

કપાળનો મધ્યભાગ ભરેલો હોય તો તે સારી યાદદાસ્ત શકિત અને ગણત્રીબાજ સ્વભાવ બતાવે છે.

વિશાળ ભાલ પ્રદેશ આનંદી સ્વભાવનાં સૂચકરૂપ છે.

ગોળાકાર કપાળ સંગીત પ્રત્યેનો શોખ સૂચવે છે.

કપાળનાં ઉપલા ભાગમાં વિચાર કરવાની શકિત રહેલી છે, જ્યારે નીચેનાં ભાગમાં બારીક રીતે તપાસ કરીને જોવાની શકિત છૂપાઇ છે.

કપાળનો ઉપરનો ભાગ નીચેના ભાગ કરતાં જરા મોટો હોય, તો તે ધરાવનાર માણસમાં જેટલી વધુ વિચાર શક્તિ હોય છે તેટલી વધુ સૂક્ષ્મ શકિત હોતી નથી.

કપાળની બાજુનો ઉપલો ભાગ વધુ મોટો હોય તો તે ધરાવનાર માનવી રસિક અને આનંદી સ્વભાવનો હોય છે.



દ્રઢ કાર્યશક્તિ અને ઉગ્ર મનોભાવ સૂચક શ્રી. સુભાષબોઝનો કપાળ પ્રદેશ

કપાળનો ભાગ વધુ ઊંચો તથા પાછળની બાજુએથી વિસ્તરેલો હોય તો તે ધરાવનાર કલ્પના શકિત, કવિતા શકિત અને શિલ્પ શકિતમાં પ્રવીણ બને છે. મહાકવિ શેકસપીયર, ગેટે, રાફેલ વગેરે તેનાં ઉદાહરણ છે.

સુધારકોનાં કપાળ ઊંચાં, પ્રશસ્ત અને ભરાવદાર હોય છે.

કપાળની ઊંચાઇ પ્રમાણ કરતાં વધારે હોય અને તેના પટ પ્રદેશમાં શંખના આકારના નાના નાના ચિન્હો હોય અથવા ચન્દ્રના જેવી આકૃતિથી કપાળ ભરેલું જોવામાં આવે તો તે માણસનો જન્મ નિર્ધન કુટુમ્બમાં થયો છે તેમ સમજવું. પરન્તુ આવા ચિન્હોવાળો માનવી ભવિષ્યે ધનવાન અને આબરૂદાર બને છે.

જેઓનું કપાળ ઘણું જ નીચું હોય છે, તેઓમાં સ્નેહ, મમતા, ચરિત્રની ઉદારતા ઓછા પ્રમાણમાં હોય છે. જેમનું કપાળ ઊંચું હોય છે તેઓ પરોપકાર પરાયણ અને બીજાંને માટે ત્યાગ કરનારા હોય છે. ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગર આવું જ કપાળ ધરાવતા હતા.

જેમ કપાળ નાનું તેમ વિચારશકિત ઓછી હોય છે.

## સ્ત્રીના કપાળનાં લક્ષણો

નસો વગરનું, અર્ધચન્દ્રમાનાં જેવું ઊંચું, પ્રમાણમાં ત્રણ આંગળવાળું કપાળ સ્ત્રીને માટે સર્વશ્રેષ્ઠ ગણવામાં આવ્યું છે. આવું કપાળ ધરાવનારી સ્ત્રી સૌભાગ્યવતી અને સુખ પામનારી થાય છે. જેનાં કપાળમાં સ્પષ્ટ સ્વસ્તિક રેખા હોય તે રાજ્ય–સમૃધ્ધિને પામનારી નીવડે છે. સ્ત્રીઓનું કપાળ ખાસ કરીને લીસું, સપાટ અને ભીનાશ પડતું હોય તો તે સૌન્દર્યમાં વૃધ્ધિ કરે છે અને તેને શોભાવે છે.

## કપાળમાં સામુદ્રિક ચિન્હો

સામુદ્રિકશાસ્ત્રનાં નિયમ મુજબ જેના કપાળમાં છિન્ન ભિન્ન રેખાઓ હોય તે પાપી અને નીચ વૃત્તિનો થાય છે. ટૂંકી રેખાવાળા અલ્પાયુષી અને રોગી બને છે.

પુરુષના કપાળમાં કમળ જેવું ચિન્હ હોય તે પુરુષ પુરુષોત્તમ તરીકેની ખ્યાતિ મેળવે છે. કપાળમાં સ્વસ્તિક જેવું ચિન્હ હોય તો તે પુરુષ સંસાર ત્યાગી સાધુ બનીને એકાન્તવાસ

સેવે છે. કપાળના મધ્યમાં ખાડો હોય તેને વિશ્વાસપાત્ર ગણવાની સામુદ્રિકશાસ્ત્રે ના કહી છે. કપાળમાં છીપના આકાર જેવી રેખા હોય તે માણસ આચાર્ય, સાધુ, વૈરાગી વગેરેનો સ્વાંગ સજી લોકોને છેતરવાના ધંધા આદરશે.

નાના કપાળવાળો કંજુસ થાય છે અને ઊંચા કપાળવાળો રાજા બને છે. લલાટ પર વાળ ઉગ્યા હોય તો તે કુળનો ક્ષય કરનારો થાય છે. જેનું લલાટ કે કપાળ શીતળ રહેતું હોય, હંમેશા દુખ્યા કરતું હોય તે રોગી યા તો દુઃખી બને છે.



# આંખ



## આત્માની આરસી

આંખ એ માણસને પિછાનવાની મજબુતમાં મજબુત નિશાની છે. ડાહ્યા પુરુષોએ એને આત્માની આરસી કહી છે. ઘણાં એને આત્માની બારી પણ કહે છે. મનુષ્ય પછી તે સ્ત્રી કે પુરુષ ગમે તે હોય તોપણ તેના સ્વભાવનું, તેના ચારિત્ર્યનું અને તેની શક્તિઓનું માપ તેની આંખ પરથી પારખી શકાય છે. હૃદયના ભાવ, મનની ઇચ્છાઓનો પ્રથમ અભિનય નેત્રમાં જણાય છે. તે બાદ મુખ પર. હૃદયમાં જે ભાવનાઓ ઉત્પન્ન થાય છે, તેનો તેજસ્વી પ્રકાશ આંખો દ્વારા જ પ્રદર્શિત થાય છે. અંગ્રેજીમાં કહેવત છે–Eyes are the index of mind–આંખો હૃદયની અનુક્રમણિકા છે. સારા–નરસાં ગમે તેવા વિચારો માનવીની આંખમાં વાંચી શકાય છે.

## આંખોમાં જીંદગીનો ભેદ જુઓ !

આંખો આત્માની રોશની છે. એ સંસાર અને ઇશ્વરનાં ચમત્કારો જોવાને માટે આ ધરતી પર આવી છે. આથી જ માનવીએ આંખો ઉઘાડીને ચાલવાની–ફરવાની જરૂર છે. આંખો ઉઘાડીને વર્તો–તમારી જીંદગીનો ભેદ આરસીની જેમ તમારી સામે પ્રકટ થઈ જશે.

મજનૂને એકવાર કોઈએ કહ્યું–"લૈલા મહા બદસૂરત છે. તું એના પર દિવાનો કેમ થયો છે?"

મજનૂએ શું જવાબ આપ્યો? એણે કહ્યું–"તું એને મારી આંખોથી જો–બધું સમજમાં આવી જશે."

મુસીબતો–દુઃખ–શોકનો તમાસો જોતાં જોતાં તમારી આંખો થાકી ગઈ હોય તો તમે તમારી ઇચ્છિત વસ્તુઓને મજનૂની આંખોથી જુઓ. બહારની દુનિયાની સમસ્ત વિદ્યા આંખો દ્વારા પ્રાપ્ત થઈને તમારા મગજમાં મહા ઉત્પાત મચાવી દેશે. આ ઉત્પાત તમારા ચહેરાને રેશમની જેમ ચમકાવી દેશે.

શહેર કે ગામડાં, ગમે ત્યાં તમે રહેતાં હો. આંખોની સર્ચલાઇટને તમે તમારી મુસીબતો પર ફેંકો, અપરિચિત માર્ગોમાં ફેલાવો. સ્ત્રી–પુરુષોને દિલચસ્પીથી જુઓ. એક–એક મનુષ્યના ચહેરામાં એક–એક વિચિત્ર સંસાર છૂપાયો છે. જેનું રહસ્ય સમજીને મોટાં મોટાં વૈજ્ઞાનિક આવિષ્કારો કરવામાં આવ્યા છે–થતાં જાય છે.

આવી સમૃધ્ધશાળી, તેજસ્વી, ગૌરવવંતી આંખો પર હવે તેનાં સામુદ્રિક ગુણ–દોષની ચર્ચા કરીએ.

## નાની અને મોટી આંખ

આંખ નાની અને મોટી એમ બન્ને પ્રકારની આવે છે. આંખ જેમ મોટી હોય છે તેમ તેની દ્રષ્ટિ શકિત વધુ હોય છે. હરણ, રાની બિલાડી, સસલાં અને બિલાડીની આંખો મોટી

હોય છે. જ્યારે સુવર, ગેંડા વગેરેની આંખ નાની હોય છે. અને એને લઈને તેઓની દ્રષ્ટિ પણ ઓછી હોય છે.

જેમની આંખો મોટી હોય છે તેઓ ઘણાં જાગ્રત, જીવંત અને કાર્યને માટે સદા તૈયાર હોય છે. નાની આંખવાળાઓ કામમાં આળસુ સ્વભાવવાળા અને સહેજ મંદ પ્રકૃતિનાં હોય છે. મશહૂર સામુદ્રિકવેત્તા ફીલ્ડનું કથન છે કે, જેઓની આંખ મોટી હોય છે તેઓનાં ચંચળ હૃદયમાં ભાવની લહેરો રમે છે, તેમની વિચાર શકિત ત્વરિત્ વેગવાળી હોય છે. જેમની આંખો નાની હોય છે તેઓના ભાવ તેનાથી ઉલટા હોય છે. મોટી આંખવાળાઓ સાદા અને ભોળા માણસો હોય છે. તેઓના મનનો ભાવ એની મેળે જણાઈ આવે છે. જેમની આંખ નાની હોય છે તેઓ વિચાર કરવામાં વખત લગાડે છે અને બે ચાર પ્રકારની વાતો કરે છે.

## પાસે પાસે જોડાયલી આંખો

જે માણસની આંખો પાસે પાસે સાથે જોડાયલી હોય છે તે માણસને વિશ્વાસપાત્ર ગણવામાં આવ્યો નથી. આવી આંખો ધરાવનારો હલકટ સ્વભાવનો, ઘાતકી અને દુર્ગુણી હોય છે. કેટલીક વખતે આવી આંખો ધરાવનાર હિકમતવાળો અને હોશિયાર પણ નીવડે છે. પરન્તુ તેની એ હોશિયારી લુચ્ચાઈ ભરી જ હોય છે.

# વિશાળ અને પહોળી આંખો

વિશાળ, પહોળી આંખો ઉમદા સ્વભાવનું દિગ્દર્શન કરાવે છે.

## આંખના વિવિધ પ્રકાર




૧—વિશાળ અને પહોળી ગોઠવાયલી આંખો ઉમદા અને પરગજુ સ્વભાવ બતાવે છે.

૨—એકદમ નજીક આવેલી અને સાંકડી આંખો લુચ્ચાઇ અને કપટી સ્વભાવ દર્શાવે છે.

૩—ખુલ્લી અને પહોળી આંખો બીકણ, નિર્દોષ અને કયારેક જડવૃત્તિ બતાવે છે.

૪—સાંકડી આંખો લુચ્ચાઇ, છેતરબુધ્ધિ અને કરકસરવાળો સ્વભાવ બતાવે છે.

૫—આવી અંડાકાર આંખો ગણત્રીબાજ અને કપટી સ્વભાવનું સૂચન કરાવે છે.

૬—આવી બદામ આકારની આંખોવાળો માનવી અવિશ્વાસુ, સ્વાર્થી અને નીચ મનોવૃત્તિવાળો બને છે.

૭—ગોળ આંખોવાળો માનવી લાગણીવશ અને સર્જનાત્મક બુધ્ધિવાળો બને છે.

છે. આવી આંખો ધરાવનાર ઉદારવૃત્તિવાળો, પ્રમાણિક અને પરગજુ હોય છે. પરન્તુ જો આ આંખો હદ ઉપરાંતની પહોળી હોય તો તે બીકણ, કયારેક ઘાતકી અને જડ સ્વભાવ પ્રદર્શિત કરે છે. આ આંખો ધરાવનાર નિર્દોષ પણ હોય છે.

## લાંબી અને સાંકડી આંખો

લાંબી અને સાંકડી આંખો ધરાવનાર સ્વભાવે કપટી અને લુચ્ચો હોય છે. ધુતારાઓ, અવિશ્વાસુઓ અને લોભી પ્રકૃતિના માનવીઓની આંખો આવી જાતની જ હોય છે.

## આંખોનો રંગ

આંખોને રંગ પણ હોય છે. એ રંગ કેટલીકવાર શામળો, ઝાંખો ભૂરો, ભૂરો, માંજરો–પીળો અને શ્વેત–રાખોડી હોય છે. આ રંગ પણ માણસનાં ગુણો પારખવામાં મદદરૂપ થઇ પડે છે.

## કાળી આંખો

કાળી આંખો પ્રેમ, વાત્સલ્ય સૂચક ભાવો પ્રદર્શિત કરે છે. આવી આંખોવાળો ઉદાર અને નમ્ર પણ બને છે.

## આસમાની રંગની આંખો

આસમાની રંગની આંખો મક્કમ ઇચ્છાશકિતનું સૂચન કરાવે છે. કેટલાક વાર્તા લેખકો આ રંગની આંખોવાળા માનવીને લડાયક અને બહાદુર ચિતરે છે; પરન્તુ વાસ્તવિક રીતે

જોતાં તેમની એ માન્યતા ખોટી છે. આવા રંગની આંખો ધરાવનારાઓ ગણત્રીબાજ, ઠંડા અને સાચ્ચા દીલના હોય છે. આંખનો રંગ આસ્માની, પરન્તુ અસ્પષ્ટ અને ઝાંખો હોય તો તે સ્વાર્થી, અહંકારી અને કપટી સ્વભાવ દર્શાવે છે.

## તપખીરીયા રંગની આંખો

તપખીરીયા રંગની આંખ કડક સ્વભાવ પરન્તુ નરમ હૃદય અને લાગણીવશતા બતાવે છે. આ આંખો જેમ વધુ ઘેરી હોય તેમ તે વધુ પ્રેમાળ સ્વભાવ દર્શાવે છે. બદામી આંખો ધરાવનાર ઊંડા વિચારવાળો અને સૌને ચાહનારો થાય છે.

## ભૂરી આંખો

ભૂરી આંખો ધરાવનાર અસાધારણ સ્વભાવનો અને સ્વરૂપવાન હોય છે. આ આંખોવાળો માનવી ગેબી સૃષ્ટિમાં રસ લેનારો, કિસ્મતમાં માનનારો અને આધ્યાત્મિક બાબતોમાં વિશ્વાસ રાખનારો નીવડે છે.

આપણું જીવન ગ્રહોને આધારે ચાલે છે અને જે લોકો આ નિયમને માને છે તેઓની મજબુત માન્યતા છે કે જેઓ ભૂરી આંખો ધરાવે છે તેઓ સૂર્યની સીધી અસર નીચે આવે છે. પરિણામે તેઓ પ્રગતિમાન બને છે અને સદા ધારેલા કામમાં ફત્તેહ મેળવે છે. આ આંખો ધરાવનાર સ્વભાવે નરમ અને માયાળુ પણ હોય છે.

## કાબરચીતરી આંખો

કાબરચીતરી આંખો પણ આધ્યાત્મિક શકિત બતાવે છે.

આવી આંખો ધરાવનાર ઘણીવાર નમ્ર, વફાદાર અને માયાળુ સ્વભાવવાળો હોય છે.

## અણીયાળી આંખો



સરદાર વલ્લભભાઇ પટેલની આંખો ગણત્રીબાજ સ્વભાવ, કુનેહ બુધ્ધિ અને ગંભીર ભાવ દર્શાવે છે.

અણીયાળી આંખોવાળો માનવી સંગીત શોખીન હોય છે. પરન્તુ કેટલાક દાખલાઓમાં તેવી આંખો ધરાવનારો હૃદયનાં રોગની બીમારીથી પીડાતો પણ જણાઈ આવ્યો છે.

## આંખના બીજા પ્રકાર

મોટી, ખુલ્લી, આરપાર દેખી શકાય એવી અને તરત ઢાંક ઉઘાડ થતી હોય એવી આંખો મુખ્યત્વે પાંચ ગુણો બતાવે છે. ૧–તીવ્ર વિવેકબુદ્ધિ, ૨–લાલિત્ય અને શોખીન સ્વભાવ, ૩–અભિમાન, ૪–તામસીવૃત્તિ અને ૫–સામી જાતિ પ્રત્યેનું આકર્ષણ–પ્રેમ.

ગોળ આંખો પ્રેમાળ સ્વભાવ અને પુરુષાર્થી મનોવૃત્તિ બતાવે છે.

અંડાકાર આંખો ગણત્રીબાજ અને ગંભીર વિચારવંત સ્વભાવ બતાવે છે.

બદામ આકારની આંખવાળો માનવી અવિશ્વાસી, સ્વાર્થી અને નીચ મનોવૃત્તિવાળો હોય છે.

આંખો ઊંડી હોય તો તે ધરાવનારમાં મજબૂત એકાગ્ર શકિત હોય છે. આવો માણસ કુશળ અવલોકનકાર અને સૂક્ષ્મ બુધ્ધિવાળો પણ બને છે.

ચમકતી આંખો પ્રેમાળ અને આકર્ષક વૃત્તિ દાખવે છે. આવી આંખો ધરાવનાર સૌને પ્રિય થઇ પડે છે.

## વાતચીત દરમ્યાન આંખ સીધી ન રહેતી હોય તો ?

જે માણસની આંખો વાર્તાલાપ દરમ્યાન વાત કરનારની સામે સ્થિર ન રહેતી હોય અને વારંવાર મિંચાતી હોય તેમજ તે બીજે ગમે ત્યાં ફરતી હોય તો જાણી લેવું કે તે માણસ યુકિતબાજ, કુટિલ અને અવિશ્વાસુ હોવો જોઇએ.



પંડિત માલવીયાજીની મોટી, ખુલ્લી અને ચમકતી આંખો પ્રેમાળ, આકર્ષક અને ઉમદા સ્વભાવનું સૂચન કરાવે છે.

કેટલીક વખતે વાત કરનારની સામે સીધી નજર રાખી શકાતી નથી. પરન્તુ આવું કયારે બને છે કે જયારે સામો માણસ ઉચ્ચ દરજ્જાનો, મોટી વયનો અને પ્રભાવશાળી હોય. આવા દાખલામાં જો વાતચીત કરનારો માણસ નીચી નજર નાખી રહે તો તેને ઉપરનો સ્વભાવ લાગુ પડતો નથી. ઘણીવાર

આપણને ઉચ્ચ અધિકારીઓની આગળ વિનય દાખલ પણ નીચી નજરે એ કંઇ બોલે તે સાંભળી લેવાની ટેવ પડી ગયેલી હોય છે. આવી ટેવને લઇને પણ જો આપણાથી નીચું જ જોવાઇ રહે તો પણ ઉપરતું કથન લાગુ પડતું નથી.

આંખનાં રંગને માટે અંગ્રેજીમાં નીચેની એક કવિતા પણ છે:—

" Brown eyes — beauty,
Do your mother's duty.
Blue eyes — pick a pie.
Lie abed and tell a lie.
Grey eyes — Greediness,
Gobble all the world up. "

## આંખ અને વાક્છટા

આંખ ઉપરથી ભાષણશક્તિ પણ પ્રકાશ પામે છે. માણસની વાક્છટાને આંખો સાથે પણ સંબંધ રહેલો છે. જેમની આંખ બહારની તરફ તથા નીચેની બાજુએ ઉપસેલી–ફુલેલી તથા મોટી હોય છે તેઓમાં ભાષણ કરવાની છટા સારા પ્રમાણમાં હોય છે. તેઓ હાજરવાબી અને ત્વરિત લેખનશક્તિ-વાળા હોય છે.

જેઓની આંખ પલકારા માર્યા કરે છે તેઓ ઘણાં ધૂર્ત હોય છે.

જેઓની આંખની ઉપલી પાંપણ મોટી તથા આંખ પણ જરા લાંબી હોય તેઓની આંખમાં એક પ્રકારનો મમતા ભાવ

પ્રકટ થાય છે. આવાઓ સ્વભાવે કોમળ અને માયાળુ હોય છે.

## સ્ત્રીઓના નેત્રો

સ્ત્રીઓના નેત્રો અલૌકિક હોય છે. એમની ચપળ આંખો પ્રેમ પણ બતાવે છે અને ક્રોધ પણ. એમના નેત્રો માર્દવ પણ બને છે અને નિષ્ઠુર પણ. એમની આંખની કીકીઓ થનથનાટ નૃત્ય પણ કરે છે અને ટગ ટગ ટીકાયા પણ કરે છે. એમની જે આંખોમાંથી વૈરના અગ્નિકિરણો પ્રકટે છે તેજ આંખોમાંથી વખત આવે અમૃતની વર્ષા પણ વર્ષે છે. ટૂંકમાં કહીએ તો સ્ત્રીઓના નેત્રો એ અભિનયનો તખ્તો છે કે જેમાં સમયે સમયે અવનવા અભિનય થયા કરે છે.

## યૂરોપ-અમેરિકાની અભિનયપટુ રૂપરાણીઓ

યૂરોપ-અમેરિકાની અભિનયપટુ નટીઓ નેત્ર ચાપલ્યમાં



**ગ્રેટા ગારબોની** આંખોમાં લાગણીના અગાધ પૂર છે. તેના નેત્રોમાં સહન-શક્તિ અને વાસ્તવિકતા છે. અભિનયકળા તેના નેત્રોમાં સદા રમતી જ રહે છે.

વિશેષ પારંગત હોય છે, એમની અણીયાળી આંખો ગમે તેવાને

આકર્ષી શકે છે. એમના મોહક નેત્રો–એમની મારકણી આંખોનો એક જ પલકારો ભલભલાં પુરુષોના ગાત્રોને પણ શિથિલ બનાવી દે છે. આમ છતાં પણ તેમના નેત્રોમાં એવો પણ અંશ રહેલો છે કે જે દ્વારા તેઓ તેમના ખરા સ્વભાવમાં પિછાનાઇ આવે છે. મશહૂર ડાયરેક્ટર સેસીલ બી. ડેમીલ સ્ત્રીઓને નેત્રો ઉપરથી પિછાની કાઢવામાં અતિ નિષ્ણાત અને કાબેલ મનાય છે. એ છાતી ઠોકીને કહે છે કે મારા ચિત્રો માટે હું નટીઓનું રૂપ જોતો નથી, તેમના સુંદર અવયવો પર નજર નાંખતો નથી પરન્તુ તેમની આંખો પર જ મારી પ્રથમ દ્રષ્ટિ દોડે છે. એમના નેત્રો હું તપાસું છું. પછી તરત જ મારૂં મન મને કહી આપે છે કે—'આ સ્ત્રી તારે માટે લાયક છે. તું જે પાત્ર શોધે છે તે આજ છે' અને આમ મારી ફિલ્મની નાયિકા મને મળી આવે છે.

## આંખો શકિતનું માપ બતાવે છે!

સેસીલ માને છે કે પાત્રોની પરીક્ષા લેવી એ નિરર્થક છે.



**જોન ક્રાફર્ડની** આંખોમાં
જીવનની આતુરતા છૂપાયલી છે.

એની આંખો જ એની શકિતનું માપ બતાવી આપે છે. અને આથી જ હું તેમની આંખો જોઉં છું. એ તેમનો સ્વભાવ અને કાર્યશકિત મારી આગળ પ્રકટ સ્વરૂપે મૂકી દે છે.

## ૨૩૧

## મેરી ડ્રેસ્લરની આંખો

વૃધ્ધા નટી મેરી ડ્રેસ્લર કે જેણે જીવનભર જ અભિનય કલાના ઉત્કર્ષ માટે તમન્ના સેવી, જેણે જીવનની અનેક લીલી-



બુધ્ધિના ચમકારા મારતી **મેરી ડ્રેસ્લરની** આંખોમાં દયા ભાવના છે. સહનશકિત છે અને જીવનનો અનુભવ છે.

સૂકી જોઇ આ જગતમાંથી વિદાય લઇ લીધી તે અભિનય રાણી મેરીનાં નેત્રો વિશે બોલતાં સેસીલ કહે છે કે:—"મેરીની આંખોમાં બુધ્ધિનો ચમકારો છે. સહનશકિત છે. તેનામાં દયા ભાવના છે. એ જ્યારે બોલતી હતી, વાતો કરતી હતી ત્યારે એની આંખો ગોળ ફરતી હતી. એના શબ્દે શબ્દે એની આંખોનું સ્વરૂપ બદલાતું હતું. એ મેં એવી એક જ સ્ત્રી જોઇ કે જેની આંખોમાં એનું એકલાનું જ નહિ પણ સારીય માનવજાતનું દુઃખ આપણને મળી આવ્યા વગર રહે નહિ. જગતની બધી વેદનાઓ એના નયનમાં ઉભરાતી અને પ્રસંગ આવે એ નીરમાં પરિણમતી. ઓહ! એની આંખો અદભૂત હતી. આજેય મારી દ્રષ્ટિ સમક્ષ તેનાં નેત્રો તરી આવે છે."

અને આજ ડાયરેક્ટર રૂપ જોબનથી હિલોળા મારતી નટીઓ પાછળ પાગલ બનતાં જુવાનોને સલાહ આપતાં કહે

છે કે—"આંધળા બની વિલાસી અને સ્વચ્છંદી રૂપરાણીઓ પાછળ ન ભમો. તેમને ખરા સ્વરૂપમાં પિછાનો અને એ પિછાનવા માટે સાચ્ચો માર્ગ તેમનાં નેત્રો અવલોકવાનો છે. એમની આંખ તમને એમના જીવનની સાચ્ચી વાર્તા કહી દેશે."

## સ્ત્રીઓની આંખ શું સૂચવે છે?

જે સ્ત્રીનાં નેત્ર લાલ ખુણાવાળા અને કીકી કાળા તારાવાળી હોય તે શુભ ગણાય છે. ઊંચા નેત્રવાળી સ્ત્રી વ્યભિ-



**જુડીથ એલીન**ની આંખોમાં નિર્દોષતાનું તત્વ છે પણ તેનામાં કૃત્રિમતા અને આરામ લેતી વિલાસીતાની છાંટ પણ જણાય છે.

ચારીણી હોય છે. ગાયના જેવી પીંગળવર્ણની આંખવાળી સ્ત્રી સદા કામક્રીડા અને દુષ્ટ ચાળા કરનારી થાય છે. રાતી આંખવાળી—પતિઘાતિની ગણાય છે ને ગધેડાં જેવી આંખવાળી સ્ત્રી દુષ્ટ ગણાય છે. ડાબી આંખથી જે સ્ત્રી કાણી દેખાતી હોય તે વેશ્યા જેવું કામ કરે છે અને જમણી આંખથી જે કાણી જણાતી હોય તે સ્ત્રી વાંઝણી રહે છે.

## આંખના સામુદ્રિક લક્ષણો

આંખ વિશે સામુદ્રિકશાસ્ત્રની દ્રષ્ટિએ વિચાર કરીએ તો તે નીચેનું ફળ બતાવે છે.

કમળના જેવી જેની આંખ હોય તે ધનવાળો બને. જેની આંખના ખુણા રાતા હોય તે માણસ રૂપવાન અને આકર્ષક બને છે. મદભર્યાં નેનવાળો ધનિક અને બિલાડીના જેવી આંખ-વાળો પાપી બને છે. હરિણ-નેત્રોવાળો બીકણ અને ચોર મનાયો છે. ચકંડોળનાં જેવી ધૂમતી આંખોવાળો માનવી કપટી અને ક્રૂર બને છે. જેની આંખો હાથીના જેવી હોય છે તે રાજા બને છે. ગંભીર અને ઊંડા નેત્રોવાળો ઐશ્વર્યવાન થાય છે. શ્યામ-કમળનાં જેવી આંખોવાળો વિદ્વાન અને ગુણી બને છે. જેની આંખ ઘણી કાળી હોય છે તે અંધ બને છે. અથવા તો કોઈ પ્રાણીને હાથે તેની આંખો ફુટી જાય છે. બાંડી આંખવાળો માનવી ક્રૂર સ્વભાવનો બને છે. મોટી આંખ ધરાવનારો મંત્રી કે મહાપુરુષ બને છે. સમુદ્રઋષિ કહે છે કે ગાયના દુધના જેવી જેની આંખો હોય તે તેમજ જેની આંખો કાળા તારાવાળી હોય તે માણસ ભાગ્યશાળી બને છે. આવી આંખોને અતિ ઉત્તમ ગણવામાં આવી છે.

## આંખની કીકીઓનો રંગ

આંખની કીકી મોટી હોય તો તે પ્રધાન બને, જાંબુના રંગ જેવી હોય તો સૌભાગ્યવાન, ગળીના રંગ જેવી હોય તો નિર્ધન અને મોટી દ્રષ્ટિવાળી હોય તો તે દ્રવ્યવાન અને સુખી થાય છે.

## આંખની પલક

જેની આંખ બે પલક મારીને ઠરે છે તે ધનવાળો થાય છે. ત્રણ પલક મારીને રહી જતી આંખવાળો સુખી બને છે. ચાર પલક મારીને રહી જાય એવી આંખવાળો મોટો લક્ષાધિપતિ બને છે. પાંચ વખત પલક મારી રહી જતી હોય તો તેવી આંખવાળો દીર્ઘાયુષી બને છે.



# આંખ દ્વારા જન્મ સમય જાણો



## તમારો જન્મ સમય આંખપરથી પારખો

માણસની આંખમાં તેના જન્મનો સમય જોવાનો ભેદ પણ છૂપાયો છે. આ ભેદ આંખનાં રંગ, વર્ણ અને તેના આકાર ઉપરથી જણાઇ આવે છે. જેઓ એના જ્ઞાતા હોય છે તેઓ જ એ ભેદ પારખી શકે છે.

રાત્રિના બાર વાગે જેનો જન્મ થયો હોય તેની બન્ને આંખો કાળાશ પડતી હોય છે. આવી આંખ ધરાવનારો ઉત્સાહી અને વિદ્યાવાન પણ બને છે.

રાત્રિના એક વાગે જન્મ થયો હોય તો આંખ સાધારણ કાળી હોય છે. આવી વ્યક્તિ પિતાથી કદાચ છૂટી પણ પડે.

રાત્રિના બેથી ત્રણ સુધીમાં જેનો જન્મ થયો હોય તેની આંખની કીકી કાળા રંગની હોય છે. આ નિશાની મોસાળને માટે અશુભ ગણાઇ છે.

મળસ્કે ચાર–પાંચ વાગે જો જન્મ થયો હોય તો આંખની કીકી સમીપ ચોતરફ સફેદ તેજ છવાયલું હોય છે. આ તેજ શુભ નિશાની સૂચવે છે અને તે વ્યકિત ભાગ્યશાળી બને છે.

સવારે છ અને સાતની વચમાં જેનો જન્મ થયો હોય તેની આંખની કીકી નીલા રંગની અને શ્વેત રંગવાળી હોય છે. આ નિશાની ભવિષ્ય માટે સુખ આપે એવી હોય છે.

દશ અને અગિયારની વચમાં જન્મ હોય તો આંખ પીળા રંગની અને એમાં તલનાં ચિન્હ નજરે પડે છે. આ ચિન્હ સંપત્તિ અને સુખનું સૂચન કરાવે છે. કેટલીક વખતે એ વ્યભિ-ચાર સૂચક પણ ગણાય છે.

બપોરના બાર વાગે જન્મ થયો હોય તો કમળના જેવાં નેત્ર અને કંઈક તિક્ષ્ણ નજરની આંખ દેખાય છે. આવા ચિન્હ-વાળા માનવી સ્વભાવે દેવાંશી અને પરગજુ હોય છે.

બપોરના એક અને બે વાગ્યાની અંદર જન્મ હોય તો આંખો અર્ધી લીલાશ પડતી જણાય છે. આ ચિન્હ કેટલેક અંશે માતાને માટે અશુભ ગણાયું છે.

સાંજના પાંચ કે છ વાગે જન્મ થયો હોય તો આંખની કીકી લીલા અને કાળા રંગની હોય છે. આ રંગ પોતાને માટે અશુભ ફળ આપે છે.

સાંજના સાત અને આઠની અંદર જન્મ હોય તો આંખ માંજરા રંગની હોય છે. આવી આંખ ધરાવનારો દરેક વિધિમાં નિપૂણ બને છે. માંજરી આંખવાળા માણસો શઠ પ્રકૃતિવાળા થાય છે.

રાત્રિના નવ અને દશની અંદર જન્મ હોય તો આંખ બિલાડીનાં નેત્રો જેવી પણ વચમાં લાલ ડાઘાવાળી હોય છે. આ ચિન્હ શુભ મનાયું છે.

રાત્રિના અગિયાર વાગે જન્મ હોય તો આંખ લાલ–કાળા રંગના મિશ્રણવાળી હોય છે. આ નિશાની રાજ્યનો આશ્રય અપાવનારી તેમજ કીર્તિ આપનારી થાય છે.

જે માણસની ભ્રકુટીની ઉપરનો ભાગ ડાબી બાજુથી ઊંચો અને કઠણ માલમ પડે તેનો જન્મ ઉત્તરાયણમાં અને જમણી બાજુની ભ્રૂકુટીની ઉપર કઠણ માલમ પડે તો દક્ષિણાયનમાં જન્મ સમજવો.



# ભવાં-ભ્રમર



આંખની જેમ ભવાં પણ અનેક પ્રકારના આવે છે. કોઇના ભવાં મોટાં તો કોઇના નાના, તો કોઇના સૂક્ષ્મ અને કોઇના સ્થૂલ હોય છે. સીધાં ખરબચડા, વાંકાચુંકા, સુંવાળા આદિ વિધવિધ પ્રકારનાં ભવાં માલમ પડે છે.

## કેવા ભવાં સારા અને નરસાં ગણાય?

ભવાં કમાન સમાન વાંકા વળેલા, પાતળા, એક સરખા કોમળ વાળવાળા અને નાકના મૂળથી છેક આંખના ખુણાની બહારની બાજુ સુધી વિસ્તૃત થઇ, પ્રસરેલા હોય તે ખરેખર સુન્દર અને વખાણવા યોગ્ય છે. જ્યારે લંબાઇમાં ટૂંકા, જાડા વાળવાળા, બહુજ જાડા, અન્તના ભાગમાં અણીદાર, વળાવ વગરના અને જેનો આગળનો ભાગ નાકના મૂળ પાસે છેક, ઊંધો વળી પડતો હોય અને બહારનો ખુણો ઉપર તરફ ચડી જતો હોય તેવા ભવાં સારા ભાવ બતાવતા નથી એ નક્કી જ છે.

સાધારણ રીતે માન્યતા છે કે વાંકા ભવાંમાં સ્રીનો ભાવ અને સીધાં ભવાંમાં પુરુષનો ભાવ દ્રષ્ટિગોચર થાય છે. સીધાં ભવાં કરતાં વાંકા ભવાં જોવામાં સુંદર જણાય છે. સ્રીઓના ભવાં મુખ્યત્વે વાંકાં જ હોય છે.

## ભવાંના લક્ષણો

જેના ભવાં ધનુષનાં જેવા વાંકા હોય અને તે બે ગુંછળાવાળા થઈને ઉપર વળેલા હોય તો તેવા ભવાંવાળો ગર્વિત, ભાવનામાં મહત્વાકાંક્ષી, સૌન્દર્યનો શોખીન અને ઝાકઝમકને પસંદ કરનારો બને છે.

ભવાં નીચા, બહારની તરફ ઝુકેલાં અને આગળ વધેલાં હોય તો તે ધરાવનારમાં વિચારશકિત, બુધ્ધિની સૂક્ષ્મતા, વિચારની ગંભીરતા તથા શોધકશકિતની વિપૂલતા ભરેલી હોય છે. ડારવીન, ગ્લૅડસ્ટન, લિવિંગ્સ્ટન આદિ મહાન નરોના ભવાં અવાજ હતાં.

ભવાં આંખની પાસે-પાસે હોય તો ચરિત્રની દ્રઢતા, ગંભીરતા તેમજ એકનિષ્ઠતા પ્રકાશ પામે છે. ઇશ્વરચન્દ્ર વિદ્યા-સાગરના ભવાં આવા પ્રકારના હતાં.

ભવાં આંખથી સમાન અંતરે ઉપર હોય તો ચપળતા, ઉદ્યમ તથા ખંતીલા સ્વભાવની ઉણપતું સુચન કરાવે છે.

ભવાં પાતળા તથા આંખથી દૂર હોય તો તેનામાં સૂક્ષ્મ બુધ્ધિ અને દ્રઢ મનનો અભાવ હોય છે. આવા માણસો કદીપણ વિચારશીલ થતાં નથી.

ભવાં સૂક્ષ્મ અને સરખાં હોય તો તેવાઓનું મન ઉચ્ચ વિચારવાળું, બુધ્ધિયુક્ત સ્વભાવવાળું અને ઉત્તેજક સ્વભાવવાળું હોય છે.

ભવાં કકરા, જાડા, અસમાન હોય તો તે હૃદયની કઠોરતા તેમજ નિષ્ઠુરતા બતાવે છે.

## ભવાંના થોડાંક પ્રકારો અને તેના ગુણ દોષ

ભવાંના થોડાંક પ્રકારો નીચે ચિત્રમાં બતાવી તેનાં ગુણદોષ કહેવામાં આવ્યા છે. ઉપરથી ક્રમવાર એ ગણવા.



આકૃતિ નં. ૧ માં જણાવ્યા મુજબ જેનાં ભવાં હોય તે માણસ બહુ જ નિશ્ચયાત્મક બુદ્ધિવાળો અને દયાળુ સ્વભાવથી પર રહેનારો થાય છે.



આકૃતિ નં. ૨ માં જણાવ્યા પ્રમાણેનાં ભવાંવાળો માનવી પોતાની ફરજો ખંતથી પૂરી કરનારો અને સામા માણસને મહેનત કરીને પણ સંતોષ આપનારો નીવડે છે. આવા ભવાંવાળો શાન્તિપૂર્વક રહીને બીજાંને પણ સુખે રહેવા દે છે.

આકૃતિ નં. ૩ માં જોતાં જણાશે કે ભવાં ઘણા વળાંકવાળા છે. આવા ભવાંવાળો માનવી છીછરા સ્વભાવનો અને સંકુચિત મનોવૃત્તિવાળો બને છે. બીજાંઓ માટે કામ કરતાં તે અચકાય છે. તે સ્વાર્થી પણ હોય છે.

આકૃતિ નં. ૪ માંના ભવાં અંદરની બાજુના કરતાં બહારની બાજુથી ઊંચા જણાય છે. આવા ભવાંવાળા માનવીનો સ્વભાવ એકદમ ઓળખાય તેવો હોતો નથી. એ ઉડાઉ, આનંદી અને મનમોજી સ્વભાવનો જણાય છે તો પણ તે અવિશ્વાસુ અને સ્વાર્થી મનોવૃત્તિવાળો પણ માલમ પડે છે.

આકૃતિ નં. ૫ માંના ભવાં નાકની સાથે મળી જતાં જણાય છે. આવા ભવાંવાળાને મહત્વનું કામ સોંપતા પહેલાં વિચાર કરવો જોઇએ. એ કામમાં લાસરીયો અને અવિશ્વાસુ હોય છે.

આકૃતિ નં. ૧ થી તે ૫ સુધીનાં ભવાં સારા અને મધ્યમ પ્રમાણમાં ઘાડાં છે. જ્યારે નં. ૬ અને નં. ૭ નાં ભવાં વધુ ખરબચડાં, ઘાડાં અને જરા જાડા છે. જેના ભવાં વધુ ઘાડાં નહિ તેમજ વધુ પાતળાં હોતાં નથી તે સૌથી સારા ભવાંવાળો ગણાયો છે. ઘાડાં ભવાંવાળો માનવી સહમજુ અને જોઇ વિચારીને પગલાં ભરનારો હોય છે.

ભારે, જાડાં વધુ વાળવાળાં ભવાં ચીઢીયો અને સખ્ત સ્વભાવ પ્રદર્શિત કરે છે.

આકૃતિ નં. ૭ માં ના ભવાં કે જે જરા ઊંચા વાળવાળા છે તે આનંદી અને શોખીન મનોવૃત્તિ રજુ કરે છે. આવા

ભવાંવાળા માણસો સ્વભાવે મનમોજી, તરંગી અને સહેલસપાટા કરનારા હોય છે.

## સ્ત્રીઓનાં ભવાં અને તેના લક્ષણો

જે સ્ત્રીનાં ભવાં અતિ શ્યામ વર્ણના હોય તે સુખી અને પ્રેમાળ નીવડે છે. બન્ને ભ્રમર સ્નિગ્ધ, નરમ અને એક બીજા સાથે મળેલી ન હોય તો તેવી ભ્રમરને શ્રેષ્ઠ ગણવામાં આવી છે. ધનુષની પેઠે નમેલી, કોમળ વાળવાળી ભ્રમરને પણ સારી ગણવામાં આવી છે. આવા ભવાંવાળી સ્ત્રી ભાગ્યવતી અને સુખસંપત્તિ પામનારી નિવડે છે.

સામદ્રિકશાસ્ત્રની દ્રષ્ટિએ વિચાર કરીએ તો જેની ભ્રમર વચલા ભાગમાં મોટી હોય તે થોડા આયુષવાળો જાણવો. ઊંચી ભ્રમરવાળો સુખી ને લાંબી ટૂંકી ભ્રમરવાળો દરિદ્રી બને છે. બીજના ચન્દ્રમા જેવી જેની ભ્રમર હોય તે ધનવાન થાય છે. જે માણસની ભ્રમર મધ્યમાં નમેલી હોય તે પરસ્ત્રીમાં આસક્તિ ધરાવનારો અને ખંડિત ભ્રમરવાળો ધનહિન રહે છે. જેની ભ્રમર બહુ લાંબી હોય અને એક બીજાને મળતી ન હોય તે પૈસાદાર બને છે.



# નાક



નાક એ માણુસની શોભા છે. નાક ન હોય તો માનવીનાં સૌન્દર્યમાં ઉણપ આવે છે અને તે બેડોળ બની જાય છે. આખા મુખનું જ નહિ પણ સારાય શરીરનું એ આભૂષણ છે. બીજાં અંગ વગર કદાચ ચાલી શકે પણ નાક વગર તો ન જ રહી શકાય. કેટલાકોએ એને મુખ ઉપરનાં શિખરની ઉપમા આપી છે અને તે વ્યાજબી જ છે.

## કેવું નાક સારૂં અને કેવું ખરાબ ગણાય?

નાક ચપટું, બેડેલું, બહુ પહોળું, મોટા નસ્કોરાવાળું, મધ્યમાંથી બહુ જ ઊંચુ ને બેડેલું, ચીબા આકારવાળું નાક સારૂં ન કહી શકાય. આવા નાકને સૌન્દર્યની ઉણપ કહેવામાં આવી છે. પણ જેમનું નાક મધ્યમસરનું, મુખના ચહેરાની સાથે સામ્યતા દર્શાવતુ હોય, ઓષ્ઠની સાથે બરાબર જેનો મેળ ખાતો હોય, ઘાટદાર અને જે વ્યવસ્થિત હોય તેવું નાક ઉત્તમ ગણવામાં આવ્યું છે.

## ગુન્હેગારોના નાક કેવા હોય છે?

પ્રોફેસર કાસાર લાંબ્રો નામના વિદ્વાને અનેક નાકોનું અવલોકન કરી નક્કી કર્યું છે કે સંકોચાયલા નાકવાળા એકસો

માણસોમાંથી ૨૫ ટકા અપરાધીઓ માલમ પડે છે. ચપટા નાકવાળાઓમાંથી સેંકડે ૪૦ ટકા અપરાધીઓ અને સાધારણ નાકવાળાઓમાંથી ૧૨ ટકા અપરાધીઓ માલમ પડયા છે. નાક ઉપરથી માનવીનો સ્વભાવ જાણવામાં આવે છે તેમજ નાકના મોટા નાના ઉપરથી અપરાધીઓની પિછાન પણ માલમ પડી આવે છે.

નાક વતી આપણે શ્વાસોશ્વાસ લઇએ છીએ. જેનું નાક મોટું હોય છે તેને શ્વાસ લેવો સહેલો થઇ પડે છે. શ્વાસના વધઘટપણાથી હિંમત નાહિંમત તથા છાતી દઢ, કમજોર થાય છે; અને તેના ઉપરથી તેના ગુણ અવગુણ પણ જાણવામાં આવે છે.

## જુદી જુદી પ્રજાઓના નાક

મુખના બીજાં અંગો કરતાં નાકની એક વિશેષતા છે. એની આ વિશેષતા એ છે, કે કેટલીક જાતિઓમાં નાકનું કદ,



૧ ૨ ૩ ૪ ૫ ૬

૧—ચાહુદી નાક : મજબુત મનશકિતઓ અને કાર્યદક્ષતા બતાવે છે. તીક્ષ્ણ બુધ્ધિના સૂચકરૂપ પણ એને ગણવામાં આવ્યું છે.

૨—દ્રઢ મનોબળ અને અગમબુધ્ધિ દર્શાવે છે.

૩—ગ્રીસીયન નાક : કલા, સૌન્દર્ય અને પ્રેમ બતાવે છે.

૪—ટૂંકુ નાક : હિંમતવાન પણ હઠાગ્રહી સ્વભાવ બતાવે છે.

૫—ઉદ્યમી, વિશ્વાસુ સ્વભાવ અને આનંદી મનોદશાનું સૂચન કરાવે છે.

૬—ટૂંકુ અને જાડું નાક જંગલી સ્વભાવ બતાવે છે.

તેનો આકાર સાવ જ અલગ પડી જાય છે. દાખલા તરીકે નીગ્રો અને સીદી જાતિના માનવીઓનાં નાક જો જોયાં હશે તો તદ્દન વિચિત્ર પ્રકારનાં લાગશે. આવી જ રીતે ચીનાઓ અને જાપાનીસોનાં નાક પણ આપણને આપણા નાક કરતાં જુદી જ તરેહનાં જણાશે.

## રોમન નાક

મોટું નાક ભલે સુંદર લાગતું ન હોય તો પણ તે મજબુત વ્યકિતત્વ, દ્રઢ કાર્યશકિત અને ઉપયોગીપણું બતાવે છે. જો તે ઢેકાવાળું હોય તો અંગ્રેજો તેને રોમન નાક તરીકે પિછાને છે. આવું નાક હિંમત, સ્પષ્ટ ન્યાયશકિત અને કાર્યદક્ષ સ્વભાવનું સૂચન કરે છે. રાણી ઇલીઝાબેથ, વેલીંગ્ટન વગેરેને રોમન નાક હતાં.

## યાહુદી નાક

જો એ નાક માંસાળ અને વળાંકમાં વળેલું હોય તો તેને યાહુદી નાક (Jewish Nose) કહેવામાં આવે છે. આ નાકને અંગ્રેજ લોકો સૌથી સુંદર, દેખાવડું અને આકર્ષક ગણે છે. આવા નાકવાળો મજબુત મનશકિતવાળો, કાર્યચતુર અને તીક્ષ્ણબુદ્ધિવાળો નીવડે છે. આવું નાક ધરાવનારો પ્રથમ વર્ગનો વ્યાપારી બને છે અને પતિ તેમજ પિતાપદને સારી રીતે શોભાવે છે. આ નાક પહોળું હોય તો તે લોભવૃત્તિ બતાવે છે.

## ગ્રીસીયન નાક

સીધાં અને સુંદર રીતે વળેલાં નાકને અંગ્રેજો ગ્રીસીયન (Grecian) નાકથી પિછાને છે. આ નાક લંબાઇમાં સહેજ

ટૂંકુ આવે છે. કલા, સૌન્દર્ય અને પ્રેમનું એ સૂચક ચિન્હ છે. આવા નાકવાળો કલાપ્રેમી પણ હોય છે. સ્ત્રીઓનું આવું નાક હોય તો તે તેને સૌન્દર્ય અર્પે છે. આવી સ્ત્રીઓ ગરીબ ઘરને પણ વ્યવસ્થિત રાખી તેને સુંદર બનાવે છે.

ટૂંકા નાકવાળો સાધારણ રીતે હિંમતવાન અને હઠાગ્રહી હોય છે. આ લોકો કંઇ કામ કરતાં પહેલાં વિચાર કરતાં નથી. અને એની પાછળ એકદમ ઝંપલાવી દે છે. પરિણામની તેઓ દરકાર કરતાં નથી. આંખ વીંચીને પાલન કરવાનુંજ તેઓ સમજે છે.

નાકનો અગ્રભાગ સહેજ વાળેલો હોય, તો તે સારો મિત્ર બને છે. એ ઉદ્યમી અને હસમુખો હોય છે. વળી એ લહેરી અને બીજાની વાતો જાણવા માટે અતિ આતુર સ્વભાવનો પણ બને છે.

## અણીદાર નાક

બધાં અણીદાર નાકવાળાઓ બીજાંની બાબતમાં માથું મારનારા હોય છે.

## ટૂંકુ અને જાડું નાક

ટૂંકુ અને જાડું નાક જંગલી સ્વભાવના દર્શનરૂપ છે. આવા નાકવાળાઓ નિર્દય અને જડબુદ્ધિવાળા હોય છે. જેમનાં જાડાં નાક હોય છે તેઓના હોઠ પણ ઘણું કરીને જાડા હોય છે. આ નિશાની લાગણીવશતા અને સહિષ્ણુતા બતાવે છે.

## પાતળું અને વળેલું નાક

નાક પાતળું અને સુંદર રીતે વળેલું હોય તો તે ધરાવનાર ઉશ્કેરાય એવો અને લાગણીવશ હોય છે. આવા નાકવાળો પારકી લડાઈને વહોરી લેનારો થાય છે. એનું મન સાંકડું હોય છે.

આવું નાક ધરાવનારાઓ સૌન્દર્યપૂજક પણ હોય છે. કેટલાક તો કલા અને સાહિત્યનાં શોખીન પણ હોય છે.



પ્રભાવશાળી મુખમુદ્રા, ગોળ સમ પ્રમાણવાળો ચહેરો અને સમતોલ પ્રમાણવાળી નાકની દાંડી બતાવતી એક આકૃતિ.

જે માણસો જોઈ વિચારીને ચાલે છે, તેમનાં નાક છેડાથી વધુ પ્રમાણમાં વળેલાં હોય છે. સપાટ નાકવાળાઓ કામાતુર, ઘાતકી અને મિત્રતા માટે નાલાયક હોય છે.

## નાકની દાંડી

નાકની દાંડી જો બેસી ગયેલી હોય તો તે એક મોટું દુર્લક્ષણ ગણાય છે. આ નિશાની નિર્દયતા, સખ્તપણું, હઠાગ્રહ અને વિચારશકિતની શૂન્યતા દાખવે છે. આંખની વચ્ચેનો ભાગ

સારી રીતે પહોળો હોવો જોઇએ. જો તેમ ન હોય તો હલકટ-વૃત્તિ અને અવિશ્વાસુ મનોવૃત્તિ પ્રકટ કરે છે.



**શ્રીમતી કમલાદેવી**

ચટ્ટોપાધ્યાય. જેમનું નાક પ્રમાણસર તથા દાંડીનો આકાર ધારીલો છે જે સર્જન શક્તિ, રસિકતા તથા કલામય પ્રકૃતિ બતાવે છે.

સંકોચાયલું નાક નબળા હૃદયની નિશાનીરૂપ ગણાય છે.

## લાંબુ નાક

લાંબા નાકો વધુ પાતળાં ન હોય તો તે મજબુત મનોબુદ્ધિ બતાવે છે. આવા નાકવાળાઓ ભપકાદાર સ્વભાવનાં અને હકુમત રાખનારા નીવડે છે.

મોટાં નાકવાળાઓ કટોકટીનાં સંજોગોમાં લાંબી બુદ્ધિ વાપરી ધીરજપૂર્વક સંજોગોનો સામનો કરે છે.

નાક જો અણી આગળથી લટકતું હોય તો તે શંકાશીલ સ્વભાવ બતાવે છે.

## પહોળા નસ્કોરા શું સૂચવે છે?

જેનાં નસ્કોરાં પહોળાં હોય તે સર્જનાત્મક શક્તિવાળો, હિંમતવાન અને વિચારશક્તિવાળો બને છે.

લાંબા તથા આગળ પડતા નાકવાળાઓ બહાદુર હોય છે. તેઓ જે કામ માથે લે છે તે પાર પાડવામાં ખંતથી મંડયા રહે છે. મહાત્મા ગાંધીજી મહાન નેપોલિયન, રવિન્દ્રનાથ ટાગોર, મહર્ષિ દયાનંદ, શિવાજી, પ્રતાપ, નેલ્સન આદિનાં નાક લાંબા હતાં. નાકના ઉપરથી ગુણ પારખનારાઓએ સિધ્ધ કર્યું છે કે લાંબા નાકવાળા હિંમતવાન તથા અકકલવાન હોય છે.



આર્યસમાજનાં સ્થાપક સ્વામી દયાનંદનું નાક લાંબુ હતું. જે ધાર્મિક મનોવૃત્તિ બતાવે છે.

## ફિલ્સુફોના નાક

લાંબા નાકમાં પણ પાછા ભેદ હોય છે. કોઇ લાંબા નાકવાળા ચોખ્ખા હોય છે તો કોઇ મોટાં રાજદ્વારી કે કવિ હોય છે. ફિલ્સુફોના નાક કંઇક બેઠા હોય છે.

## કવિઓના નાક

કવિઓના નાક લાંબા હોય છે પણ તે લંબાઈ ચોખ્ખાઓ અને ફિલ્સુફોના નાક જેવી હોતી નથી. મિલ્ટન, ડાન્ટે, ગોથે વગેરે કવિઓ અને ફિલ્સુફોનાં નાક પણ આવાજ હતાં.

## ધાર્મિક પુરુષોનાં નાક

નાક ઉપરથી મનુષ્યના મનની દૃઢતા જાણવામાં આવે છે, નાક ઉપરથી ધાર્મિકપણું જોવામાં આવે છે. જેટલાં સાચા ધાર્મિક પુરુષો હોય છે તેઓનાં નાક લાંબા જ હોય છે. દયાવાન તથા બુદ્ધિમાનનાં નાક પણ લાંબા હોય છે. લાંબા નાકવાળા બધી રીતે સુંદર પ્રકૃતિના માલમ પડયા છે.



**શ્રીમતી સરોજીની નાયડુ**

જેમનું લાંબુ નાક કવિત્વ શકિતનાં સૂચકરૂપ છે.

## ટૂંકું-અને બેઠું નાક

ટૂંકા અને બેઠા નાકનાં માણસો ખરાબ સ્વભાવના હોય છે. સોક્રેટીસનું નાક બેઠું હતું. તે ઘણો ધાર્મિક હતો એવી લોકોમાં ખ્યાતિ હતી. એક વખતે કોઇ જયોતિષીએ આવીને તેને કહ્યું કે તમે ખરાબ સ્વભાવના છો. સોક્રેટીસના શિષ્યો આ સાંભળી ગુસ્સે થયા. પણ સોક્રેટીસે તેમને શાન્ત પાડીને કહ્યું-'મારો સ્વભાવ ખરાબ છે તેમાં શક નથી. મેં તેને રોકી રોકીને સારો કર્યો છે.'

## સ્ત્રીનું નાક કેવું હોવું જોઇએ?

ગોળાકાર અને નાના છિદ્રવાળું નાક સ્ત્રીઓ માટે અતિ

ઉત્તમ ગણવામાં આવ્યું છે. જે સ્ત્રીના નાકનો આગલો ભાગ સંકોચાયલો હોય અને રાતો હોય તેવી સ્ત્રી વૈધવ્ય ભોગવે છે. બેઠેલા નાકવાળી કુટ્ટણી બને છે. જેનું નાક ઘણું જ નાનું અથવા મોટું હોય છે તે કજીયાખોર અને લડાઇટંટાની શોખીન બને છે.



પહોળું કપાળ અને મોટા પ્રમાણસરનાં ઘાટીલાં નાકવાળી એક પ્રભાવશાળી મુખમુદ્રા.

## નાકનો સામુદ્રિક શાસ્ત્રની દ્રષ્ટિએ વિચાર

જે માનવીનું નાક પોપટના જેવું હોય છે તે સુખી થાય થાય છે. શુષ્ક નાકવાળો ઘણું જીવે છે. જેનું નાક કપાઇ ગયેલું હોય છે તે પરસ્ત્રીગમન કરનારો થાય છે. લાંબા નાકવાળો સૌભાગ્યવાન હોય છે. જેનું નાક ખેંચાયલું ને બેઠા ઘાટનું હોય છે તે ચોર બને છે. ચીબા નાકવાળો સ્ત્રી હત્યારો અને જેના નાકનો આગલો ભાગ આડો હોય છે તે ધનવાળો બને છે. જેનું નાક જમણી બાજુએ વાંકુ વળી ગયું હોય તે ખાઉધરો અને કપટી બને છે.



# મુખ અને હોઠ



## મુખ

કેટલાકો માને છે કે આંખ કરતાં મુખ ઉપરથી માણસની ખાસિયત, તેનું ભવિષ્ય સચોટ અને સારી રીતે જોઇ શકાય છે. તો પણ વધુ મત તો આંખને જ મળશે. મુખ ઉપરથી પણ માણસના સ્વભાવની પરીક્ષા થઇ શકે છે અને તે તદ્દન ખરી પણ પડે છે.

એનું કારણ સ્પષ્ટ છે. મુખનો કુદરતી આકાર છૂપાવી શકાતો નથી, તેમજ તે ફેરવી શકાતો પણ નથી. અને આથી જ તેનું સ્વભાવલક્ષણ સચોટ રીતે જોવાય છે.

## મુખનું કાર્ય

મુખ એ જુસ્સાઓ અને લાગણી બતાવવાનું કામ કરે છે. એને કાબુમાં રાખવાની શકિતઓ મગજના આગલા ભાગમાં રહેલી છે. એ શકિતઓના કરતાં આપણા જુસ્સાઓ અને ભાવો વિશેષ બળવાન હોવાથી તેના ઉપર આપણો અધિકાર સ્થાપવા માટે આપણને ઘણો જ દ્રઢ નિશ્ચય અને મજબુત ઇચ્છાશકિત વાપરવી પડે છે,

મુખ સારૂં અને સુંદર હોય તેનો સ્વભાવ પણ સારો હોવો જોઇએ એવી સાધારણ સમજ લોકોમાં છે પરન્તુ આ માન્યતા

ખોટી છે. ક્યારેક એ ઉલટું પરિણામ પણ આણે છે. અને સારા આકર્ષક મુખવાળો માનવી કપટી, ક્રૂર અને ક્રોધી પણ નીવડે છે.

આમ છતાંય મુખ ગમે તેવું હોય—તે સારૂં હોય કે કદરૂપું હોય તો પણ તે માનવીના સાચ્ચા સ્વભાવને નગ્ન સ્વરૂપમાં પ્રકટ કરી દે છે.

## કામદેવના ધનુષ જેવા મુખવાળો

કામદેવના ધનુષના જેવા મોઢાવાળો માનવી દેખાવડો અને આકર્ષક લાગે છે. આવા મોઢાવાળા માણસો સ્વભાવે ભપકા-દાર અને મોજશોખના શોખીન બને છે. સ્ત્રીઓ પ્રત્યે આવા મુખવાળાઓ વધુ રસ લે છે અને તેમને રાજી રાખવા અધિક પ્રયત્નો કરે છે. આવા મુખવાળી સ્ત્રીઓ માયાળુ અને કુંળા સ્વભાવની હોય છે.

આવા મુખવાળા માનવીઓનો સ્વભાવ એકસરખો અને હઠીલો હોય છે. તેમનામાં દયા, ખરાબપણું, તર્કજ્ઞાન અને સાચું ખોટું સમજવાની શકિતઓ સારા પ્રમાણમાં હોય છે. આવા માનવીઓ પોતાના કરતાં બીજાઓના માનસને વધુ સારી રીતે પિછાની શકે છે.

## મોટાં મોઢાંવાળો સ્વભાવે કેવો હોય છે?

જેનું મોઢું મોટું હોય તે વિશાળ મનવાળો, સહનશક્તિ પૂર્ણ અને ઉદાર હૃદયી હોય છે. આવા મુખવાળો માનવી વિચાર અને વર્તનમાં ઉદાર હોય છે. જો મુખ ખુણા તરફથી

આડું જતું હોય તો તે સ્વભાવે આનંદી અને મોજી હોય છે. નટ-નટીઓનાં મુખ ઘણીવાર આવા પ્રકારનાં જોવામાં આવે છે. ક્યારેક મોટા વક્તાઓનાં ધર્મગુરૂઓનાં પણ આવા મુખ હોય છે.

## નાના મોઢાવાળાનો સ્વભાવ

નાના મોઢાવાળો માનવી સ્વભાવે છીછરો અને ઓછો મહત્વાકાંક્ષી હોય છે. તેનામાં મૌલિક બુદ્ધિનો અભાવ હોય છે. એ પારકાની બુધ્ધિ પર જીવે છે. નાક અને ઉપલા હોઠની વચ્ચેનો ભાગ લાંબો હોય તો તે વિદુષક જેવા સ્વભાવવાળો અને સારી ભાષણશક્તિવાળો બને છે. આ નિશાની એક સારા કોમીક નટ થવાની આગાહિ પણ આપે છે.

## ઉપસેલું મોઢું

મુખ ઉપસેલું હોય તો તે આત્મવિશ્વાસનો અભાવ બતાવે છે.

## આકાર વગરનું મોઢું

આકાર વગરનું મોઢું હોય તો તે જડ સ્વભાવ બતાવે છે. આવું મુખ ધરાવનારો વિચાર અને વર્તનમાં અસંગતપણે વર્તે છે. કોઈપણ કામમાં એ ધાર્યું ચિત્ત લગાવી શકતો નથી.

મોઢાપરની ચામડી પાતળી હોય તેવા પુરુષો પોતાના કાર્ય પ્રદેશમાં ઉજ્જવળ કીર્તિ મેળવે છે. પણ તેમનું આયુષ્ય દીર્ઘ હોતું નથી.

## હોઠ—ઓષ્ઠ

માનવીના હોઠ પણ સ્વભાવદર્શનના વિષયમાં સારી જેવી માહિતી આપે છે. હોઠ એ ચહેરાની સુંદરતાનું એક મુખ્ય અંગ છે. હોઠ બરાબર વ્યવસ્થિત ન હોય. એ જાડા પાતળા હોય કે પછી એ બેડોળ હોય તો તે આખા ચહેરાની સુન્દરતાને મારી નાંખે છે.




૧ જાડા હોઠ. ૨ કામદેવના ધનુષ જેવું મુખ.
૩ વળેલા આકારવાળા હોઠ. ૪ પાતળા હોઠ.
૫ લબડતા હોઠ. ૬ ઉપરના લાંબા હોઠવાળું મુખ.

સ્રીઓની સુન્દરતા જેવી રીતે આંખના ભવાં, નાક વગેરે ઉપર આધાર રાખે છે તેવી જ રીતે તે હોઠ ઉપર પણ આધાર ધરાવે છે. કેવા હોઠ સુન્દર ગણાય તે માટે અનેક અલગ અલગ મત પ્રચલિત છે. પરન્તુ મુખ્યત્વે કરીને સુંદર, સપ્રમાણ,

ભરાવદાર, કમાન સમાન વળેલા અને યોગ્ય લંબાઈવાળા તથા સુંદર ખુણાવાળા, કામદેવના બાણ સમાન હોઠો સ્ત્રી વર્ગની શોભા વધારે તેવા હોય છે.

હોઠમાં મુખ્ય ગુણ એ છે કે તે માનવીની કામ વિષયક વૃત્તિને પણ ખુલ્લી પાડી દે છે. હોઠ લાંબા હોય તો તે પ્રજનન શકિતની વિપુલતા બતાવે છે. હોઠ સ્થૂલ હોય તો કામવાસનાની પ્રબળતા દર્શાવે છે. હોઠના બન્ને બાજુના ખુણા પ્રેમ, હાસ્ય, માધુર્ય, આદરસત્કાર, હર્ષ–શોક વગેરે ચિન્હો બતાવે છે. નીચેના હોઠનો મધ્ય ભાગ જાડો હોય તો તે ચુમ્બન કરવાની તાલાવેલી તથા તેના પ્રતિની ઉત્કંઠા બતાવે છે.

અતિ જાડા, અતિ લાંબા અને બહુજ આગળ પડતા હોઠ કામવાસનાની વધુ પ્રબળતા બતાવે છે. આવા હોઠ અશુભ ગણવામાં આવ્યા છે.

## જાડા હોઠ

જાડા હોઠવાળા માનવીઓ સારૂં ખાવાના, સારા વસ્ત્ર પહેરવાના અને જીવને રાજીખુશીમાં રાખવાના શોખીન હોય છે. તેઓ પોતાની કાળજી સારી રીતે રાખી શકે છે. આ લોકોનું મગજ જડ અને વખત આવે સ્વભાવ વિકારી બની જાય છે. નીચેનો હોઠ જો વધુ લટકતો રહે તો તે ખરાબ નિશાની છે. એને જંગલી સ્વભાવનુ ચિન્હ પણ ગણવામાં આવ્યું છે.

## પાતળા હોઠ

પાતળા હોઠવાળો માનવી અંકુશવાળા સ્વભાવને, ખરાબ મગજવાળો અને મજબુત ઇચ્છાવાળો નીવડે છે. આવા હોઠવાળા માણસો શિથિલ પ્રકૃતિના, સ્વાર્થ બુધ્ધિવાળા અને જક્કી હોય છે. તેઓ પોતાની ઇચ્છાશક્તિ પર જ ચાલે છે.

આવા હોઠ ધરાવનારાઓ ઘાતકી અને પ્રેમહીન હોય છે. તેઓના હૃદયમાં સત્તા ચલાવવાની ભાવના જન્મે છે અને કોઇની આડખીલી તેઓ સહી શકતાં નથી.

## હોઠના ખુણાઓ

હોઠનાં ખુણાઓ પણ સ્વભાવને પરિચય કરાવે છે.

હોઠનાં ખુણા લબડતા હોય તો તે શાન્ત સ્વભાવનું સૂચન કરાવે છે. ખુણા વળેલા હોય તો જક્કીપણું બતાવે છે.

## હોઠના વિવિધ લક્ષણો

નીચેનો હોઠ લટકટો હોય તો તે દ્દઢતા તથા નિશ્ચયની ઉણપ બતાવે છે. સ્વચ્છંદી ચાલના મનુષ્યોનાં મુખ મુખ્યત્વે નીચલા જડબા આગળથી ઉઘાડાં રહે છે.

નીચેનો હોઠ ઉપરના હોઠની મધ્યમાં દબાયલો રહે તો તે ચારિત્રની પવિત્રતા બતાવે છે.

ઉપરનો હોઠ લાંબો હોય તો તે માનસિક સહનશક્તિ તથા વિસ્તૃત વિચાર બતાવે છે.

ઉપરનો હોઠ ઉપસેલો હોય તો તે ધરાવનાર માણસ મસ્તક કરતાં અંતરના અવાજને અનુસરનારો થાય છે. નીચેનો હોઠ

ઉપસેલો હોય તો તે મગજની બુદ્ધિને અનુસરનારો બને છે. ઉપરનો હોઠ લાંબો હોય તો તે ધરાવનાર આત્મપ્રેમી નીવડે છે.

હોઠના લાલ ભાગમાં વહાલ, પ્રેમની નિશાની રહેલી છે. હોઠના લાલ ભાગમાં જો કરચલીઓ, કાપા હોય તો તે વફાદારી, મિત્રતાનું ચિન્હ છે. પરન્તુ આવા હોઠ જો તદ્દન સાફ હોય તો તે અવિશ્વાસુ સ્વભાવ બતાવે છે.



સુંદર હોઠ, કાળી ભ્રમર અને ગોળ મુખાકૃતિવાળો સ્વ. કમળા નહેરૂનો ચહેરો.

હોઠ છૂટા હોય અને દાંત દેખાતા હોય તો તે બકબકાટ અને બડાઈખોર સ્વભાવ બતાવે છે.

સામુદ્રિકશાસ્ત્રનીદ્રષ્ટિએ વિચાર કરીએ તો રાતા હોઠવાળો રાજા અને કમળના જેવા હોઠવાળો ધનવાન બને છે. પાતળા સૂક્ષ્મ હોઠવાળો ધન વગરનો થાય છે. ફાટેલા, ભાંગેલા અને કુરૂપ હોઠવાળો ધનહીન બને છે. જેનો ઉપરનો હોઠ લાલ હોય તે સુખી અને સંપત્તિ ભોગવનારો થાય છે. જેના હોઠ લુખા હોય છે તે કંગાળ અને દરિદ્રી બને છે. જે સ્ત્રીનાં નીચલા હોઠ લાલ, ગોળ, સ્નિગ્ધ અને રેખાથી શોભતા હોય તે સ્ત્રી રાજાની

પ્રિયપાત્રી બને છે. તૂટેલો, ઝીણો, લાંબો, લુખો એવો હોઠ દુર્ભાગ્યનું સૂચન કરાવે છે. કપિલવર્ણો અને મોટો હોઠ ધરાવનારી સ્ત્રી વિધવા બને છે અને કલેશ પામે છે.

સ્ત્રીનો નીચેનો હોઠ જાડો હોય, મોઢું લોહીથી ભરેલું અને લંબગોળ જેવી આકૃતિવાળું હોય, આંખોમાં તેજ ઓછું, કપાળ અને ગાલ પર વધુ પડતી ફીકાશ હોય તેવી સ્ત્રી સ્વ નિર્ણયે વર્તનારી, એકલપેટી અને કંઇક ઉન્મત્ત હોય છે. આવા લક્ષણો ધરાવનારી સ્ત્રીને સંતાનો ટકતાં નથી.

જે સ્ત્રીનું મુખ પહોળું હોય, દાંતોની શ્વેત પંક્તિઓની હારમાળા સરખી જ ચમકતી હોય, શરીર ઊંચુ હોય અને માથાના વાળ જાડા હોય તેવી સ્ત્રી દીર્ઘાયુષી અને સુખી બને છે.



# દાંત



## દાંતના વિવિધ પ્રકાર અને તેનાં લક્ષણો

માણસનાં દાંત પણ તેના સ્વભાવ–ગુણોનું લક્ષણ બતાવે છે. સામુદ્રિકશાસ્ત્ર આ માટે અનેક ફળ કહે છે. ચીકાશવાળા, ઘટ્ટ, મજબુત, તીક્ષ્ણ દાઢોવાળા ને સરખા દાંત હોય તો તે શુભ ચિન્હ સમજવું. એવા દાંતવાળો માનવી સુખી અને ભાગ્યશાળી મનાય છે. જેના દાંત કુંદ પુષ્પની દાંડી જેમ ઉજ્જવળ હોય તે રાજા બને છે યા તો રાજાના જેવું સુખ પ્રાપ્ત કરે છે. રીંછ અને વાંદરાના જેવા દાંતવાળો ભૂખમરાથી પીડાયલો રહે છે. હાથી ને ગધેડાના જેવા દાંતવાળો ગુણીજન થાય છે. વિકાળ અને લાંબા દાંત ધરાવનારો માનવી દુ.ખી બને છે. બત્રીસ દાંતવાળો રાજા, એકત્રીસ દાંતવાળો ભોગી, ત્રીસ દાંતવાળો સુખ અને દુઃખ બન્ને ભોગવે છે. ઓગણત્રીસ દાંતવાળો માણસ દુઃખથી જીવે છે અને અઠ્ઠાવીસ દાંતવાળો હેરાન પરેશાન થઇ જાય છે. દાંત પર દાંત હોય તો તે ભાઇનો વિનાશ કરે છે. બાળકને જન્મતાંની સાથે જ દાંત નીકળે તો તે અશુભ છે.

જેના દાંતો મુખની બહાર આવતા હોય, તેવા પુરુષોની જીંદગી એકંદરે સુખમાં જાય છે. ઉપલા દાંતો બન્ને હોઠોની બહાર આવતા હોય, તેવા માણસો બુદ્ધિશાળી હોય છે. આવા દાંતવાળાઓને લક્ષ્મી અને કીર્તિ સરખા પ્રમાણમાં જ પ્રાપ્ત થાય છે.

છૂટા દાંતવાળો વિદ્વાન બને છે. સફેદ રંગના દાંતવાળો માન પામે છે અને લાલ રંગના દાંતવાળો કપટી બને છે.

## સ્ત્રીનાં દાંત કેવા હોવા જોઇએ ?

જે સ્ત્રીના દાંત ગાયના દૂધ જેવા શ્વેત અને પૂરા બત્રીસ હોય તે સ્ત્રી સૌભાગ્યવાન અને સુખી ગણાય છે. પીળા, ધૂમ્ર-વર્ણના મોટા અને લાંબા બે હારવાળા છીપ જેવા છૂટા–છૂટા રહેલા દાંતો દુઃખ અને દુર્ભાગ્ય આણનારા છે. નીચેની દંતપંક્તિ કરતાં ઉપરના ભાગમાં દાંત અધિક હોય તો તે સ્ત્રી પોતાની માતાને મારનારી થાય છે. વિકરાળ દાંતવાળી ધણી વગરની અને વિરલા દાંતવાળી સ્ત્રીને વ્યભિચારિણી ગણવામાં આવી છે.

ચોર સ્વભાવવાળી સ્ત્રીના દાંતોપરની ચામડીમાં લોહી વધારે હોય છે.



# દાઢી – હડપચી



મોઢાં પરનું આ અંગ પણ મનુષ્યનાં લક્ષણ પારખવામાં સચોટ મદદરૂપ થઇ પડે છે.

## અણીદાર હડપચી

અણીદાર હડપચીવાળો (ચિબુક) માનવી વિચારો અને બુધ્ધિમાં ટૂંકો હોય છે. એનામાં જીજ્ઞાસાવૃત્તિ અધિક પ્રમાણમાં

**દાઢી–હડપચીના પ્રકારો**




નં. ૧ — અણીદાર હડપચી

નં. ૨ — ચોખંડી હડપચી

નં. ૩ — ઉપસેલી હડપચી

હોય છે. હડપચી અણીદાર પરન્તુ સીધી લાઇનમાં વળેલી હોય તો તે માણસનો સ્વભાવ પ્રેમાળ અને કલારસિક બને છે. આવી દાઢીવાળો પોતાનું જીવન સહેલાઇથી પસાર કરે છે. એ સૌન્દર્ય, સચ્ચાઇ અને કુદરતને ચાહનારો બને છે.

## લાંબી હડપચી

લાંબી હડપચી ધરાવનારો મજબુત મનનો, કામમાં ખંતીલો અને દ્દઢ ઇચ્છાશકિત ધરાવનારો હોય છે.

## નાની હડપચી

નાની હડપચી ધરાવનારો નબળા મનનો અને અસ્થિર મનોદશાવાળો હોય છે.

## ગોળ હડપચી

ગોળ હડપચી દેખાવમાં ભલે સુંદર લાગતી હોય પરન્તુ એ બહુ સારી ન કહી શકાય. એ હડપચી સ્વભાવની શ્રેષ્ઠતા બતાવતી નથી.

ગોળ અને માંસાળ હડપચી ઉડાઉ અને શોખીન મનોવૃત્તિના દર્શકરૂપ છે. આવી હડપચી ધરાવનારાઓ કામ કરવામાં ઢીલા અને આળસુ હોય છે. આ લોકો કલાને ઉત્તેજનારા દેખાય છે. પરન્તુ ખરી રીતે જોતાં તેઓમાં કલાશૂન્યતા જ હોય છે.

## ચોખંડી હડપચી

ચોખંડી હડપચી જકકી સ્વભાવ બતાવે છે. આવી હડપચી ધરાવનાર મક્કમ નિર્ણયશક્તિ ધરાવનારો અને પોતાના જ મતંવ્ય પર ચાલનારો હોય છે. મુખ્યત્વે આવી હડપચીવાળાઓ મોટા રાજદ્વારીઓ, જગતની મુક્તિ માટે લડનારા મહાપુરુષો અને ઊંડા તત્વજ્ઞાનીઓ માલમ પડી આવે છે.

ડૉકટરો સૈનિકો ઘણે ભાગે આવી હડપચી ધરાવે છે. જો આ જાતની હડપચી બીજાં અંગો સાથે બરાબર બંધબેસ્તી

થાય તો તે માણસના સ્વભાવમાં પણ પરિવર્તન કરાવે છે. આવી હડપચીવાળો ભયહીન, કીર્તિવાન અને અભિમાની બને છે.

## અંડાકાર હડપચી



હિંદના ચાલુ વાઇસરોય લૉર્ડ લિનલિથગો. જેમની પહોળી અને ચોખંડી હડપચી ખંત, મકકમ સ્વભાવ અને મજબુત કાર્યશકિતનું સૂચન કરાવે છે.

અંડાકાર આકારની હડપચી કલાપ્રિય સ્વભાવ બતાવે છે. આવી હડપચી ધરાવનારો લાગણીવશ પણ હોય છે.

હડપચી અંદર બેઠેલી હોય, સીધી જણાતી હોય તો તે મગજશકિત અને બુદ્ધિનો અભાવ બતાવે છે. આવો માનવી મુશ્કેલીના સમયે આફતમાં આવી પડે છે. અને તેને પારકાંઓની બુદ્ધિ પર જીવવું પડે છે. આવી હડપચી ધરાવનાર સ્વભાવે જક્કી અને દુરાગ્રહી હોય છે. કેટલીક

વખતે આવાઓ વાતોડીયા અને તડાકીદાસ પણ માલમ પડયા છે.

## પહોળી ચોખંડી હડપચી

પહોળી ચોખંડી હડપચી ખંત, મક્કમતા, અને મજબુત કાર્યશકિતનું પ્રદર્શન કરાવે છે. કયારેક એ ક્રૂર અને ઘાતકી વલણ પણ બતાવે છે.

## ઉપસેલી હડપચી

ઉપસેલી હડપચી એ સંકલ્પશક્તિ અને હઠાગ્રહી સ્વભાવના સૂચકરૂપ છે. આવી હડપચી ધરાવનાર સખ્ત મનનો અને કંઇક પ્રેમાળ બુદ્ધિનો હોય છે. એ પોતાના મિત્રોની મંડળીમાં જ રહે છે અને આનંદ કરે છે. બીજા લોકોની સાથે, બહારની દુનિયા સાથે એ સંબંધ રાખતો નથી તેમજ તેની દરકાર પણ કરતો નથી.

એ ઉત્સાહી અને આદર્શવાદી નીવડે છે. જો એવી હડપચી ધરાવનાર કલાકાર કે ચિત્રકાર હશે તો તે ઉચ્ચ દરજ્જાનું ચિત્રકામ તેમજ કલાકામ પસંદ કરશે. ચિત્રકલાને–કલાને ખિલવવા તે તન, મન અને ધનનો ભોગ આપશે. આવાઓને ડાહ્યા માનવીઓની ધન–સંચયની શિખામણ જરાપણ અસર પહોંચાડી શકશે નહિ. તેઓ ભૂખે મરવાનું પસંદ કરશે પણ પોતાના ધંધાને છોડવાની સાફ ના પાડશે.

કેટલાક નટ–નટીઓ આવા પ્રકારની હડપચી ધરાવે છે, એ તેમનો કલા–પ્રેમ સૂચવે છે.

## ૨૬૬

## સ્ત્રીઓની હડપચી કેવી હોવી જોઇએ?

માંસાળ, કોમળ, અને વાળ વગરની હડપચી સ્ત્રીઓ માટે શુભ ગણુવામાં આવી છે. વાળવાળી, વાંકાચુંકા આકારની, ટૂંકી, અતિ ભરાવદાર હડપચી સારી ગણાતી નથી.

જે સ્ત્રીની દાઢીએ પુરુષની જેમ વાળ ઉગે તે સ્ત્રી ઘરમાં રહેલી લક્ષ્મીને દૂર કરે છે. આવા લક્ષણુવાળી સ્ત્રી દુસ્મનો ઊભા કરે છે અને કુટુમ્બ કલેશને જન્માવી લોકોમાં અપમાન પામે છે.



# ગાલ



ગાલ પણ સ્વભાવ દર્શનના કાર્યમાં મદદ કરે છે. આંખ, નાક, દાઢી વગેરેની જેમ એમાં પણ પ્રકાર આવે છે અને તે વિધવિધ ભાવ બતાવે છે. કોઇના ગાલ ગોળ, કોઇના ભરાવદાર, કોઇના ફીક્કા તો કોઇના અણીદાર હોય છે. કેટલાકનાં ગાલ બેસી ગયેલા તો કોઇના ઉપસેલા અને પહોળા પણ હોય છે.

## આખા અને ગોળાકાર ગાલ

આખા અને ગોળાકાર ગાલ મિત્રપ્રેમ અને સામાજિક કાર્ય કરવાની કુનેહશક્તિ બતાવે છે.

## પાતળા ગાલ

પાતળા ગાલવાળો પોતાના જ મિત્રમંડળમાં રાચનારો અને સાંકડા વર્તુળમાં રહેનારો નીવડે છે. દુન્યાદારીની એ વધુ પરવા કરતો નથી.

ગાલ નીચેના ભાગ તરફથી ગોળ વળેલા હોય તો તે ખાઉધરો સ્વભાવ બતાવે છે. પણ જો ગાલ સાધારણ રીતે વળેલો હોય તો તે ઉદાર બુધ્ધિનું સૂચન કરાવે છે.

## ગાલ ઉપરની લાલીનું કારણ શું?

ગાલ ઉપર જે રંગ—લાલી જણાય છે તે માત્ર પ્રકૃત્તિના બંધારણને લઇને જ હોય છે. ગોળ ગુલાબી ગાલવાળા ચહેરામાં

ભરપૂર જીવનશક્તિ રહેલી છે. આવાઓ મીઠાશવાળા અને મળતાવડા સ્વભાવવાળા હોય છે.

## ગાલના વિવિધ લક્ષણો

. ગાલ ભરાવદાર હોય પણ રંગે ફીક્કા હોય તથા સહેજ ઢીલા હોય તો તે પિત્ત પ્રકૃતિ બતાવે છે. આવા માણસો કામમાં ઢીલા અને આરામપ્રિય હોય છે.

ફીક્કા ગાલ શરીરની નાદુરસ્ત તબીયત સૂચવે છે.

સારી રીતે ઘડાયલા અને છેક ગોળ, તેમ ભરાવદાર નહિ એવા ગાલ બુદ્ધિ અને સૌજન્ય સૂચક સમજવા.

પુરુષના ગાલ ઉપર કાળા તલની નિશાની હોય તો તેનું આયુષ્ય ઉત્તમ જાણવું. આવો મનુષ્ય સુખી બને છે.

જેના જમણા ગાલમાં કાળો તલ હોય તે માણસ સુખી બને છે. ડાબા ગાલમાં કાળો તલ ધરાવનારી સ્ત્રી ખોટી રીતે બદનામ થાય છે.

જેના ગાલ બેસી ગયા હોય, આંખો ઊંડી ઉતરી ગઇ હોય તેવા પુરુષને સિંહમુખી પુરુષ ગણવો. નાના ફડનવીસનો ચહેરો આવા જ ગાલયુક્ત હતો.

ગાલ પરનું હાડકું જો વધુ ઊંચું હોય તો તે વ્યવસ્થિત સ્વભાવવાળો બને છે. કયારેક એ પંચાતિયા પ્રવૃત્તિવાળો પણ થાય છે.

ગાલ લોહીથી ભરેલા, તથા ચહેરો બેઠા ઘાટનો હોય તેવા પુરુષો ચપળ પ્રકૃતિના તથા સ્વાર્થી હોય છે. આવા પુરુષોથી

સ્ત્રીઓ વારંવાર છેતરાય છે. આવાઓની સાથે ભાગીદારીથી ધંધો કરવો પણ જોખમકારક છે.

## કેવા ગાલવાળો સુખી અને દુઃખી બને છે!

સામુદ્રિક દ્રષ્ટિએ વિચાર કરીએ તો લાલ અને મોટા ગાલ ધરાવનારો ભાગ્યશાળી બને છે. આવા ગાલ સર્વશ્રેષ્ઠ મનાયા છે. ગાલ ઊંચા અને ફૂલેલા હોય તો તે સ્વાર્થી સ્વભાવ બતાવે છે. ગાલ પાતળા અને રોમયુક્ત હોય તો તે અશુભ છે. સ્ત્રીનાં ગાલ લીસા અને ભરાવદાર હોય તો તે પ્રેમાળ સ્વભાવ દર્શાવે છે. ગાલ જાડા અને ખરબચડા હોય તો તે કુટિલ સ્વભાવનું સૂચન કરાવે છે. સ્ત્રીનાં ગાલ ગોળ અને ભરેલા હોય તો તેને શ્રેષ્ઠ ગણવામાં આવ્યા છે.

## સ્ત્રીઓના ગાલ

ગોરા ગોરા ગુલાબી ગાલ સ્ત્રી વર્ગના મુખકમળને અનેક રીતે શોભા આપે છે. સાથે સાથે તે શરીરની આરોગ્યતા, રક્તની વિપુલતા, પાચનશકિત, પ્રાણશકિત તથા તંદુરસ્તીનું પણ સૂચન કરાવે છે. નાનુ બાલક જો ગાલમાં ભરાવદાર હશે તો તેની શરીર તંદુરસ્તી પણ ઉત્તમ અને સારી જ રહેવાની.

## ગાલ અને માનવીની શોખવૃત્તિ

ગાલ માનવીના શોખોને પણ પ્રકટ કરાવી દે છે. સુંદર ગાલવાળો માનવી સંગીત, નૃત્ય, વિલાસનો શોખીન હોય છે. જેના ગાલ શુષ્ક અને બેસી ગયેલા છે તે માનવી કલા રસિક અને અસંતોષી હોય છે. જેના ગાલ હોઠના ખુણા પાસેથી વળી

ગયેલા, ઊંડા ઊતરી ગયેલા કે માંસપેશી વગરના સુક્કા રક્તહીન લાગતા હોય તે માનવી મંદાગ્નિ, બંધકોશ અને દમ–ખાંસી આદિ દરદોથી પીડાય છે એમ નક્કી સમજવું.

## સ્ત્રીઓના ગાલના લક્ષણો

સ્ત્રીને હસતી વખતે ગાલમાં ખાડા પડતાં હોય તો તે વાંઝણી થાય છે અથવા તો તેને એક–બેજ સંતાનો થાય છે. જે સ્ત્રીના ગાલ કુવા જેવા ઊંડા હોય તે પરપુરુષની સાથે વિલાસ કરવાની કામના રાખે છે. આવી સ્ત્રી સ્વભાવે તામસી પણ હોય છે. જેના ગાલની ચામડી કર્કશ અને બહુજ જાડી હોય તે ધનનો અને કુટુમ્બનો નાશ કરે છે. જાડા અને ઉંચા ગાલવાળી સ્ત્રી પણ અશુભ છે.



# જીભ



## જીભનું વશીકરણ

એક સૌન્દર્યપ્રેમીએ પોતાના મિત્રને પૂછ્યું:—"એની આંખો બહુ જ સુન્દર છે. તારા ઉપર એનો કેવો પ્રભાવ પડયો?"

મિત્રે કહ્યું:—"આંખોથી વધુ એનુ મુખ ચાલતું હતું. એટલે મારા પર એના શબ્દોની વિશેષ અસર પડી છે."

અને સાચે જ જીભમાં આકર્ષક શક્તિ રહેલી છે. જીભ વાણીને જન્માવે છે. વાણી માનવીને વશ બનાવે છે. તમારા ચહેરામાં ગમે એટલું સૌન્દર્ય અને જાદુ કેમ ન ભર્યું હોય તો પણ બોલીમાં જે જાદુ છે તેને રૂપનું જાદુ મહાત કરી શકતું નથી. કોયલનું રૂપ શ્યામ છે. એનામાં સૌન્દર્ય નથી. તોપણ દરેક માનવી તેની બોલીનો—તેના ટહુકાનો આશિક છે. ગધેડાના ભૂંકવાને કે કૂતરાના ભસવાને કોઇ પસંદ કરતું નથી. પરન્તુ મેના—પોપટને બધા જ ચહાય છે. કેમ અને શા માટે? એની બોલીમાં આકર્ષણ છે.

દુનિયાનો દરેક માનવી મીઠી કડવી જીભનો સ્વાદ જાણે છે. જીભ બધું જ કરી શકે છે. એ માનવીના વ્યકિતત્વની સૌથી મોટામાં મોટી સંચાલન શક્તિ છે.

# જીભનું આકર્ષણ કેવી રીતે વધે ?

જીભમાં આકર્ષણ ઉત્પન્ન કરવા માટે વિચારશક્તિઓ અને મનના તરંગો કેળવવા જરૂરી છે. જેવું તમારૂં મન હશે તેવી તમારી જીભની ભાષા હશે. એટલે જ ડાહ્યા પુરુષોએ મનને સદા આનન્દમય અને ઉચ્ચ રાખવા ઉપદેશ આપ્યો છે. કોઇના છિદ્રોને શોધીને તેના દુર્ભાગ્ય અને ભૂલોને મશ્કરીમાં ઉડાવવા એ પાપ છે. બીજાઓના સુન્દર વ્યવહાર અને ગુણોની પ્રશંસાત્મક ચર્ચા કરવી એજ તમારૂં મુખ્ય કર્તવ્ય હોવું જોઇએ.

# જીભ પરથી માણસ વર્તાય છે

'જેવી જીભ તેવો માણસ' આ લોકોક્તિના કથન મુજબ માણસની પરીક્ષા તેની વાણી પરથી કરવામાં આવે છે. જે માણસ નજીવા જ વાર્તાલાપમાં અપશબ્દો, ગાળાગાળી અને અસભ્ય રીતે બોલતો દેખાય તો માની લેવું કે એ જંગલી બુદ્ધિનો, અવિવેકી, ઉદ્ધત અને મલિન મનોવૃત્તિ સેવનારો છે. આવા માણસો વ્યાપાર ધંધામાં બહુ ફાવી શકતા નથી. અને માલિકનું સદા નુકશાન જ કરે છે.

કેટલાક માણસો સારૂં શિક્ષણ પામેલા હોવા છતાં પણ વાતવાતમાં ગાળાગાળી પર આવી જાય છે. તેમનો આવો સ્વભાવ એ કુસોબત અને ખરાબ સંસ્કારનું પરિણામ છે. આવાઓએ પોતાની વાણી ઉપર સંયમ રાખી જીભને કાબુમાં રાખવી જોઇએ.

મીઠું બોલનારો, વિવેકીવાણી ઉચ્ચારનારો, લોકોને પ્રિય લાગે છે અને તે સદા સુખી બને છે. આવા માનવીઓ ધનથી વંચિત રહેતાં નથી અને તેઓ સુખી જીવન ગુજારે છે.

## કેવી જીભ સારી ગણાય ?

કોમળ, સરલ, લાલવર્ણવાળી, સાફ જીભ ઉત્તમ ગણવામાં આવી છે. જાડી, મધ્યમાં ફાટેલી, વિકૃત જીભ સુખનો નાશ કરનારી મનાઇ છે.

## જીભના સામુદ્રિક લક્ષણો

સામુદ્રિકશાસ્ત્રની નજરે જોતાં જેની જીભ લાલ ને લાંબી હોય છે તે શ્રેષ્ઠ ગણાયો છે. આવી જીભવાળો વૈભવશાળી અને બધાં પ્રકારનાં સુખો ભોગવે છે. કાળી ને કઠોર જીભવાળો દ્રવ્યહીન બને છે અને તે પાપી થાય છે. જેની જીભ ધોળી હોય છે તે આચારહીન બને છે. કમળ જેવી, સૂક્ષ્મ ને લાંબી જીભને શુભ ફળ આપનારી કહેવામાં આવી છે. જેની જીભ અતિ લાંબી હોય છે તે રાજા થાય છે. જીભ જો આગળનાં ભાગમાં નમેલી હોય અને લાલ તથા સૂક્ષ્મ હોય તો તે સંપૂર્ણ વિદ્યાઓનો જ્ઞાતા બને છે. જેની જીભ બોલતાં અચકાતી હોય તે સર્વ લોકોથી માન પામે છે. જેની જીભ મુખની બહાર નીકળતી ન હોય તે પાપી અને નરકગામી બને છે. જેની જીભ તાળવાને સ્પર્શ કરી શકતી ન હોય તે દુઃખી થાય છે. જેની જીભ સ્વાદને જાણી શકતી ન હોય તેનું તત્કાળ મરણ થાય છે.

## સ્ત્રીઓની જીભનાં લક્ષણો

જે સ્ત્રીની જીભ લાલ કોમળ હોય તે સ્ત્રી મીઠું મીઠું ભોજન કરનારી થાય છે. જીભનો આગળનો ભાગ વિસ્તૃત હોય અને તે જો શ્વેત હોય તો દુઃખની આગાહી કરાવે છે. પીળી જીભવાળી સ્ત્રીનું જળમાં મરણ થાય છે. કાળી જીભવાળી સ્ત્રી લડાઈ કજીયાની શોખીન અને પારકા ટંટા ઘરમાં લાવનારી નીવડે છે. મોટી જીભવાળી દરિદ્રી અને લાંબી જીભવાળી ન ખાવા જેવી ચીજોનું ભક્ષણ કરે છે. વિશાળ જીભ ધરાવનારી સ્ત્રી ગર્વ અને મદથી છકેલી બને છે.



# કાન



કાનના લક્ષણો ઉકેલવામાં ન આવે તો ચહેરા ઉપરથી પારખવામાં આવેલું ભવિષ્ય અપૂર્ણ ગણાય છે. કારણ કાન માણસ જાતની કેટલીક ટેવોને સારી રીતે પ્રકટ કરી દે છે. એટલે જ ચહેરાને પિછાનવામાં તેની અગત્યનો સ્વીકાર કરવામાં આવ્યો છે.

## કાન ઊર્મિસૂચક પણ છે

કાનને શરીરનો અગત્યનો ભાગ કહ્યો છે. કોઇ અરબ્બી અશ્વની અગર તો કોઇ કાઠિયાવાડી ઘોડીની કાનસુરી પર કદી નજર ફેંકી છે ખરી? વીજળીથી કંપતી હોય તેવા એ અશ્વના કાનની અણીઓ કંપે છે. અને જ્યારે અશ્વની કાનસુરી એમ સતેજ બને ત્યારે અશ્વારોહી પુરુષ શબ્દો ન જણાવી શકે તેટલી વાતો કહી દે છે. શ્વાનો પણ પોતાની લાગણીઓ પોતાના કાનનાં હલનચલન દ્વારા વ્યકત કરે છે. કેટલાક માણસો પોતાના કાન શ્વાન કે અશ્વની માફક હલાવી શકે છે અને વૈજ્ઞાનિકો કહે છે કે જે માણસો આવી રીતે પોતાના કાન હલાવી શકે છે તેઓ પ્રાણીઓના જેવી તીવ્ર ઘ્રાણેન્દ્રિય તથા દ્રષ્ટિ ધરાવે છે.

જુના વખતમાં એવો વહેમ પ્રચલિત હતો કે જ્યારે બીજા માણસો આપણી ગેરહાજરીમાં આપણા વિશે વાત

કરતાં હોય ત્યારે આપણા કાન સવળે છે અને કંપારી અનુભવે છે.

કેટલાક માણસોના કાન તથા બુટ્ટીઓ અતિ નાજુક હોય છે. જરા જેટલો પણ ક્રોધ આવતાંની સાથે જ તે લાલચોળ બની જાય છે. ગુસ્સે થયેલા માણસની કાનની ટીસીઓ લાલચોળ થયેલી આપણે ઘણી વખત જોઈએ છીએ.

## ટીકાથી ડરનારા કાન

જે માણસોના કાનની બુટ્ટીઓ લાગણીની અસરથી લાલ-ચોળ થઈ જાય છે તેઓ પ્રશંસા કે નિંદાથી જલદી અસર પામે છે.

કાનની એક બીજી લાક્ષણિકતા એ છે કે બે કાન કદી પણ એક સરખાં હોતાં નથી. ચાલીસ વર્ષના એક અનુભવી વૈજ્ઞાનિકે પોતાના અનુભવમાં કદીએ એક સરખાં કાન જોયા નથી. એક જ માણસના બન્ને કાનમાં પણ ઘણો તફાવત હોય છે. આ પ્રકારનો તફાવત ચારિત્ર્યનો ઉઠાવ બતાવે છે તથા સ્થિરતાનો અભાવ પણ બતાવે છે.

## નાના કાન

મસ્તકના ભાગને વળગેલા નાના કાન શોખીન સ્વભાવ, ઊંડી સમજશક્તિ અને સમજુ મનોવૃત્તિ બતાવે છે. સ્ત્રીઓને જો નાના કાન હોય તો તે ઘણાં સારા ગણવામાં આવ્યા છે.

## મોટા કાન

મોટા મુખ અને મોટા નાકની જેમ મોટા કાન પણ દઢ વ્યક્તિત્વ રજુ કરે છે. જો કાનનો આકાર બરાબર હોય અને તેને મોટી ઢીલી બુટ્ટીઓ હોય તો તેવા કાન ધરાવનારો સાહિત્ય શોખીન નીવડે છે. મોટા અને આકાર વિનાના કાન ક્યારેક જાડી બુધ્ધિ બતાવે છે. કાન જો રાતાશ પડતા અને માંસાળ હોય તો પણ તે જાડી બુધ્ધિનું સૂચન કરાવે છે.

**કાનના ત્રણ પ્રકાર**



૧ ૨ ૩

૧ — સુંદર આકારવાળો કાન

૨ — ગળાં સાથે જોડાયલી કાનની લાલી.

૩ — લાંબી લટકતી લાલી

મોટા કાનવાળા મનુષ્યમાં ચહેરાના વિભાગો તથા હાથ, પગ અને હૃદય પણ મોટું હોય છે. જે જે પુરૂષોએ પોતાનો વ્યવહાર નિભાવવા ઉપરાન્ત પરોપકારી તથા લોકહિતનાં કામો

કર્યાં છે તેઓમાં કાનનું કદ મોટું માલમ પડયું છે. દાદાભાઇ નવરોજજી, મોતીલાલ નહેરૂ વગેરે એના સૂચક પૂરાવાઓ છે.

## જમણો કાન

જમણો કાન મોટો હોય, તે મનુષ્ય ગરીબ કુટુમ્બમાં જન્મેલ હોવા છતાં પણ લક્ષાધિપતિ બને છે.

## ડાબો કાન

ડાબો કાન મોટો હોય તેવા પુરુષને રાજદ્વારી ગુન્હાસર અથવા તો અન્ય બાબતમાં અપરાધી થઇને જેલમાં જવાનો યોગ આવે છે.

કાનમાં ઊંચાણ–નીચાણવાળી જગ્યાઓ વધુ હોય તો તે કોમળ સ્વભાવનું સૂચક ચિન્હ છે. કાનનો વચલો ભાગ જો લાંબો હોય તો તે તાલ–સૂર આદિનું જ્ઞાન બતાવે છે.

કાન નાના મોટા હોય, તથા તેના વળાંકમાં અને પહોળાઇમાં ફેરફાર હોય, તેવા પુરુષની ચામડી જાડી હોય અને તે ચામડી પર સોનેરી રંગના આછા વાળ હોય, તો તે પુરુષ મહાન કર્તવ્યનિષ્ઠ અને બુધ્ધિશાળી બને છે. આવા પુરુષોનાં હાથથી અનેકોનું કલ્યાણ થાય છે.

## કાનની બુટ્ટીઓ

કાનની બુટ્ટીઓ જો લાંબી અને પહોળી હોય તો તે લાંબી જીંદગીનું સૂચન કરાવે છે. બુટ્ટીઓ ઢીલી અને લબડતી હોય તો તે માયાળુ અને વિશ્વાસુ સ્વભાવ બતાવે છે. જેની બુટ્ટીઓ

ગરદનના ભાગ સાથે જડાઇ ગયેલી હોય તે માણસથી સાવચેત રહેવું જરૂરી છે. પરન્તુ આમ કરતાં પહેલાં તેના બીજાં લક્ષણો પણ ઉકેલી લેવા જરૂરનાં છે.

## કાનપરથી જુદા જુદા લક્ષણો

**ઈર્ષ્યાળુ** વ્યક્તિઓના કાન લાંબા, સાંકડા ને અણીદાર હોય છે. **હાસ્યરસિક** માણસનો કાન નાનો હોય છે ને તેની બુટ્ટી નાજુક તથા અણીદાર હોય છે. **સંશોધન** કરનારા તથા ખૂબ જ **ખંતીલા** ને ઉદ્યમી માણસનો કાન ખૂબ જ પહોળો ને વિશાળ હોય છે. મહાન **ઉપદેશકો, તત્વવેત્તાઓ** વગેરેના કાનની બુટ્ટીઓ અતિ ખીલેલી હોય છે. કાનની બુટ્ટીનો એ માંસળ લોચો દુન્યવી કરતાં આત્માનાં પ્રદેશનો વધુ નિર્દેષ કરે છે. **તબીબો–જાદુગરો અને શિકારીઓ** એ ત્રણેના કાનનો આકાર એક જ જાતનો હોય છે એવું વૈજ્ઞાનિકોનું કહેવું છે. તેમના કાનની બહારની ધાર જરા વાંકી હોય છે. વચલો ભાગ મોટો અને બુટ્ટી ગોળ તથા ભરાઉદાર હોય છે. આવી જાતનો આકાર કારીગરમાં પણ દેખાય છે.

## ગુન્હેગારના કાન

ગુન્હેગારોના કાનોની નોંધ અનેક જેલોમાં રાખવામાં આવે છે. અમેરિકામાં તો અંગુઠાની છાપની જેમ કાનના ફોટાઓ પણ લેવામાં આવે છે અને તે દ્વારા કેદીઓને પિછાની કાઢવામાં આવે છે. ગુન્હેગાર માનવીઓના ફોટાઓ જોઇ મુખલક્ષણ વિશારદોએ સાબીત કર્યું છે કે તેમના કાનની રચના તથા તેનો આકાર સાદા અને ભોળાં માનવીઓ કરતાં કંઇક જુદો જ માલમ પડી આવે છે. નજીવા ગુન્હાખોરોના કાન ઢળતા હોય છે. હિમ્મતવાન અને નિષ્ણાત ઘરફાડુઓનાં કાન ગોળાકારના હોય

છે તથા જેઓ મારામારીમાં પાવધરા છે તેઓના કાન ગોળ અને સહેજ નાના માલમ પડયા છે. આ લોકોના કાન ઉપરના ભાગમાં સહેજ ઊંચા પણ હોય છે.

ટૂંકામાં કાનના લક્ષણો નીચે મુજબ વર્ણવી શકાયઃ—

**ખરબચડા કાન** — જાડી બુદ્ધિ અને સખ્ત સ્વભાવ બતાવે છે. **જાડા** અને **બેડોળ** કાન ગ્રામ્ય સ્વભાવ સૂચવે છે. **પાતળા** અને **નાના** કાન કોમળ માનસિક લાગણીઓ પ્રદર્શિત કરે છે.

**ટૂંકા કાન** — જુસ્સો અને માનુષી સ્વભાવની ન્યૂનતા.

**પાછળ નમેલા કાન** — સ્વાર્થી અને લાલચુ મનોવૃત્તિ.

**આગળ નમેલા કાન** — જડ અને આળસુ સ્વભાવ.

**લાલ મોટા કાન** — તીક્ષ્ણ શ્રવણશક્તિ.

**નાના કાન** — નબળું સ્વાસ્થ્ય અને નરમ સ્વભાવ.

**લાંબા કાન** — દીર્ઘ જીવન. કાનની લાલી જો લાંબી અને પહોળી હોય તો તે લાંબી જીંદગીનું સૂચન કરાવે છે.

## સ્ત્રીનાં કાન કેવા હોવા જોઇએ ?

સ્ત્રીના કાન જો લાંબા, સારા અને મરોડદાર હોય તો તે સુખ–સંપત્તિ અપાવે છે. નાડીઓથી ભરેલાં કાન અશુભ કહ્યા છે. કાન જો જલેબી જેવા આંકાથી રહિત હોય અને તે જો વાંકા હોય તો તેને પણ અશુભ કહેવામાં આવ્યા છે.

પ્રમાણ કરતાં ટૂંકા કાન હોય તો તે ધરાવનારી સ્ત્રી સુખી થતી નથી. જમણા કાન ઉપર શ્યામ તલ હોય તો તે સ્ત્રી બુધ્ધિશાળી બને છે.

## ૨૮૧

સામુદ્રિકશાસ્ત્રની દ્રષ્ટિએ વિચાર કરતાં જેના કાન માંસ-હીન હોય તેનું અકાળ મૃત્યુ થાય છે. ચપટા કાનવાળો યોગી બને છે અને નાના કાનવાળો કંજુસ થાય છે. જેના કાન શંકુના જેવા હોય તે સેનાપતિ બને છે. કાનમાં જો વાળ ઉગેલા હોય તો તે દીર્ઘાયુષી અને ભાગ્યશાળી બને છે. મોટા કાન ધરાવનારો ધનવાન થાય. કાન પર જો નસ દેખાય તો તેવા કાનવાળો દુષ્ટ અને ક્રૂર સ્વભાવનો નીકળે છે. લાંબા અને માંસયુકત કાનવાળો સુખી થાય છે.



# ગળું – ગરદન



મનુષ્યના ચારિત્ર્ય ઘડતરમાં ગળું કે ગરદન પણ પોતાનો ફાળો આપે છે.

પુરુષોની તથા સ્ત્રીઓની ગરદન અનેક પ્રકારની હોય છે. કોઇની ગરદન પાતળી, કોઇની લાંબી, કોઇની ટૂંકી કે જાડી, તો કોઇની માંસથી ભરેલી કે માંસમજ્જાથી રહિત અને નિર્બળ હોય છે. આ દરેક પ્રકારના આકાર, કદને કંઇને કંઇ કહેવાનું હોય છે.

## સ્વતંત્ર સ્વભાવના માણસની ગરદન

જેમનાં ગળાં લાંબા છે અને જેઓ પોતાનું મસ્તક ટટાર રાખે છે તેઓને સ્વતંત્ર મિજાજના સમજવા. આવાઓ કોઇના તાબામાં રહેતાં નથી અને સદા સ્વતંત્ર જ રહીને કામ કરે છે.

## સ્વમાની માણસની ગરદન

જે માણસ સ્વમાની છે તે પોતાનાં ગળાંને પાછલી બાજુથી નમાવીને અક્કડ રાખે છે.

## પરાધિન માણસની ગરદન

જેની ગરદન અતિ નમેલી છે, તથા ગળાં આગળની જેની

ચામડી જરા ઢીલી થયેલી છે તે મનુષ્ય પરાધિન દશાવાળો સમજવો.

## ટૂંકી ગરદન

જેની ગરદન ટૂંકી હોય છે તે માણસ ખંધીલો, ધીરજ ધરનારો અને સ્થિર બુદ્ધિવાળો બને છે.

## લાંબી ગરદન

લાંબી ગરદન શોભા, શક્તિ, બળ આદિ ભાવ પ્રકટાવે છે. ગરદન લાંબી અને પાતળી હોય તો તે શરીરની નિર્બળતા, માંસ પેશીઓની શિથિલતા, પ્રજનન શક્તિની ન્યૂનતા બતાવે છે.

## કેવી ગરદન સારી ગણાય ?

ગરદન બહુ ઊંચી નહિ, પાતળી નહિ, બહુ જાડી નહિ, એવી સપ્રમાણ માંસ, અસ્થિ, રક્ત તથા સ્નાયુ આદિની સંવૃધ્ધિ દ્વારા બરાબર પુષ્ટ તથા કસાયલી હોય તેવી ગરદન પ્રશંસા કરવા યોગ્ય તથા સૌન્દર્યશાળી ગણાય છે. આવી ગરદન ધરાવનારાઓ સુન્દર, વ્યવસ્થિત કાર્યવાળા અને શાન્ત પણ મક્કમ સ્વભાવ ધરાવનારા હોય છે.

## સ્ત્રીનું ગળું કેવું હોવું જોઇએ ?

સ્ત્રીનું ગળું ગોળ, ભરાવદાર, ચાર આંગળની લંબાઇવાળું હોય તો તે ઇચ્છવાયોગ્ય છે.

સામુદ્રિકશાસ્ત્ર મુજબ ગળું જેમ મોટું અને પહોળું હોય

તેમ સારૂં. પહોળું અને મોટું ગળું શરીરનું બળ તથા જુસ્સાને વધારે છે.

જેની ડોક જાડી હોય, ડોકાં પરની ચામડીનો રંગ ચોકલેટ વર્ણનો હોય તથા ડોક સહેજ બેઠા ઘાટની હોય તેવા માણસનું આયુષ્ય પૂર્ણ સમજવું. માથું નીચું નમાવતી વખતે આગલા ભાગમાં ( દાઢીની નીચે ) ત્રણ–ચાર કરચલીઓ પડતી હોય તો તે પુરુષ બુધ્ધિવાન હોવા છતાં પણ વારંવાર કાનૂનોમાં સપડાઇ જાય છે.

જેનું ગળું વારંવાર નાનું મોટું થતું હોય, સમયે સમયે પારેવાંના ગળાની જેમ પહોળું થતું હોય, તેવા પુરુષોનું મરણ આંચકાથી થાય છે. કિન્તુ આવી વ્યક્તિઓમાં વિશ્વાસઘાતનું તત્વ હોતું નથી.

જે સ્ત્રીનાં ગળામાં વાળનું ચક્ર હોય તે સ્ત્રી કુમાર્ગે ચાલનારી અને પતિનો દ્રોહ કરનારી બને છે. ગળામાં ત્રણ રેખા કે વળ હોય તો તેને ઉત્તમ જાણવી. આ રેખાઓ જો તૂટેલી હોય તો તે અશુભ સમજવી.



# સ્વર — અવાજ



માણસનાં સ્વર પરથી પણ આપણે તેના સંબંધી ઘણું જાણી શકીએ છીએ.

હાથ, પગ, કાન એ બધી દ્રશ્ય વસ્તુઓ છે. આપણે તેને જોઇ શકીએ છીએ. તેના આકારને પિછાની શકીએ છીએ.

પણ અવાજ જોઇ શકાતો નથી, તે માત્ર સાંભળીજ શકાય છે. આશ્ચર્ય તો એ છે કે દરેક માણસનો સ્વર બીજાં કરતાં જુદો માલમ પડે છે.

કોઇનો અવાજ મંદ, કોઇનો ઘોઘરો, કોઇનો તીણો, કોઇનો કોમળ, કોઇનો મધુર, કોઇનો ક્રોધી તથા કોઇનો કર્કશ હોય છે. આમ વિવિધ પ્રકારના અવાજ માનવીના કંઠમાંથી બહાર નીકળે છે. આ વિવિધ અવાજો પાછળ અનેક કારણ છૂપાયલા છે.

અવાજ પરથી માનવીને ઓળખી શકાય છે. એક વખત સાંભળેલો અવાજ સામાન્ય રીતે ભૂલાતો નથી.

## માણસની બોલવાની રીત

માણસોની બોલવાની રીત પણ અનોખી અને વિવિધ પ્રકારની હોય છે. કોઇ એકદમ ઝડપથી અટકયા વગર બોલે છે,

કોઇ વાકયના કટકા કરી કરીને બોલે છે, કોઇ ધીરે તો કોઇ વિચાર કરતાં હોય તેવી રીતે બોલે છે.

## બેવડી બોલી ધરાવનારા માણસો

કેટલીક વ્યકિતનાં બોલવામાં બે પ્રકારનાં અવાજ પણ માલમ પડે છે. આવી કુશળતા ઘણી જ ઓછી વ્યકિત ધરાવે છે. શ્રીમતી સરોજીની નાયડુ કોયલના રણકાર જેવો અવાજ પણ કાઢી શકે છે અને ગર્જના કરતો પહાડી અવાજ પણ બતાવી શકે છે.

## અવાજમાં પરિવર્તન પણ થાય છે

માણસના અવાજમાં પરિવર્તન થયા કરે છે. આ પરિવર્તન તે જે સ્થિતિમાં હોય છે તેને આભારી છે. માનવીના હ્રદયમાં જેમ ભિન્નભિન્ન લાગણીના પ્રવાહ વહે છે તેમ તેના અવાજમાં પણ ફેરફાર થયા કરે છે.

## અવાજ અને પ્રકૃતિ

શોકિત્ માનવીનો અવાજ કરૂણ અને આર્જવભર્યો હોય છે. પ્રફુલ્લ માનવીનો અવાજ તાઝગીભર્યો અને તંદુરસ્ત માલમ પડે છે.

રોષથી જ્યારે માનવી વ્યાપ્ત બને છે ત્યારે તેના સ્વરમાં એક પ્રકારનો કંપ હોય છે. આ કંપ તેનામાં ભયાનકતા આણે છે અને તેને લઇને તેનો અવાજ ધ્રૂજતો માલમ પડે છે.

ઉશ્કેરાટભર્યો, આર્જવનાભર્યો, ગળગળો, દુ:ખ–શોકભર્યો, સ્વમાનશીલ, નીડર, કરૂણ, ધમકીભર્યો આદિ અનેક પ્રકારના

અવાજ માનવીના હૃદયમાં છૂપાયલી ઊર્મિઓને પ્રકટ કરાવે છે.

## અવાજનો જાદુ

અવાજથી માનવીને વશ પણ બનાવી શકાય છે. જાદુભર્યાં નેત્રો જેટલી અસર સામી વ્યક્તિ પર ઉપજાવી શકે છે તેટલી જ અસર બલ્કે તેના કરતાં પણ વધુ ચમત્કારિક અસર માનવીનો અવાજ કરી શકે છે. મહાત્મા ગાંધીજી, પંડિત જવાહરલાલ, સ્ટેલીન, મુસોલીની, હીટલર, લૉઇડ જ્યોર્જ આદિના અવાજો શ્રોતાઓને વશ બનાવી તેમને મંત્રમુગ્ધ બનાવી દે છે. હીપ્નોટીસ્ટો પોતાના અવાજથી જ વિષેયને વશ બનાવી તેના ઉપર ધારી અસર ઉપજાવી શકે છે.

રૂપનો જાદુ પ્રકૃતિ આપે છે. કિન્તુ બોલીનો જાદુ મનુષ્યના હાથમાં છે. બોલતી સમયે એવી રીતે બોલવું જોઇએ કે જેથી સામો માણસ મુગ્ધ બની આપણી સામે જ જોઇ રહે.

મીઠી બોલીમાં જીવતાં કરવાની તાકાત છે. માનવીને વશ કરવા માટે મીઠી વાણી જ જાદુ જેવી અસર કરી જાય છે. ક્રોધ, ઘમંડીપણું, તિરસ્કાર આદિ પ્રકૃત્તિ માનવીને પાયમાલ બનાવી તેને સદા નીચો જ રાખે છે.

આ દુનિયામાં હજારો–લાખ્ખો માનવીઓ એવા છે કે જેમને બોલવાની કલા માલમ નથી. તેમને એ વાતની ખબર જ નથી કે પોતાનામાં આકર્ષણ વધારવાને માટે કેવી રીતે અવાજ કાંઢવો જોઇએ, કેવી રીતે વાણીને કેળવવી જોઇએ. આથી જ તેમની બોલી તીખી, ઝેરીલી, કઠોર અને કર્કશ હોય છે. બોલીમાં જે મીઠાશ અને મધુરતા આવવી જોઇએ તે આવતી

નથી પરિણામે તેઓ પોતાની જાતને જ નહિ પણ બીજાંઓને પણ પોતાના દુશ્મન બનાવી તેમની ઇતરાજી વહોરી લે છે. આવાઓ જીંદગીમાં ક્યારેય પણ સફળ થઈ શકતાં નથી.

## મધુરવાણી જ ઉચ્ચારો

તમે ગમે તેવા હો, શ્રીમન્ત હો કે અમીર હો કે તવંગર. મોટી પદવીવાળા હો કે નીચી પદવીવાળા પણ દરેકની સાથે મધુરવાણીથી જ બોલો. કોઇને પણ કડવાં શબ્દો કહો નહિ. તમારી વાણીમાં દિલચસ્પી, હાસ્ય–વિનોદ અને માધુર્યના ફુવારા ઉડાવો. લોકોની વાતો ધ્યાનથી સાંભળો અને મીઠા શબ્દોમાં તેનાં ઉત્તર આપો.

## અવાજના ફોટાઓ

આગળ જણાવ્યું તેમ સ્વર એ દર્શક પદાર્થ નથી પણ શ્રાવ્ય પદાર્થ છે. તો પણ આજના વિજ્ઞાને તેને દર્શક સ્વરૂપ પણ અપાવ્યું છે. પ્રોફેસર એ. એમ. લો નામના એક વૈજ્ઞાનિકે અવાજોના ફોટાઓ લઇ શકવાની રીત શોધી કાઢી છે. આ રીત દ્વારા ગમે તેનો અવાજ ફોટાઓમાં બતાવી શકાય છે.

પ્રો. લોએ પોતાના યંત્રની મદદથી પ્રસિધ્ધ માણસોના અવાજની નોંધ કરી છે. નવાઇની વાત તો એ છે કે આ ફોટાઓ લેતી વખતે માણસની હાજરીની જરૂર પડતી નથી. ગમે તેટલો દૂર માનવી વસતો હોય તો પણ તેના અવાજનો ફોટો લઇ શકાય છે. આવી રીતે રેડીઓ પર બોલનાર માણસના અવાજનો ફોટો પણ તે ઘેર બેઠા લઇ શકે છે. અને આ મુજબ તેણે ચેમ્બરલેઇન, હીટલર, મુસોલીની આદિ અનેકોના અવાજનાં ફોટાઓ લીધા છે.

હવે સ્વર પરથી કયા લક્ષણો વર્તાય છે તે તપાસીયે.

## નરમ અવાજ

નરમ અવાજવાળો માનવી કાર્યશક્તિમાં લુલો અને બુધ્ધિમાં મંદ હોય છે. એ શારીરિક અવસ્થાએ પણ દુઃખી બને છે અને જીંદગીથી કંટાળી જાય છે.

## સખ્ત અવાજ

સખ્ત અવાજ માનવીની સખ્ત અને ઉગ્ર મનોદશાના પ્રતિકરૂપ છે. આવા અવાજવાળો કામમાં પણ ધાંધલિયો હોય છે. તેનું મગજ સદા તપેલું જ રહે છે.

ઊંચે બેઠેલો અવાજ માનવીની લાગણીવશતા પ્રદર્શિત કરે છે.

## સંગીતમય અવાજ

સંગીતમય અવાજ સંગીત અને કલા પ્રત્યેની લાગણી અને કુશળ રાજદ્વારી બુધ્ધિનું પ્રદર્શન કરે છે. આ અવાજ ઘણીવાર ઘંટડીના રણકારૂપ પણ હોય છે. આવા સ્વરવાળાઓ સુધરેલી મનોદશા ધરાવતા હોય છે.

## ઊંડો અવાજ

ઊંડો અવાજ — કેટલાક માણસો બોલતી વખતે ઘણાં ઊંડાણમાંથી શબ્દો ઉચ્ચારે છે. તેમનું બોલવું આપણને ગળાંની અંદરથી ઉચ્ચારાતું હોય એમ જણાય છે. આવા માનવીઓ સન્તાશોખીન, હિંમતવાન, બહાદુર અને જુસ્સાદાર હોય છે.

## કોમળ અને પ્રેમાળ સ્ત્રીનો અવાજ

જે સ્ત્રીનો સ્વર નીચો, સખ્તાઇ વગરનો હોય તે સ્ત્રી લાગણીવશ અને માયાળુ સ્વભાવની નીવડે છે. આવા સ્વભાવ-વાળી સ્ત્રીઓ ભલે પ્રકટ સ્વરૂપે નરમ જણાતી ન હશે, પરન્તુ તેમનું હૈયું અવશ્ય કોમળ અને પ્રેમાળ હોય છે જ.

## ખોખરો અવાજ

સ્ત્રીનો અવાજ જો ખોખરો હોય તો તે આકર્ષણ ઉત્પન્ન કરનારી થાય છે. તેનામાં સામી જાતિને આકર્ષવાની શક્તિ છૂપાયલી હોય છે અને લોકોની નજરમાં તે સહેજે આવી જાય છે.

## ઘંટડીના રણકાર જેવો અવાજ

કેટલીક સ્ત્રીઓનો અવાજ ઘંટડીના રણકાર જેવો મધુર હોય છે. આવી સ્ત્રીઓ મધુર બોલનારી, કહ્યાગરી અને કલા-કુશળ હોય છે. આવી સ્ત્રી પત્ની તરીકે રહી પતિને સંપૂર્ણ સંતોષ આપે છે.

## અવાજના સામુદ્રિક લક્ષણો

સામુદ્રિકશાસ્ત્રની દ્રષ્ટિએ અવલોકતાં અલ્પ અવાજવાળો તેમજ કાગડાના જેવા સ્વરવાળો માણસ પાપી બને છે અને તે દુરા-ચરણી થાય છે. જેનો અવાજ હાથી, બળદ, રથ, નોબત, મૃદંગ અને સિંહના જેવા સ્વરવાળો હોય તે રાજા જેવું સુખ ભોગવે છે. ગધેડાંના જેવા અવાજવાળો તથા ખોખરા સ્વરવાળો કઠોર સ્વભાવનો અને ધન તથા સુખ વિહોણો બને છે.

# મૂછ—દાઢી



## મૂછોના વિવિધ ભાવ

મૂછ–દાઢીના વાળ પણ માણસને પારખી કાઢવા માટે મહત્વનાં ગણવામાં આવ્યા છે. એક પ્રસિધ્ધ સામુદ્રિકવેત્તાના મત મુજબ કાળી મૂછો બહાદુરી અને હિમ્મતભર્યો સ્વભાવ બતાવે છે. તપખીરીયા રંગની મૂછો સારો સ્વભાવ પરન્તુ ઉષ્ણ મગજ પ્રદર્શિત કરે છે. રાતી મૂછો લુચ્ચાઇ અને કપટી સ્વભાવ બતાવે છે. ગૌર રંગની મૂછો ઉમદા અને દિલાવર સ્વભાવ બતાવે છે. ધોળી મૂછો શકિતની ન્યૂનતા બતાવે છે. ટટાર સીધી મૂછો ક્રોધ અને ઉગ્ર સ્વભાવનું સુચન કરાવે છે. જાડી મૂછો અસભ્યતા, ખરબચડી મૂછો જાડી બુધ્ધિ અને દુષ્ટ સ્વભાવ તથા આછી મૂછો શિથિલતા સૂચક ભાવો પ્રકટાવે છે.

જેનાં દાઢી અને મૂછ પરના વાળ અતિ જાડા હોય તેવા પુરુષો અસ્થિર મનોવૃત્તિના અને પારકાંની બુધ્ધિ પર ચાલનારા હોય છે. આવા પુરુષોને પોતાની મૂર્ખતાથી અનેક વખત નુકશાની ભોગવવી પડે છે. આવાઓ પર અતિ વિશ્વાસ રાખવો નહિ.

# તમારો ચહેરો કેવો છે?



## માનવીના બે વર્ગ

મુખ પરનાં જુદાં જુદાં અંગોનું લક્ષણ તપાસ્યા પછી આખા ચહેરા પરથી શું જોઈ શકાય છે એ તપાસીએ. સાધારણ રીતે કહીએ તો માણસ જાતને બે વર્ગમાં વહેંચી શકાય છે. એક વર્ગ પોતાની મગજશક્તિથી કામ કરે છે ત્યારે બીજો વર્ગ પોતાના હાથ અને શક્તિઓ દ્વારા કામ કરે છે.

## મગજશકિતથી કામ કરનારનો ચહેરો

પહેલા વર્ગના માનવીનો ચહેરો મુખ્યત્વે ત્રણ વર્ગમાં સરખે

બે પ્રકારના ચહેરા




૧—મગજશકિતથી કાર્ય કરનાર. ૨—શારીરિકશકિતથી કાર્ય કરનાર.

ભાગે વહેંચાયલો જણાઇ આવશે. આ ત્રણ ભાગો તે કપાળ, નાક અને મુખ–હડપચી, શારીરિક શક્તિથી કામ કરતાં માનવીનો ચહેરો આવી રીતે સરખે ભાગે વહેંચાયલો હોતો નથી. એના કપાળનો ભાગ નીચો અને ઓછો હોય છે. નાકનો ભાગ ટૂંકો અને મુખ–હડપચીવાળો ભાગ બીજા ભાગોની સરખામણીમાં મોટો હોય છે.

મગજશક્તિથી જેઓ કામ કરે છે તેમના મગજનો ભાગ સારી રીતે વિકસેલો હોય છે. તેમજ બીજા ભાગો પણ સારી રીતે ખીલેલા હોય છે. આવા ચહેરા ધરાવનારાઓ હોશિયાર, કુદરતી બક્ષીસ પામેલા, સુધારક અને આગળ પડતાં વિચાર ધરાવનારા નીવડે છે.

લાંબો પાતળો ચહેરો ઉત્સાહી મનોવૃત્તિ બતાવે છે. જો ચહેરો ચોખંડી હડપચીવાળો હોય તો તે આત્મશક્તિ અને સારી સ્હમજનો અભાવ બતાવે છે. આવો ચહેરો ધરાવનારાઓ નજીવી બાબતમાં તકરારી નીવડે છે અને તેઓને પારકી પંચાત વહોરવાની ટેવ પડી ગયેલી હોય છે.

ટૂંકો ચોખંડો ચહેરો ધીરી અને જડ બુધ્ધિ બતાવે છે. આવા ચહેરાવાળાઓ વિચારમાં ધીરા, ચાલવામાં ધીમા, કામમાં મંદ અને કોઇપણ સ્થિતિમાં જરાય ઉચાટ ન કરે એવી વૃત્તિ-વાળા હોય છે. પરન્તુ આ લોકો એકાદ વિચાર મનમાં લે અને દ્રઢતાથી તેની પાછળ મંડે તો તે પૂરું કર્યા પછી જ જંપે છે.

## પાંચ પકારના ચહેરા

ચહેરા પાંચ પ્રકારના આવે છે અને તે નીચે મુજબનો

સ્વભાવ પ્રદર્શિત કરે છેઃ—

૧—લાંબો સાંકડો ચહેરો – શંકાશીલ સ્વભાવ.
૨—ગોળ ચહેરો – – – નેતાવૃત્તિ.
૩—ચોખંડો ચહેરો – – કજીયાખોર સ્વભાવ.
૪—ત્રિકોણાકાર ચહેરો – – વિચારશક્તિ.
૫—લંબગોળ ચહેરો – – નીડર વ્યક્તિત્વ.

## લાંબો સાંકડો ચહેરો

લાંબા સાંકડા ચહેરાવાળો માનવી શંકાશીલ સ્વભાવના સૂચકરૂપ છે. તમે આવો ચહેરો ધરાવતા હો તો તમારો સ્વભાવ શંકાશીલ અને વહેમી બને છે અને દરેક વાતમાં તમે જબરી પડપૂછ કર્યા કરો છો. જે વાતમાં તમે અજાણ હો છો, જેને તમે સમજતાં હોતાં નથી તે સંબંધમાં તમે વધુ શંકાશીલ રહયા કરો છો. ધંધામાં ખાસ કરીને વેચાણ પર રહેવાનું કામ તમને ફાવે તેમ નથી. લોકોને છેતરવા કરતાં તમે જ લોકો દ્વારા છેતરાઇ જાવ છો.

આ ચહેરાવાળાઓ મહેનતુ અને સ્વાશ્રયી હોય છે. તેઓ મુખ્યત્વે કારકુની કે નાની નોકરી કરી પોતાનું જીવન ગુજારે છે. તેમને આગળ પડીને કામ કરવાનું ગમતું નથી. પડદા પાછળ રહીને જ તેઓ કાર્ય કરે જાય છે.

## ગોળ ચહેરો

ગોળ ચહેરો એ નેતાવૃત્તિનું સૂચક ચિન્હ છે. કેટલીક વખતે આ ચહેરો અંડાકાર જેવો પણ હોય છે. આવી જાતનો ચહેરો ઉપરથી, નીચેથી અને મધ્યમાંથી પહોળો હોય છે. ગોળ

## વિવિધ પ્રકારનાં ચહેરાઓ




૧—ટૂંકો પણ ચોખંડો ચહેરો–જડબુદ્ધિ બતાવે છે.

૨—ચોખંડો ચહેરો–જક્કી સ્વભાવ બતાવે છે.

૩—બાળકબુદ્ધિ અને ભોળીયો સ્વભાવ બતાવતો ચહેરો.

૪—ઉત્સાહી મનોવૃત્તિ દર્શાવતો ચહેરો.

૫—વ્યાપારી કુનેહ અને ચપળબુદ્ધિવાળો ચહેરો.

૬—ગોળ અંડાકાર ચહેરો–વ્યવસ્થાશક્તિ અને નેતાગીરી બતાવે છે.

૭—કપિ ચહેરો–લુચ્ચો, ઠગાખોર સ્વભાવ બતાવે છે.

ચહેરો ધરાવનારો હુકમ માટે અને ઉચ્ચ દરજ્જો ભોગવવા માટે જ સર્જાયો હોય છે. એનામાં નેતાગીરીની શક્તિઓ હોય છે. નોકરોના સમૂહને કે પછી માણસોનાં મોટા જથ્થાને તે સહેલાઈથી દોરી શકે છે. તેનામાં વ્યવસ્થાશકિત અને કુનેહબુધ્ધિ પણ સારી હોય છે. એને લઈને તેને ખ્યાતિ પણ મળે છે.

ગોળ ચહેરાવાળો માણસ સફળતાપૂર્વક વ્યાપાર ચલાવી શકે છે. મેનેજીંગ ડીરેકટર તરીકે કે પછી વ્યાપારી મુસાફર




[મુખ્ય પ્રકારનાં ત્રણ ચહેરા દર્શાવતું ચિત્ર]

૧ — ગોળ ચહેરો — નેતાવૃત્તિ
૨ — ચોખંડો ચહેરો — કજીયાવૃત્તિ
૩ — ત્રિકોણાકાર ચહેરો — વિચારક

તરીકે તેઓ સારૂં કામ કરી શકે છે. જો આવા ચહેરાવાળાઓનું કપાળ વિશાળ હોય તો તેઓ મોટી વ્યાપારી પેઢીના વહીવટી બને છે. આ લોકો વૈદ–ડૉકટરીના ધંધામાં તેમજ કુદરતી ઉપચારોના નિષ્ણાત તરીકે પણ સારો યશ અને ધન ઉત્પન્ન કરી શકે છે.

## બચ્ચાશાહી ચહેરો

કેટલાક માણસોનો ચહેરો ગોળ હોય છે; પરન્તુ એ બચ્ચાં જેવા આકારનો જણાય છે. આવો ચહેરો ધરાવનારો બાલક બુધ્ધિનો અને સ્વભાવે ભોળો હોય છે. એના મુળ ઉપર નિર્દોષતા જણાય છે અને ખાસ કારણ સિવાય તે કોઈનું પણ ભુડું ઈચ્છે એવો હોતો નથી.

## ચોખંડો ચહેરો

આ ચહેરો તકરારી સ્વભાવ, જક્કીપણું અને દ્દઢ નિશ્ચય શક્તિના દર્શકરૂપ છે. જો ચહેરો બરાબર ગોઠવાયલો અને આકર્ષક દેખાતો હોય તો એ ધરાવનાર આનંદી પણ ધાંધલિયો અને પોતાની જ ખાનગી તકરારો માટે લડનારો અને વધુ શક્તિવાળા હરીફનેજ તાબે થનારો થાય છે.

આ લોકો વ્યવસ્થાને પસંદ કરનારા અને ટાપટીપવાળા પણ માલમ પડયા છે. તેઓની મુખાકૃતિ આકર્ષણ ઉપજાવે તેવી અને દમામદાર હોય છે. લોકોમાં તેઓ પોતાનો પ્રભાવ પાડી શકે છે. આવા ચહેરાવાળાઓ વ્યાપારી તરીકે સારી છાપ પાડી શકે છે.

ચોખંડી ચહેરાવાળાઓ જોરજુલમને પોતાનું શસ્ત્ર ગણે છે. એનાથી તેઓ ભલભલાઓને મહાત કરી શકે છે. કામમાં તેઓ મહેનતુ અને લોકોને દમામથી વશ કરી શકે તેવા હોય છે.

## ત્રિકોણાકાર ચહેરો

ત્રિકોણાકાર ચહેરો ઉપરના ભાગમાંથી પહોળો હોય છે. આવો ચહેરો ધરાવનારાઓ વ્યાપાર–ધંધામાં સફળતા પામતા



પ્રસિધ્ધ નવલકથાકાર શરદ્ચન્દ્ર ચટ્ટોપાધ્યાયનો ત્રિકોણાકાર ચહેરો. જે ફિલસુફી, વિદ્વતા આદિ લક્ષણો બતાવે છે.

નથી. તેઓ સ્વપ્નાં સેવનારાઓ નીવડે છે અને મોટાં મોટાં પ્લાનો રજુ કરવાની શક્તિ ધરાવે છે.

આ ચહેરાવાળાઓમાં કેટલાકો ઊંડા તત્વજ્ઞાની અને વિચારવંત પણ હોય છે. તેમનામાં ઠરેલપણું પણ દ્રષ્ટિગોચર થાય છે. મોટા મોટા રાજદ્વારીઓ, ફિલ્સુફો, લેખકો અને ધર્માચાર્યો આવા પ્રકારના ચહેરા ધરાવે છે.

## લંબગોળ ચહેરો

આવો ચહેરો ધરાવનારાઓ અનોખું અને નીડર વ્યક્તિત્વ ધરાવે છે. તેમને મિત્રોનો વધુ શોખ હોતો નથી. લોકો પણ તેમના સ્વભાવને લઇને દૂર જ રહે છે. વર્તનમાં આ લોકો જરા કર્કશ હોય છે એટલે લોકો સાથે તેમનો મેળ બહુ ઓછો રહે છે.



શ્રી રાજેન્દ્રબાબુનો લંબગોળ ચહેરો જે નીડર વ્યક્તિત્વ બતાવે છે.

આ લોકો પોતાની જીવનનૈયા પોતાની જ મેળે—પોતાનાં જ વ્યક્તિત્વ પર નિર્ભર રહીને હંકારે જાય છે. આવી આકૃતિવાળા માનવીઓ જીંદગીભરનાં લડવૈયા હોય છે. પહોળું મોઢું અને અને રોમન નાક હોય તો તેમની સાથે ચર્ચા કરવાનું માંડી વાળજો.

આ લોકોના સ્વભાવમાં બધાના સ્વભાવનું થોડું થોડું મિશ્રણ હોય છે. તેઓ વ્યાપારી કરતાં કેનવાસર તરીકે સારૂં

કામ કરી શકે છે. નવાં કરતાં જુની ઢબ તેમને વધુ ગમે છે, એટલે તેઓ જુની રસમો મુજબ જ કામ કર્યે જાય છે.

## વિશાળ ચહેરા

ઘણાં માણસોની મુખાકૃતિ વિશાળ અને પહોળી હોય છે. આવાઓને વિશાળ ચહેરાવાળા તરીકે ઓળખવામાં આવે છે.



પ્રેસીડન્ટ વિલ્સનનો લંબગોળ મુખાકૃતિવાળો ચહેરો.

આ ચહેરો ઉદાર મનોવૃત્તિ અને શક્તિશાળી મન પ્રદર્શિત કરે છે. આવો ચહેરો ધરાવનાર રચનાત્મક કાર્યક્રમમાં કુશળ હોય છે અને તે પોતાની પ્રભાવભરી કલ્પનાથી અનેકને પોતાના પ્રભાવમાં લાવી તેમની પાસેથી ધાર્યું કામ કરાવી શકે છે. જડબાં આખા અને ચોરસ હોય તો કલ્પનાશક્તિ વિશેષ તેજ જાણવી. આવા ચહેરાવાળા સાથે નકામી તકરાર કે વાદવિવાદ કરી લડાઇમાં ઊતરવું હિતાવહ નથી કારણ સાધારણ રીતે જ તેઓ શરીરે મજબુત અને કસાયલા હોય છે.

## ચહેરાઓ અને શરીર સ્વાસ્થ્ય

આ લોકો સાધારણ રીતે વધુ ખાનારા માલમ પડયા છે. જ્યારે આ ચહેરાવાળા માણસો માંદા પડે છે ત્યારે તેઓ

લીવરના રોગથી જ પીડાય છે. તેમને સારા કરવાનો ઉપાય તેમનાં લીવરની સારવાર કરવાનો જ છે.

વિશાળ ચહેરાવાળાઓ જેવી રીતે લીવરના દર્દથી પીડાય છે તેવી જ રીતે લાંબા સાંકડા ચહેરાવાળા માનવીઓ મંદ જઠરાગ્નિથી પીડાય છે. આવા ચહેરાવાળાઓને સદા પાચન-શક્તિની જ ફરિયાદ રહે છે. આ લોકો જો વ્યાયામ લેવો શરૂ કરે, કામનું પ્રમાણ વધારી દે તો તેમની આ ફરિયાદ દૂર થઇ જાય તેમાં શંકા નથી.

ચોખંડા ચહેરાવાળા અને શક્તિશાળી જડબાવાળા માનવીઓ પોતાની દઢ ઇચ્છાશક્તિથી માંદગી સામે ટક્કર ઝીલે છે. તેઓ પોતાની લાગણીઓને છૂપાવી રાખવાની શક્તિ ધરાવે છે. આવી જાતના માનવીઓનો સ્વભાવ ઝટ પારખી શકાતો નથી. કારણ તેઓ પોતાની લાગણીઓ અને ટેવોને છૂપાવતા ફરે છે.

મોટા મુખવાળો ચહેરો વાતોડીયા સ્વભાવનું પ્રદર્શન કરાવે છે. આવા માણસોની જીભ તીખી હોય છે. તેઓ વાત કરવાનું પસંદ કરે છે. તેમની વાતો પણ રસભરી અને આકર્ષણ જમાવે એવી હોય છે. આવી જાતના મોઢાંવાળાઓ જાહેર જીવન ગાળનારા હોય છે. પરંતુ તેઓ નેતા બની શકતાં નથી.

## કપિમુખવાળો ચહેરો

કેટલાક માણસોનું મુખ વાંદરા જેવું હોય છે. આવા મુખને કપિમુખ કહેવામાં આવે છે. આવા ચહેરાવાળાઓ લુચ્ચા, દગા-ખોર છેતરનારા અને અપ્રમાણિક હોય છે. આ લોકોનું કપાળ નાનું અને નીચું હોય છે. તેમની આંખો અંદર ઊંડી ગયેલી

અને નાની હોય છે. ગાલનાં હાડકાં ઊંચા ઉપસેલા હોય છે. આવા ચહેરાને અશુભ ગણવામાં આવ્યો છે. આ લોકોથી સાવચેત રહેવું જરૂરી છે.

## વ્યાપારી ચહેરો

એક બીજા પ્રકારનો ચહેરો પણ આવે છે. આ ચહેરાને વ્યાપારી ચહેરા તરીકે પિછાનવામાં આવે છે. એ ચહેરો પૂરો ગોળ તેમજ પૂરો અંડાકાર હોતો નથી; પરન્તુ બન્નેના મિશ્રણરૂપ હોય છે. આ ચહેરાનો ઉપરનો ભાગ વિસ્તૃત અને નીચેનો ભાગ કંઇક અંશે સાંકડો હોય છે. આંખો ખુલેલી અને ભવાં પણ નજીક—નજીક હોય છે.



ગયા મહા યુધ્ધનો જર્મન સેનાપતિ હિન્ડનબર્ગ. જેનો વિશાળ અને ચોખંડી ચહેરો દ્રઢ નિશ્ચયશક્તિ અને લોખંડી માનસ બતાવે છે.

આ વ્યાપારી ચહેરાવાળો માનવી એકએક મુદ્દાઓ અને વિચારોને સારી રીતે સમજી શકે છે. તેની આગળ આવેલી તકરારોનું તે સંતોષકારક રીતે સમાધાન કરી આપે છે અને તેના નિર્ણયથી તે સૌને સંતોષી પણ શકે છે. વ્યાપારધંધામાં એ પોતાની કુનેહ અને મીઠા વ્યહવારથી સારી રીતે ફાવે છે.

આવા ચહેરાવાળાઓની હડપચી મજબુત, નાક સારા પ્રમાણમાં સીધું અને અમુક ખાસ પ્રમાણની ખાસીયતો તે ધરાવે છે. મોઢું બહુ મોટું નહિ તેમજ વ્યવસ્થિત અને સાધારણ પ્રમાણમાં વળેલા હોઠો તે ધરાવતો હશે.

એના ચહેરા ઉપર ઝળકાટ અને કંઇક અશાન્તિ માલમ પડશે. મુખ ઉપર પક્કાઇ તેમજ કાર્યકુશળતા સ્પષ્ટ પ્રમાણમાં દ્રષ્ટિગોચર થશે.

## સ્ત્રીનું મુખ કેવું જોઇએ?

સ્ત્રીનું મુખ માંસથી શોભતું, સુગંધીવાળું અને નરમ ભીનાશવાળું ગોળ હોય તો તે શુભ લક્ષણવાળું સમજવું. ગૌરવર્ણનું, વ્યવસ્થિત અને સુડોળ મુખ સ્ત્રીનાં સૌન્દર્યમાં અગ્રસ્થાન ભોગવે છે. આવા ચહેરાવાળી સ્ત્રી દેખાવે શુભ છે, અને તે સારા ગુણો ધરાવનારી, પ્રિય અને કલ્યાણકારી બને છે.

સ્ત્રીનાં ચહેરા પરથી જ તેનાં લક્ષણો વર્તાઇ જાય છે. કુલટા, પાપી અને કજીયાખોર સ્ત્રીનું મુખ ખરબચડું, કદરૂપું અને એક પ્રકારની કાળાશવાળું હોય છે. આવી સ્ત્રી દેખાવે અશુભ છે.

સામુદ્રિક દ્રષ્ટિએ વિચાર કરીએ તો જેનું સુંદર, ગોળ અને સ્વચ્છ મુખ હોય તે મહારાજા થાય અથવા તો તેના જેવું સુખ ભોગવે.

જેનું સ્ત્રીનાં જેવું મુખ હોય તે સંતાન રહિત બને છે. ગોળ-વર્તુળ મુખવાળો શઠ અને લુચ્ચો થાય છે. લાંબા મુખ-

વાળો ધનહિન અને બીકણ મુખમુદ્રા ધરાવનારો ધુતારો બને છે. જેનું નીચું મુખ હોય છે તે પુત્રરહિત બને છે. કંજુસ માનવીનું મુખ ઘણું જ નાનું હોય છે. ભોગી પુરુષ પૂર્ણ અને સુંદર મુખવાળો હોય છે. જેનું મુખ માંસાળ, માંસથી ઘટ્ટ, સ્નિગ્ધ અને પ્રકાશથી ઓપતું હોય છે તે પુરુષ સદા સુખ ભોગવે છે.

## ચહેરા પરની રેખા અને કરચલીઓ

માણસના ચહેરા પર કેટલીક વખતે રેખાઓ તેમજ કરચલીઓ જણાઇ આવે છે. આ રેખાઓ બે, ત્રણ કે તેથી વધુ પણ

**ચહેરાની કરચલીઓ.**

૧ ૨ ૩ ૪



૧ — આશ્ચર્યસુચક રેખા. ૨ — એકાગ્રબુધ્ધિ.

૩ — ઉદાસીન અને ઉત્સાહશૂન્ય ચહેરો.

૪ — હસમુખો અને માયાળુ સ્વભાવ દર્શાવતો ચહેરો.

હોય છે. બોલતી વખતે, હસતી વખતે કે પછી કંઇ અભિનય કરતી વખતે એ રેખા–કરચલીઓ દ્રષ્ટિગોચર થાય છે. આ રેખાઓ માનવી જુવાન કે વૃધ્ધ હોય તોપણ જણાઇ આવે છે. કેટલાકોની માન્યતા છે કે માણસની અવસ્થાને લઇને જ એ કરચલીઓ પડે છે, પરન્તુ ના તેમ નથી. કપાળ પરની રેખાઓ એનો પૂરાવો છે. ગમે તેવા નાના બાળકનાં કપાળ પર પણ

તમને રેખાઓ જણાઈ આવશે. અને એ દરેકનાં કપાળ પર હોય છે જ.

આ રેખાઓ જો બાલ્યાવસ્થામાં ન જણાય તો તે જુવાન વયે પણ જણાઇ આવે છે. વયના વધવાની સાથે રેખાઓ પણ ખીલે છે અને તે બાદ કાયમ ટકી રહે છે.

## રેખાઓ અને આયુષ્ય

જે મનુષ્યનાં કપાળ પર પાંચ અથવા સાત રેખાઓ સ્પષ્ટપણે આલેખાયલી હોય તે માણસ રાજ્યધુરંધર અને દેવાંશી બને છે. આવી રેખાઓ ધરાવનાર દીર્ઘજીવી પણ બને છે.

ત્રણ કે ચાર રેખાઓ ધરાવનાર રાજ્યમંત્રી કે પછી મોટો ઉદ્યોગપતિ બને છે. એનું આયુષ્ય પણ ૭૫ થી ૮૦ વર્ષ સુધીનું જાણવું.

બે અથવા એક રેખા જો સારી રીતે જણાતી હોય તો તે મોટો ચળવળીયો અને રાજકીય બુદ્ધિ ધરાવનારો પુરુષ થાય છે. આવી રેખા ધરાવનારને સામાજિક બાબતોમાં પણ ભારે રસ ઉત્પન્ન થાય છે.

જેના કપાળમાં એક પણ રેખા ન હોય છતાંય કમળનું કે પછી એના જેવું ચિન્હ હોય તો તેને કીર્તિવાન અને ધાર્મિક પ્રકૃતિવાળો માનવી સમજવો.

જેના કપાળમાં શંખ, ચક્ર અથવા છત્ર—પદ્મ વગેરે ચિન્હો જણાય તે જરૂર રાજ કુટુંબનો માનવી જાણવો. આવા ચિન્હ-વાળો માણસ રાજા કે પછી મોટો અમીર થવા જ સર્જાયલો હોય છે.

## મસ્તકમાં ગ્રહનાં સ્થાન

મસ્તકમાં ગ્રહોની સ્થિતિ ક્યાં અને કેવી રીતે ગોઠવાયલી હોય છે તે તપાસીયે.

કપાળમાં રેખા અને ગ્રહસ્થાન નીચે મુજબનાં હોય છેઃ–

૧–શનિ રેખા ૨–ગુરુ રેખા ૩–મંગળ રેખા ૪–સૂર્ય રેખા ૫–શુક્ર રેખા ૬–બુધ રેખા ૭–ચન્દ્ર રેખા ૮–સૂર્યસ્થાન ૯–ચન્દ્ર-સ્થાન ૧૦–શુક્રસ્થાન ૧૧–બુધસ્થાન ૧૨–ગુરુસ્થાન ૧૩–શનિ-સ્થાન ૧૪–મંગળસ્થાન.

એકથી સાત નંબર સુધીની રેખાઓ કપાળમાં હોય છે. આઠ અને નવ નંબરની રેખાઓ આંખનાં ખુણાઓમાં હોય છે. દશ નંબરની રેખા બે આંખની વચ્ચે. અગીયાર નંબરનું સ્થાન નાક ઉપર. બાર–તેરનું સ્થાન બન્ને કાન ઉપર અને ચૌદનું સ્થાન ગાલ ઉપર છે.

## શનિ રેખા

મસ્તકમાં પ્રથમ શનિ રેખા આગળ જો ખાડાના જેવો આકાર હોય તો તે માણસ ખૂની અને ક્રૂર હ્રદયનો તેમજ ચોકડીનું ચિન્હ હોય તો તે વિચિત્ર સાહસ કરનારો અને ઘાતકી પ્રકૃતિવાળો થાય છે.

## ગુરુ રેખા

મસ્તકમાં ગુરુ રેખાનાં વચલા ભાગમાં ત્રિકોણ અથવા ધનુષાકાર ચિન્હ હોય તો તે માણસ શિલ્પવિદ્યા અથવા તો પરોપકારી કાર્યોમાં યશસ્વી અને જમીન–જાગીરવાળો બને છે.

## મંગળ રેખા

મંગળ રેખાના મધ્યભાગમાં વર્તુળનું ચિન્હ હોય તો તે માણસ અસ્ત્રશસ્ત્રમાં નિપૂણ પણ લડાઇખોર અને તર્ક કરનારો થાય છે. આવાઓના મરણ આકસ્મિક અને કરૂણ સ્થિતિમાં થાય છે.

## સૂર્ય રેખા

સૂર્યની ચોથી રેખાના મધ્ય ભાગમાં ચતુષ્કોણ અથવા તો તારાનું ચિન્હ જોવામાં આવે તો તે બહુ કષ્ટથી પૈસા પ્રાપ્ત કરનાર અને માતાપિતા ઉપર અંધ–શ્રધ્ધા રાખનાર થાય છે.

## શુક્ર સ્થાન

શુક્રના ભાગમાં જો ચતુષ્કોણનું અથવા તો ચન્દ્રના જેવું વર્તુલ હોય તો તે ધાર્મિક કાર્યોમાં કુશળ અને કવિત્વશક્તિ ધરાવનારો થાય છે.

## બુધ સ્થાન

બુધના ભાગમાં જો ત્રિકોણનું ચિન્હ હોય તો તે રાજકીય કુનેહબુદ્ધિવાળો અને ખંતીલો બને છે. જો ચોકડીનું ચિન્હ હોય તો તે ખરાબ નિશાની સૂચવે છે.

## ચન્દ્ર સ્થાન

ચન્દ્રના સ્થાનમાં એટલે કે આંખની ભ્રકૃટિના ભાગમાં કોઇપણ જાતનું ચિન્હ હોવું જોઇએ નહિ. જો આ ભાગમાં કોઇપણ ચિન્હ, તલ અને ભ્રમર હોય તો તે કવિ બને છે. પરન્તુ એનું મૃત્યુ પાણીથી થાય છે.

મસ્તકમાં ખાડાઓ હોય, સીપના આકારનું ચિન્હ હોય કે પછી રેખા તૂટેલી હોય તો તે ધરાવનાર વ્યક્તિ સાહસિક પ્રવૃત્તિથી પૈસા પ્રાપ્ત કરનારી થાય છે. વળી આ વ્યક્તિ લોકોને મૂર્ખ બનાવવામાં પણ કુશળ બને છે.



**પંડિત મોતીલાલ નહેરૂ.**
જેમનો ગોળ અને નીચેથી અંડાકાર થતો ચહેરો ઉચ્ચ દરજ્જો અને નેતાગીરીનું સૂચન કરાવે છે.

માથામાં વાળ ઘણાં ઓછા હોય તો તે વ્યક્તિ પ્રખર વિદ્વાન પરન્તુ દાંભિક બને છે.

## મસ્તકમાં તાલ હોય તો?

જેના માથામાં જન્મથી જ ટાલ પડેલી હોય તો તે વ્યક્તિ સારી સ્થિતિમાં જ દિવસો પસાર કરે છે.

પણ આ ટાલ જો ઊંચી હોય તો તેની બધી માલ-મિલ્કત સફાચટ થઇ જાય છે અને તેને મહાકષ્ટે પોતાના દિવસ ગુજારવા પડે છે.

કપાળની નીચેના ભાગમાં સીધી આખી રેખા હોય અને તે નાક અને આંખના ભવાંની વચ્ચોવચ સુધી જતી હોય તો તે ધરાવનાર એકાગ્રબુધ્ધિનો અને ઊંડો તત્વજ્ઞાની બને છે.

આંખોના ખુણા તરફથી રેખાઓ કપાળના ભાગ તરફ જતી હોય તો તે ધરાવનાર હસમુખો, આનંદી અને ખુશમીજાજી સ્વભાવનો બને છે. આવી રેખાઓ ધરાવનારો મળતાવડા સ્વભાવનો અને બીજાંઓ સાથેની લેવડદેવડમાં ચોકખો હોય છે.

આંખના ખુણા તરફથી રેખાઓ નીચેના ભાગ તરફ જતી હોય તો તે વિષાદપૂર્ણ સ્વભાવ દર્શાવે છે.



લૉર્ડ કર્ઝન.

જેનો ગોળ અને નીચેથી અણીવાળો થતો ચહેરો પણ ઉચ્ચ દરજ્જો અને ઉપરીપણાનું સૂચન કરાવે છે.

આંખોની નીચે પાંપણોની સમાન જ રેખાઓ પસાર થતી હોય તો તે અભ્યાસ અને સાહિત્યિકવૃત્તિ ધરાવે છે. આવી રેખાઓવાળો માનવી પુસ્તકો અને સાહિત્યનો શોખીન બને છે અને તે લેખકનાં જેવા ગુણ ધરાવે છે.

નાકથી શરૂ થયેલી રેખાઓ હડપચી તરફ જતી હોય તો તેવી રેખા ધરાવનાર ઉદાસી અને ઉત્સાહ શૂન્ય મનોવૃત્તિ ધરાવે છે. જો તે રેખાઓ મુખ આગળ જઈ અટકતી હોય તો તે માણસનું નસીબ જોર કરતું હોય છે. અને મુશ્કેલીના સમયે પણ તે સખ્ત મહેનત કરવાની વલણને લઈને ધારી સફળતા મેળવી શકે છે.

નાકની રેખાઓ મોઢાની નીચેના ભાગ તરફ વક્રાકારે ગયેલી હોય અને તે મુખના ખુણાના ભાગ તરફથી આડી ગયેલી હોય તો તે ધરાવનાર હસમુખો અને પ્રેમાળ બને છે. પણ જો રેખાઓ મુખના ખુણા તરફ જ અંકાયલી હોય તો તેને ઘણાં સુખદુઃખો સહેવાં પડે છે. આવો માણસ સહનશિલવૃત્તિનો હોય તો જ તે આ દુનિયામાં સફળતા મેળવી શકે છે.



ઈંગ્લાન્ડના ભૂતપૂર્વ વડા પ્રધાન બૉલ્ડવીનનો નેતાગીરી સૂચક ચહેરો.

આંખોની વચ્ચેથી રેખાઓ ઊંડી થઇ ઉપર જતી હોય તો તે ખરાબ સ્વભાવ સૂચવે છે. આ રેખાઓ કેટલેક અંશે જક્કી સ્વભાવ પણ પ્રદર્શિત કરે છે.

જેઓ ક્રોધી અને તુંડમિજાજી સ્વભાવના હોય છે, તેમના કપાળપ્રદેશના ઉપરના ભાગ પર નાની સીધી કરચલીઓ પડેલી હોય છે. આવી રેખાઓ ધરાવનાર ધાંધલિયા સ્વભાવવાળો બને છે.

મુખની બન્ને બાજુએ રેખાઓ પડતી હોય તો તે હસમુખો અને માયાળુ સ્વભાવ બતાવે છે. આવા માનવીઓ લડાઇ ઝઘડાથી દૂર રહેવાનું પસંદ કરે છે અને સૌને પ્રિય થઇ પડે છે.

## વયની વૃદ્ધિ સાથે ચહેરાઓમાં થતું પરિવર્તન



બે બાલકોનાં ચહેરાઓ



ઉપરનાં જ બે બાલકો જ્યારે યુવાન વયનાં થયાં ત્યારે તેમનાં ચહેરા પણ યુવાન બન્યા અને મુખ ઉપર તુમાખી, જુસ્સો, દુન્યવી સચ્ચાઈ—જુઠાઇ આદિ ભાવો પણ દેખાવા લાગ્યા.



યુવાન ચહેરાઓ ઉપર વૃધ્ધાવસ્થા છવાઇ ગઇ અને
પાછા તેમના ચહેરા નરમ અને પોચા બન્યા.



વયની સાથે સાથે ચહેરાઓનાં ભાવમાં પણ પરિવર્તન થતું રહે છે. બાલ્યકાળમાં નરમ, ભોળો અને મુગ્ધ બનાવે એવો ચહેરો જુવાન વયે કઠોર, લુચ્ચો અને ક્રૂર પણ માલમ પડે છે. અને પાછો આજ ચહેરો વૃધ્ધાવસ્થાએ ઠરેલ, નરમ અને સુખદુઃખના અનુભવ નીતરતો પણ બને છે. અહીં આ પાનાઓ ઉપર જે ચિત્રો આપ્યા છે તે એક જ મુખાકૃતિની ત્રણ જુદી જુદી અવસ્થાઓ બતાવે છે.



# વિવિધ ચહેરાઓનું અવલોકન



ચહેરાનાં બધાં ભાગોનું અવલોકન કરી તેની ખુબીઓ-લક્ષણો જાણ્યા બાદ આપણે કેટલાક પ્રસિદ્ધ પુરુષોનાં ચહેરાઓની સમાલોચના કરીએ. આ મહાપુરુષો તેમનાં કયાં અંગને લઇને આટલા મહાન બન્યાં છે, તેમની શક્તિઓ કયા અંગ દ્વારા પિછાની શકાય છે તેની ચર્ચા અહીં નીચે કરવામાં આવે છે.



જક્કી અને ક્રોધી માનસ ધરાવતો

**હર હીટલરનો** ચહેરો.

જોન બ્રાઉન નામના એક ભવિષ્ય-વેત્તાએ આ વિદ્યામાં સુંદર કુશળતા પ્રાપ્ત કરી છે. તેણે અનેક મહાપુરુષોની મુખાકૃતિઓ જોઇ તેમનું ભવિષ્ય ભાખ્યું છે અને તે લગભગ સાચું જ પડયું છે. એણે જે મહાપુરુષોનાં પરિચયમાં આવી તેમની મુખાકૃતિઓ

વિશે અભિપ્રાય ઉચ્ચાર્યો છે તે નીચે એના જ શબ્દોમાં વર્ણવામાં આવે છે.

## હીટલરની આંખો

થોડાંક વર્ષ પહેલાં મેં જાતે હીટલરની મુલાકાત લીધી હતી. મને એનો ચહેરો ટૂંકો, જરાય મહત્વ વગરનો અને સાધારણ જણાયો. પરંતુ તેની આંખો કે જેમાં હાસ્યનો છાંટો પણ નહોતો, તે મને અસાધારણ લાગી. અને એથી હું એવી ધારણા પર આવ્યો કે એ સ્વભાવે જકકી, ક્રોધી, પોતાનું જ ધાર્યું કરાવે એવો અને પ્રતાપી હોવો જોઇએ."

## મુસોલીનીનાં ભવાં

"મુસોલીનીનાં સીધાં ભવાં અને તેની લંબગોળ હડપચી તેની અથાગ કાર્યશકિતનું સૂચન કરાવે છે. જ્યારે તેની પહોળી આંખો તકવાદી સ્વભાવનું દર્શન કરાવે છે."



**મુસોલીનીનો** ચહેરો શેનું સુચન કરાવે છે?

બીજા એક મસ્તકશાસ્ત્રીએ મુસોલીનીનાં ચહેરાંના લક્ષણો ઉકેલતાં જણાવ્યું હતું કે:—તેના કપાળનો મધ્ય ભાગ જોતાં એનામાં સુંદર યાદદાસ્તશકિત અને કુશાગ્ર–બુદ્ધિ હોવી જોઇએ.

નાકના મુખથી સહેજ ઉપર આવેલો તેનો ચહેરો સંપૂર્ણ રીતે વિકસેલો છે. આ એકત્વની સચોટ નિશાની છે. તેનામાં તર્કશકિત છે તેમજ સામાને પિછાનવાની ચકોર બુધ્ધિ પણ છે. સ્વભાવે એ કંઇક જકકી પરન્તુ ધારેલું કામ કોઈ પણ પ્રકારે પૂર્ણ કરવાની દ્રઢ મનોવૃત્તિ ધરાવે છે.

નવી રેખાઓએ તેમજ ગાંઠાઓએ મુસોલીનીનાં સુંવાળા સફાઇદાર ચહેરાને પલટી નાંખી લાગણીઓથી ભરપૂર અને કંઇક નરમ બનાવી મૂકયો છે. અને એને લઇને જ તે પ્રથમનાં કરતાં કંઇક ભીરુ અને અશ્રદ્ધાવાન બનેલો જણાઇ આવે છે.

## કમાલ આતાતુર્કનો ચહેરો

કમાલ આતાતુર્કનો ચહેરો વિશાળ અને જોનારને ડારી દે એવો હતો. એના ચહેરા ઉપર જે ચિન્હો હતાં તેનાથી એ નીડર, ચપળ મહત્વાકાંક્ષી અને સુંદર દેખાતો હતો.

## જનરલ ગોરીંગનો ચહેરો

જનરલ ગોરીંગનો ચહેરો આનંદી અને હસમુખો લાગે છે. જીંદગીનાં બધાં સુખનો તેણે અનુભવ કર્યો હોય એવો ભાવ તેના મુખ ઉપરથી જણાઇ આવે છે. પરન્તુ તેના ચહેરામાં હિંમત અને ઘાતકીપણું પણ છૂપાયલાં છે. તેના નાકનો આકાર મહત્વાકાંક્ષી સ્વભાવ બતાવે છે.

## લૉઇડ જ્યોર્જનો ચહેરો

લૉઇડ જ્યોર્જના ચહેરા પર જે ગાઢ શાન્તિ જણાય છે તેવી શાન્તિ ઘણાં ઓછાં માણસોનાં મુખ ઉપર મળી

આવશે. એના ચહેરા ઉપર પ્રેમ, નિર્દોષતા અને સમભાવ ભારોભાર ભરેલા છે. એના મુખ પરનો નીચેનો ભાગ એક કુશળ વકતા તરીકેની પિછાન કરાવે છે.

## ચર્ચીલની આંખો અને તેનું નાક

વીન્સેન્ટ ચર્ચીલની મુખાકૃતિ જ્યાં હોય ત્યાં લોકોનું ધ્યાન ખેંચ્યા વગર ન રહે. એના ચહેરા ઉપર જે ગંભીરતા અને તેની સાથે સાથે જે નરમાશ અને આનંદી તત્વ છે તે ઘણાં ઓછાં માણસના ચહેરા પર મળી આવે છે. એની આંખો અને નાક મહત્વાકાંક્ષી સ્વભાવનું પ્રદર્શન કરાવે છે.



ઇંગ્લાન્ડના વડા પ્રધાન **ચર્ચીલની** આંખો તથા તેનું નાક મહત્વાકાંક્ષી સ્વભાવ અને મુખ મક્કમ તથા અથાગ કાર્યશક્તિનું સૂચન કરાવે છે.

## સર સ્ટ્રેફર્ડ ક્રીપ્સનો ચહેરો

સર સ્ટ્રેફર્ડના ચહેરા ઉપર ચપળતા છે. એનું મુખ કુશાગ્ર-બુદ્ધિનું સૂચન કરાવે છે. પરન્તુ વકતા માટેની જે કાબેલિયાત જોઇએ તેનો અભાવ સૂચવે છે. કપાળ અને નાક અપ્રતિમ

મગજશકિત અને દીર્ઘ વિચાર દ્રષ્ટિનું સૂચન કરાવે છે.

## પ્રેસીડન્ટ રૂઝવેલ્ટનો ચહેરો

પ્રેસીડન્ટ રૂઝવેલ્ટના મુખ ઉપર કાયમ રહેતું હાસ્ય અને તેમનો આનંદી ચહેરો એ તેમની કુશાગ્રબુદ્ધિ અને લોક પ્રતિષ્ઠાનું સૂચન કરાવે છે. તેમનાં મુખ પરનો નીચેનો ભાગ તેમની અથાગ કીર્તિ અને જાહોજલાલી બતાવે છે. કેટલાકો રૂઝવેલ્ટને સો ટકા રાજદ્વારી માનતા નથી, પણ તેમને ધંધાદારી રાજદ્વારી માને છે.



**પ્રેસીડન્ટ રૂઝવેલ્ટનો**
ચહેરો કુશાગ્રબુદ્ધિ અને લોકપ્રતિષ્ઠાનું સૂચન કરાવે છે.

## રામસે મેકડૉનાલ્ડનો ચહેરો

ઇંગ્લાન્ડના માજી પ્રધાન રામસે મેકડૉનાલ્ડનો ચહેરો એક સ્વપ્ન જોનારનાં જેવો લાગે છે. એ ચહેરો લાગણી અને ચિત્રકારને લગતાં શોખનું સૂચન કરાવે છે.

## નેવીલ ચેમ્બરલેનનો ચહેરો

સર નેવીલનો ચહેરો તપાસતાં માલમ પડશે કે **એની** મુખાકૃતિ હિંમત, મક્કમ નિર્ણય, જુસ્સો અને જક્કી **સ્વભાવ**



**રામસે મેકડૉનાલ્ડનો** ચહેરો લાગણી અને ભાવનાવાદી સ્વભાવનું સૂચન કરાવે છે.

પ્રદર્શિત કરે છે. એ વિચારવંત કરતાં અવલોકનકાર વધુ છે. એનું કપાળ જોતાં કહી શકાય કે તે અવલોકન કરી શકે છે, જ્ઞાન સંગ્રહિત કહી શકે છે અને કામનો ઢગલો હોવા છતાં આનંદ પણ કરી શકે છે. વચ્ચેનાં ભાગનું આખું કપાળ

વિગતો, આંકડાઓ અને ચહેરાઓની સુંદર યાદદાસ્ત શકિત-ઓનું સુચન કરાવે છે."

આપણા દેશ નેતાઓનાં અને મહાપુરુષોનાં ચહેરા શું સૂચવે છે તે તપાસીયે.

## મહાત્મા ગાંધીજીનો ચહેરો

મહાત્મા ગાંધીજીનો ચહેરો જોનારને જ આકર્ષી દે એવો પ્રભાવશાળી છે. એમના ચહેરા પર જે મૌન શાન્તિ દ્રષ્ટિગોચર થાય છે તેવી ભાગ્યે જ કોઈનાં મુખ પર હશે. શિખા તરફનો ઘુમ્મટ જેવો ભાગ અને તે પછી ઢળાણ એ બુદ્ધિ, દૃઢ નિશ્ચયશકિત અને મોટાં કાર્યોનાં જોખમ ઉપાડવાની તૈયારીનું સુચન કરાવે છે. કપાળ પરની રેખાઓ રાજકિય કારોબારની નિપૂણ-તાનું સૂચન કરાવે છે. લાંબુ અણીયારું નાક દ્રઢ સ્વભાવ, મજબુત મનોવ્રત્તિ, અપૂર્વ બુદ્ધિબળ અને હિમ્મતવાન સ્વભાવનાં પ્રતિક-રૂપ છે. આ લક્ષણો રાજદ્વારી કુનેહ તથા ધાર્મિક મનોવ્રત્તિ પણ બતાવે છે.



**પંડિત જવાહરલાલ**

નહેરૂનો ચહેરો કડક શિસ્ત અને મુશ્કેલ પરિસ્થિતિને પહોંચી વળવાની કુશાગ્રબુધ્ધિનું સૂચન કરાવે છે.

# પંડિત જવાહરલાલ નહેરૂનો ચહેરો

પંડિત જવાહરલાલ નહેરૂનો ચહેરો લંબગોળ માલમ પડે છે. લંબગોળ ચહેરો, વિશાળ અને ઊંડી આંખો, કમાનદાર ભવાં એ સામાને આકર્ષવા માટેનાં પૂરા લક્ષણો છે. એમની ગોળ દાઢી અને નાકની આજુબાજુ પડતી બે કરચલીઓ મકકમ સ્વભાવ અને ગમે તેવી મુશ્કેલ પરિસ્થિતિને પણ પહોંચી વળવાની કુશાગ્ર બુધ્ધિનું સૂચન કરાવે છે. પં. જવાહરના ચહેરા પર કયારેક એવી તો કડકાઇ દેખાય છે કે તે ગમે તેવા શકિતશાળીને પણ ડારી દે. એમનો ચહેરો ગાંધીજીની જેમ માત્ર સૌમ્યજ નથી પરંતુ ક્રોધ અને શાન્તિ એ બેના મિશ્રણરૂપ છે. ગાંધીજી પોતાનાં મુક્ત હાસ્યથી લોકોને વશ કરી શકવાની શક્તિ ધરાવે છે ત્યારે જવાહરલાલજી પોતાની મુખમુદ્રાથી માણસોને વશીભૂત કરી શકે છે. આમ બન્નેની મુખમુદ્રા નિરનિરાળી રીતે લોકોને વશ કરી શકે છે.



**સ્વામી વિવેકાનંદ**

નો ચહેરો પ્રભાવશાળી મુખમુદ્રા અને અદભૂત છટાનું સુચન કરાવે છે. આવા ચહેરાવાળી મુખાકૃતિઓ માનવીને વશ બનાવી તેને પોતાના પ્રભાવ નીચે આણે છે.

## સ્વામી વિવેકાનંદનો ચહેરો

સ્વામી વિવેકાનંદનો ચહેરો ગોળ, સુડોળ અને વ્યવસ્થિત અવયવોવાળો છે. એમની બન્ને આંખો પ્રમાણસર છે જે આકર્ષણશક્તિનું સૂચન કરે છે. મુખ પર અદ્‌ભૂત છટા અને શાન્તિ જણાય છે. આવા ચહેરા મોટા પ્રતિભાશાળી માનવીઓનાં જ હોય છે.

## ગોપાલકૃષ્ણ ગોખલેનો ચહેરો

ગોપાલકૃષ્ણ ગોખલેનો ચહેરો ગોળ અને પહોળો છે. આવો ચહેરો ધરાવનારાઓ નેતાગીરી ભોગવે છે. મોટાં સમૂહને આકર્ષવાની તેનામાં શક્તિ હોય છે અને માનવીને તે મંત્રમુગ્ધ બનાવી દે છે. શ્રી ગોખલેની મુખાકૃતિ ઠરેલ, બુધ્ધિથી ઓપતી અને ક્યારેક બચ્ચાંશાહી નિર્દોષ ભાવવાળી પણ જણાય છે.



મહાન સમાજ સુધારક **શ્રી ગોપાલ કૃષ્ણ ગોખલેનો** નીડર વ્યક્તિત્વ રજુ કરતો ચહેરો.

## અરવિન્દ ઘોષની મુખાકૃતિ

અરવિન્દ ઘોષનો ચહેરો લંબગોળ અને વિશાળ ભાલ પ્રદેશવાળો છે. આ લક્ષણો પ્રતિભાશાળી મુખમુદ્રા વ્યક્ત કરે છે.

એમની આંખો સામાને આકર્ષવાની શકિત ધરાવે છે. એ જો કે ઊંડી જણાય છે તો પણ તેનામાં જાદુભરી શકિત છે.

## મૌલાના અબ્દુલ કલામ આઝાદનો ચહેરો

મૌલાના આઝાદનો ચહેરો ગોળ અને કંઇક પહોળો છે. તેમની આંખો મોટી છે. મુખ વિશાળ અને ભવ્ય છે. હડપચી નીચેનો ભાગ જરા વધુ પહોળો છે. આ ચિન્હ ઊંડી અભ્યાસવૃત્તિ અને સાહિત્ય પ્રત્યેનાં શોખનું સુચન કરે છે. નાકની નીચેની રેખાઓ ધીર અને શાન્ત ગંભીર વાણીનાં સુચક રૂપ છે. એમના ચહેરા ઉપર પણ આકર્ષણશક્તિ છૂપાયલી છે.



**મહર્ષિ અરવિન્દ ઘોષ**

નો ચહેરો અદ્ભૂત શક્તિઓનું સૂચન કરાવે છે.

## સરોજીની નાયડુનો ચહેરો

શ્રીમતી સરોજીની નાયડુનો ચહેરો ધીર, શાન્ત અને પ્રતિભાશાળી છે. તેમના મુખ ઉપર સામાને ડારવાની, તેને વશ બનાવવાની અને પોતાનું ધાર્યું કરાવવાની શકિતઓ છૂપાયલી છે. અણીવાળી હડપચી એ જ્ઞાન–ભૂખનું સુચન કરાવે છે. કયારેક એ આધ્યાત્મિક શકિત પણ બતાવે છે. એમનું નાક તેમજ

એમની આંખો વ્યવસ્થિત અને પ્રમાણસર છે. આ ચિન્હો જ તેમનામાં વશીકરણ શકિત જન્માવે છે.

## ખાન અબ્દુલ ગફ્ફારખાંનો ચહેરો

ખાન અબ્દુલ ગફ્ફારખાંનો ચહેરો શાંત અને સૌમ્ય મુખાકૃતિ બતાવે છે. આવા ચહેરાવાળાઓ જાહેરમાં કામ ન કરતાં અંદર રહીને કાર્ય કરે તો સારૂં કામ કરી શકે છે. વ્યવસ્થા-શક્તિ અને કુનેહભરી બુદ્ધિ માટે આવા ચહેરાવાળાઓ ખાસ પંકાય છે.

## શું નેપોલિયનનો ચહેરો પત્રકાર જેવો છે?



મહાન નેપોલિયનનો ચહેરો પત્રકારનાં જેવા ચહેરાનું સૂચન કરાવે છે ખરો?

યૂરોપનાં એક કુશળ મસ્તક રેખા શાસ્ત્રીએ નેપોલિયનનાં ચહેરાને એક પત્રકારનાં ચહેરા સાથે સરખાવી તેને પત્રકારના જેવા ચહેરાવાળો સાબીત કર્યો હતો. આ વાતને કેટલાક લોકોએ ટેકો પણ આપ્યો હતો. તેમનું કહેવું હતું કે

નેપોલિયનની રાજદ્વારી અને લશ્કરી કુનેહબુદ્ધિ આ વાતની ખાત્રી કરાવે છે.

આજ મસ્તકશાસ્ત્રી કહે છે કે–"ડયુક ઑફ વેલિંગ્ટનનો ચહેરો અભ્યાસ અને પુસ્તકો પરનો અણગમો બતાવનારો હતો. ગ્લેડસ્ટનની મુખાકૃતિ કોઇ ચોક્કસ આદર્શ પાછળ ચાલનારી જણાતી હતી. રાણી ઇલિઝાબેથ કોઇ સફળ વાર્તાલેખકના જેવી લાગતી હતી. ક્રોમવેલ શાન્તિપ્રિય અને ડીઝારયલી તકવાદી જેવો લાગતો હતો.

## રમણિય ચહેરા પાછળ છૂપાયલા વિઘાતક તત્ત્વો

સૌથી વધુ આશ્ચર્ય પમાડે એવી વાત તેણે એ કહી કે ઘણાં ખુનીઓ તેમજ ચોર–લુંટારાઓના ચહેરા પ્રથમ નજરે આપણને સુન્દર, ઉમદા અને ભલા સ્વભાવના જણાય છે; પરન્તુ જ્યારે એવા ચહેરામાં વિચાર–ગૂઢ આંખો અને સખ્ત મુખ માલમ પડે છે ત્યારે તે હંમેશા એક ગુન્હેગારનાં જ લક્ષણો બતાવે છે. મશહૂર બદમાસ ડીલીંજરનો ઉત્તરાધિકારી 'બાળક ચહેરા'વાળો નેલ્સન, કે જે અમેરિકાનો જાહેર શત્રુ નં. ૧ હતો; તેની મુખાકૃતિ પણ આવીજ દેખાતી હતી.

## રૂપાળા ચહેરાવાળો ખૂની બન્યો

આ નિષ્ણાત પોતાના પરિચયમાં આવેલા એક બાળકનું ઉદાહરણ આપતાં જણાવે છે કે, તે બાલકનો ચહેરો રૂપાળો, સુંવાળો અને ખુલ્લો હતો. તેના ચહેરા પર માત્ર એક સખ્ત રેખા હતી. આ રેખા મુખ પર દ્રષ્ટિગોચર થતી હતી. બાલકનો ચહેરો ખૂબ જ વ્યક્તિત્વથી ઓપતો અને આકર્ષક હતો. જે

બધાં સાથે મળતાવડો અને હસમુખો રહેતો હતો. લોકો તેને માટે ભવિષ્યમાં સારી આશા બાંધતા હતાં, પણ જ્યારે એ એકવીસ વર્ષનો થયો ત્યારે એક ભયંકર ગુન્હામાં એ સપડાઈ ગયો. આ ગુન્હો હિંમતભરી ધાડનો હતો. એમાં તે સખ્ત સજા પામ્યો.

## ખૂનીઓનાં લક્ષણો કેવાં હોય છે?

ઘણી વખતે ગુન્હાખોર સ્વભાવ અમુક લક્ષણોથી પણ પારખી શકાય છે. એક પ્રસિદ્ધ મુખલક્ષણશાસ્ત્રી કે જેણે દશ હજાર ગુન્હેગારોના ફોટાઓ અવલોકયા હતા તે એવા નિર્ણય પર આવ્યો હતો કે ભરાવ ભવાંવાળા, દેખાવડા ચહેરાવાળા, અને વિલક્ષણ વિકૃત કાનોવાળા માનવીઓ મુખ્યત્વે બીજાંઓ કરતાં અધિક પ્રમાણમાં ખૂની હોય છે. એ જ પરીક્ષક પોતાના કથનની સાબીતી માટે નોર્મન થોર્ન, પેટ્રીક જોન, રેજીનૉલ્ડ હીંકસ આદિ નામીચા ખૂનીઓના ચહેરા આપણી સમક્ષ મૂકે છે, ત્યારે એની એ અનુભવસિધ્ધ વાત આપણને માનવી જ પડે છે.

## બેવડાં ચહેરાવાળી મુખાકૃતિઓ

હવે આપણે બીજાં પ્રકારનાં ચહેરા વિશે વિચાર કરીએ. આ ચહેરાઓને બેવડી મુખાકૃતિવાળા ચહેરા તરીકે ઓળખવામાં આવે છે. આવા ચહેરાવાળા માનવીઓ તદ્દન જુદી જ ટાઇપના મનુષ્યો હોય છે. તેમનો સ્વભાવ પણ વિચિત્ર અને ન ઓળખાય એવો હોય છે. તેમના અંગતમાં અંગત મિત્રો પણ તેમના આ સ્વભાવને ખરા રૂપમાં પિછાની શકતાં નથી.

એડગર એલન પોનો ચહેરો બેવડી મુખાકૃતિવાળો હતો. ચાર્લી ચેપ્લીનનો ચહેરો એકવડો જ છે. ચાર્લીના ચહેરાવાળો

આખો ફોટોગ્રાફ તમે જોશો તો જણાઇ આવશે કે એના ચહેરા ઉપર હાસ્ય અને કરૂણરસના ચોક્કસ ચિન્હો એક–એક બાજુએ અંકાયલા છે. જ્યારે આ બે રસ મળે છે ત્યારે તેનું પરિણામ બુધ્ધિવાળું જ આવે છે.

## એકજ મુખાકૃતિમાં ત્રિવિધ ફેરફાર

અમેરિકાના સુપ્રસિધ્ધ લુંટારા મીલરની મુખાકૃતિ અવલોકીએ. મીલર બેંકોપર ધાડ પાડવા માટે અતિ મશહૂર હતો. તેનું ભેજું પણ ચાલાક અને કરામતવાળું હતું. સાથે તે ખૂની અને નિર્દય કૃત્યોવાળો પણ હતો. સામેના પાનાપર રજુ થયેલી તેની મધ્યની છબી તેનું નમ્ર વ્યક્તિત્વ બતાવે છે. ડાબી બાજુની છબી કે જે જમણી બાજુના બે અર્ધા ભાગોની બનેલી છે તે નરમ સ્વભાવ બતાવે છે જ્યારે જમણી બાજુની છબી કે જે તેના ખરા સ્વભાવને પ્રકટ કરી દે છે તે તેનું ખૂની અને લુચ્ચું માનસ બતાવે છે. એક જ મુખાકૃતિમાં આ ત્રિવિધ ફેરફારો એ બેવડા ચહેરાની જ કરામત છે.

ચહેરાઓની બારીક તપાસ કરતાં આપણને જણાઇ આવશે કે બુદ્ધિશાળી, ગાંડા અને ગુન્હાખોર ચહેરાઓમાં કોઇક વખતે એવી તો રેખાઓ અંકાયલી હોય છે કે જે તેમનામાં સામ્ય આણે છે. ચાર્લ્સ પીસ કે જે ખૂની અને ગુન્હેગારોનો શહેનશાહ મનાતો હતો તેના ચહેરાનું અવલોકન કરતાં એક મુખલક્ષણશાસ્ત્રીને મશહૂર કવિ–નાટયકાર બર્નાડ શૉના જેવાં લક્ષણો તેનામાં માલમ પડયાં હતાં. પીસનું મસ્તક શૉનાં જેવું જ મોટું અને વજનદાર ઘુમ્મટનાં જેવું હતું. નાક, આંખ તેમજ બીજાં ચિન્હો પણ લગભગ એક સરખાં જ હતાં. આમ છતાં પણ–

બન્ને એક જ પ્રકારની મગજશક્તિ ધરાવતાં હોવા છતાં પણ તેમના વર્તનમાં ફેર કેમ હતો ? શૉએ પોતાની મગજશક્તિ જનકલ્યાણના લાભને માટે વાપરી જ્યારે પીસે તેનો દુરૂપયોગ



અમેરિકાના સુપ્રસિધ્ધ લુંટારા મીલરની મુખાકૃતિ. વચ્ચેની આકૃતિ નમ્ર વ્યક્તિત્વ બતાવે છે. ડાબી બાજુની છબી કે જે જમણી બાજુના બે અર્ધા ભાગની બનેલી છે તે નરમ સ્વભાવ બતાવે છે. જ્યારે જમણી બાજુની છબી કે જે તેના ખરા સ્વભાવને પ્રકટ કરી દે છે તે તેનું ખૂની અને લુચ્ચું માનસ બતાવે છે.

કરી નીચ માર્ગ અખત્યાર કર્યો. તેમના ગુણ–અવગુણનો આ તફાવત અભ્યાસીને જણાઇ ગયા વગર ન જ રહે. તેમના

મુખની રેખાઓમાં ભલે સામ્ય હોય પરન્તુ માનવીની લાયકાત તેના ગુણ-અવગુણ ઉપરથી ઘડાય છે તે તો નક્કી જ છે. આ વાતની સ્પષ્ટ પ્રતિતી આપણને આ બન્નેનાં દ્રષ્ટાંત ઉપરથી મળી આવશે.



આ મુજબ મુખનાં બધાં અંગોનો જો અભ્યાસ કરવામાં આવે તો માનવી જરૂર સામા માણસના મુખ ઉપરથી જ તેનું ભવિષ્ય, વર્તન, ચારિત્ર્ય વગેરે સહેલાઇથી પારખી શકે છે અને પછી તેની સાથેના પોતાનાં હિતાવહનો નિર્ણય કરી તે અનુસાર વર્તે છે. વ્યાપારીઓ, મોટા મોટા ઉદ્યોગપતિઓ તથા બીજાંઓ કે જેઓને રોજના અનેક માણસોની મુલાકાતો લેવાની હોય છે, જેમને પોતાના હાથ નીચે અનેક માણસો રાખવાની જરૂર હોય છે તેવાઓએ તથા જેમને આ વિદ્યા પ્રત્યેનો શોખ કેળવવો હોય, તેવાઓએ તેમજ જેમને પોતાના મિત્રોનાં, સગાંસ્નેહીઓનાં તથા ઇતર માણસોનાં ગુણ-દોષ, તેમની કાર્યશકિત પારખવી હોય તેવાઓએ તો આ શાસ્ત્રનો અવસ્ય અભ્યાસ કરવોજ જોઇએ.



# સો સુંદર પુસ્તકો

| | |
|---|---|
| વારસદાર | રૂા. ૩ |
| શ્રીમતી સીતા | ૩॥ |
| અભિમાન | ૩ |
| શરદવાણી | ૨ |
| પતિ મંદિર | ૧॥। |
| પારૂ | ૨ |
| રૂપમાધુરી | ૩ |
| કુળવતી | ૨ |
| શરદવંદના | ૨॥ |
| વિવાહિતા | ૩ |
| ચાંદમુખ | ૨॥ |
| કમલિની | ૩ |
| જયશ્રી | ૩ |
| અલકા | ૨ |
| જ્ઞાનદા | ૨॥ |
| રેણુનીમા | ૩॥ |
| પથેરદાબી ભાગ ૧-૨ | ૪॥ |
| શુભદા | ૨॥ |
| ચરિત્રહીન | ૩॥ |
| શેષપ્રશ્ન | ૩ |
| બડીદીદી | ૧॥। |
| નગર લક્ષ્મી | ૨॥ |
| માધવી | ૧। |
| વિભાવરી | ૨॥ |
| આનંદી | ૨॥ |
| ભાઇબ્હેન | ૨॥ |
| ભાભી | ૨॥ |
| નાનાફડનવીસ | ૧ |
| હેન્રીફોર્ડનું જીવન | ૧॥। |
| મોક્ષદા | ૩ |
| શ્યામલી | ૩ |
| પતિ પત્ની | ૨ |
| બ્હેન | ૩॥ |
| અન્નપૂર્ણાનું મંદીર | ૨ |
| શ્રીદેવી | ૩॥ |
| મારી નોંધપોથી | ૧॥ |
| કૃષ્ણકાંતનું વીલ | ૨॥ |
| દુર્ગેશનંદીની | ૩ |
| અક્કલના ખાં | ૨॥ |
| સનમની શોધમાં | ૨॥ |
| હું રાજા હોઉં તો? | ૨ |
| રમતા રામ | ૨ |
| સંસ્કારલક્ષ્મી | ૫॥। |
| રાસ રજની | ૨॥। |
| ટૉકિઝ ગાઈડ | ૨॥ |
| અભિનવ સંગીત | ૧। |
| ભવિષ્યવાણી | ૫॥। |
| હાથની ભાષા | ૫ |
| શરીર સામુદ્રિક | ૩ |
| હુન્નર ઉદ્યોગ ને વ્યાપાર | ૧૦ |
| ઓલઇંડીયા મરચન્ટસ ડીરેકટરી | ૨ |
| બીઝનેસ ગાઈડ યાને વ્યાપારી ભોમીયો | ૩ |
| વ્યાપારી નામું | ૪ |
| વ્યાપારી હિસાબ | ૨ |
| પ્રભાનો ભાઈ | ૩ |
| રોહીણી | ૨ |
| ઝેરી નાગ | ૨ |
| જીવતું હાડપીંજર | ૨ |
| ભેદી જાસુસ | ૨ |
| પિશાચની પ્રતિમા | ૧॥ |
| ભયંકર પડછાયો | ૧॥ |
| સફેદ શયતાન | ૩ |
| સોનેરી સંદૂક | ૩ |
| દેવેન્દ્રના પરાક્રમો | ૩॥ |
| શ્રીકૃષ્ણ | ૦। |
| સીતા | ૦)–॥ |
| ધ્રુવકુમાર | ૦)–॥ |
| હનુમાન | ૦)–॥ |
| આનંદતરંગ | ૦।≈ |
| પ્રશ્ન ધારા | ૦।≈ |
| પન્નાકુમારી | ૦।≈ |
| કિશોર વાર્તાવલી | ૦।≈ |
| બીલ્લીરાણી | ૦॥ |
| વાંદરાનો ન્યાય | ૦॥ |
| વાઘ ભગત | ૦॥ |
| દૂધવાળી | ૦॥ |
| રામજીનો ખજાનો | ૦॥ |
| વરૂનું સંગીત | ૦॥ |
| કથામંગળ | ૧। |
| માનવહૈયાં | ૧। |
| વિનુભાઈ | ૦)≈ |
| નાનકડો કનુ | ૦)≈ |
| બહાદુર હંસા | ૦)≈ |
| બચુકડો ઉંદર | ૦)≈॥ |
| ચાલો ગાઇએ | ૦।≈ |
| મૂર્ખ મંડળ | ૦)≈ |
| પોચાના પરાક્રમો | ૦।≈ |
| અટકચાળા વાંદરા | ૦।≈ |
| સહેલી વાતો | ૦। |
| રસમય કહાણીઓ | ૦।≈ |
| ચાલાક ચોર | ૦।– |
| હસતાં બાળ | ૦।– |
| વાઘણની બોડમાં | ૦।≈ |
| પદ્યકથાઓ | ૦। |
| જગતની મહાન–જ્યોતિઓ | ૦।– |
| બાતાસી | ૨॥ |
| જાતીય દામ્પત્ય જીવન | ૨॥ |
| વાત્સ્યાયન કામસૂત્ર | ૧ |
| ભાતભાતનું ભરત કામ | ૧ |

**એન. એમ. ઠક્કરની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ–૨**



**હળવાં નિબંધો, માર્મિક સાહિત્ય ચર્ચા, ટૂંકી રસપ્રદ વાર્તાઓ, રોમાંચક અને સત્ય અહેવાલો સિનેમાની છેલ્લી ખબરો, ભેદભરમો પૂર્ણ સળંગ જાસુસ કથા, સચોટ અઠવાડિક ભવિષ્ય અને બજારોની વધઘટ દર્શાવતું ભવિષ્ય એમાં નિયમિત આવે છે.**



**જાહેરાત માટેનું ઉત્તમ સાધન**

| છૂટક કિંમત | વાર્ષિક લવાજમ |
|---|---|
| ૦–૩–૦ | ૯–૦–૦ |

**અગિયાર વર્ષથી**

દર અઠવાડિયે નિયમિત પ્રકટ થાય છે.

# રવિવાર

**હળવા સાહિત્યનું અગ્રગામી**

## ગુજરાતી અઠવાડિક

રોમાંચક વાર્તાઓ,
હળવા રમુજી નિબંધો
અને સચોટ ભવિષ્ય
આ બધું તમને એમાં મળશે.

**'રવિવાર' કાર્યાલય:** સર મંગળદાસ વાડી, લેમિંગ્ટન રોડ, મુંબઈ ૪.

---

**પાંચ વર્ષથી**

દર મહિનાની ૧ લી તારીખે
નિયમિત પ્રકટ થાય છે.

# કિસ્મત

ગુજરાતનું એકમાત્ર
જ્યોતિષ, ભવિષ્યદર્શન
અને ગયબી સૃષ્ટિનું
સચિત્ર માસિક

**આકર્ષક સત્ય બનાવો**
**ભયંકર રસીલી વાર્તાઓ**
**સંતોના પ્રેરણાત્મક જીવનો**
આ બધું તમને એમાં મળશે.



યોગ અને ત્રાટક, અગમ્યવાદ, પ્રેતાવાહન વિદ્યા, જાદુવિદ્યા, જંત્રમંત્ર, ઈન્દ્રજાળવિદ્યા, સંતપુરૂષોના પ્રેરક ચિત્રો, ભૂત-પ્રેતવિદ્યા, જ્યોતિષની ચર્ચા, સ્વપ્ન વિજ્ઞાન, આધ્યાત્મિક ઉપચારો અને તેના પ્રયોગો વગેરે અનેક ગયબી પ્રશ્નો ચર્ચતું સુંદર સચિત્ર માસિક.



**સંખ્યાબંધ ચિત્રો અને દ્વિરંગી છપાઈમાં**

| છૂટક કિંમત | વાર્ષિક લવાજમ |
|---|---|
| ૦–૬–૦ | ૪–૮–૦ |

**'કિસ્મત' કાર્યાલય:** સર મંગળદાસ વાડી,/લેમિંગ્ટન રોડ, મુંબઈ ૪.

